# પિશાચ-મંદિર.

## ભાગ ૧ લો.

[ રેનૉલ્ડ્ઝના "ધી ઑંઝ સ્ટેચ્યુ" ને આધારે લખેલી મનોરંજક નવલકથા ]

પ્રયોજક


ચુનીલાલ વર્ધમાન શાહ

વઢવાણનિવાસી.

સારંગપુર, તળીયાની પોળ—અમદાવાદ.



પ્રકાશક

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ—પ્રત ૧૦૦૦.

વિ. સં. ૧૯૭૨—ઇ. સ. ૧૯૧૬.



[ સર્વ અધિકાર પ્રકાશકને સ્વાધિન ]



અમદાવાદ:

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.


મૂલ્ય રૂ. ૨

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૨-૨/૨-૧૫

# પ્રસ્તાવના.

'રેનૉલ્ડ્ઝ' નું નામ સાંભળીને ભડકી જનારાઓને પણ એટલું તો કબૂલ કર્યા વિના નહિ જ ચાલે કે એ એક પ્રતિભાશાળી લેખક હતો. તેની લેખનશૈલી, તેનાં સૃષ્ટિસૌંદર્યનાં વર્ણનો અને તેણે મનુષ્ય-સ્વભાવનાં દોરેલાં આબેહૂબ શબ્દચિત્રોની પ્રશંસા હરકોઈના મુખથી થયા વિના રહેશે નહિ. નવલકથાકારની લેખિનીમાં જે ચાતુર્ય હોવું જોઈએ તે એ છે કે અમુક પાત્રનું સ્વભાવચિત્ર લેખકે પોતાના અંતરમાં જે નિશ્ચિત કરી રાખ્યું હોય, તે ચિત્ર વાણીદ્વારા વાચકના હૃદયમાં અણુએ અણુ વજ્રલેપ કરી નાંખે તેવું હોવું જોઈએ. જે નવલકથાકારો વસ્તુસંકલના ઉત્તમ પ્રકારની ગોઠવવા પાછળ પોતાના મગજને અતિપરિશ્રમ આપે છે, પરન્તુ જેઓનામાં સ્વભાવચિત્ર આલેખવાનું નૈસર્ગિક કૌશલ્ય હોતું નથી, તે નવલકથાકારોનાં પુસ્તકો વાચકોના હૃદયને સ્પર્શ કરનારાં થઈ શક્યાં નથી. સ્વભાવાલેખનમાં જેમ ખૂબી રહેલી છે, તેમ પાત્રોના સ્વભાવાનુસારી કાર્યોની પરિણતિમાં નવલકથાનો રસ સમાએલો હોય છે અને એ જ સ્વભાવોના જય-પરાજયમાં આખી નવલકથાના તત્ત્વરૂપ બોધ સમાએલો હોય છે. એ પ્રમાણે એક નવલકથાની સફળતા જેવી રીતે ઉત્તમ વસ્તુસંકલના ઉપર રહેલી છે, તેવી જ રીતે લેખકના પાત્રાલેખન-કૌશલ્યમાં પણ સરખે અંશે સમાએલી છે. રેનૉલ્ડ્ઝની નવલકથાઓની ઉત્તમતા-અધમતા સંબંધે લોકોમાં ગમે તેવો મતભેદ હોય, તોપણ તેના લેખનકૌશલ્ય અને હૃદયસ્પર્શી સ્વભાવચિત્રોને માટે તો તેની પ્રશંસા જ કરવી પડશે.

અંગ્રેજી ભાષાના સાહિત્યમાં રેનૉલ્ડ્ઝનો બહિષ્કાર કરવામાં આવ્યો છે. રેનૉલ્ડ્ઝે લગભગ ચાળીસ મોટી નવલકથાઓ લખી છે છતાં અંગ્રેજ શિષ્ટમંડળમાં તેની લેખક તરીકે ગણના કરવામાં આવતી નથી. રેનૉલ્ડ્ઝની આવી હલકી ગણના થવાનાં મુખ્ય બે કારણો છે. તેણે "મિસ્ટ્રીઝ ઑફ લંડન" અને "મિસ્ટ્રીઝ ઑફ ધી કોર્ટ ઑફ લંડન" એ પ્રમાણે નામવાળી બે કથામાળાઓ લખી છે. તે બન્નેમાં મળીને એકંદર આઠ નવલકથાઓનો તેણે સમાવેશ કર્યો છે, અને તેમાં તેણે અંગ્રેજ લોકોના સદ્‌ગુણો કરતાં તેમના દુર્ગુણોને વધારે ખુલ્લા પાડી બતાવ્યા છે! એ નવલકથાઓનો તત્ત્વાર્થ તેણે એવો સિદ્ધ કરી બતાવ્યો છે કે ગરીબ માણસો જેટલા વિશેષ સદ્‌ગુણી હોય છે, તેટલા જ શ્રીમંતો કિંવા અમીર-ઉમરાવો વિશેષ દુર્ગુણી અને

દુરાચારી હોય છે. દુરાચારોનાં રસભરિત વર્ણનો તેમાં તેણે કર્યા છે અને એ માર્ગે વાચકની દુષ્ટ વૃત્તિઓની જાગૃતિને ઉત્તેજન મળે એ પ્રકારની તેની એ નવલકથાઓની શૈલી છે. આ કારણથી અંગ્રેજ પ્રજા રૅનૉલ્ડ્ઝને અંગ્રેજ સમાજને નીતિભ્રષ્ટ કરનારો લેખક માની તેનો બહિષ્કાર કરે છે. બીજું કારણ એ છે કે ઇંગ્લાંડના રાજાઓના સંબંધે લોકોમાં તિરસ્કાર ઉત્પન્ન થાય તેવાં સ્વભાવચિત્રો રૅનૉલ્ડ્ઝે પોતાની ઉપર જણાવેલી નવલકથાઓમાં આલેખ્યાં છે, અને રાજભક્ત પ્રજાવિભાગને એવાં ચિત્રો ન રૂચે એ સ્વાભાવિક છે. એ મુજબ બે મુખ્ય કારણોથી રૅનૉલ્ડ્ઝની નવલકથાઓનો શિષ્ટ અંગ્રેજ પ્રજાએ બહિષ્કાર કર્યો છે. પરંતુ જનસમાજ બહુ વિલક્ષણ સ્વભાવનો છે. બહિષ્કાર કે મનાઇ કરેલી વસ્તુ જોવાનું તેને વિશેષ મન થાય છે. એ મુજબ રૅનૉલ્ડ્ઝની નવલકથાઓ એ બહિષ્કારને લીધે જ વધારે વંચાવા લાગી છે અને દર વર્ષે તેની હજારો બલકે લાખો નકલો ખપે છે! એટલું જ નહિ પણ અમેરિકાના પુસ્તક પ્રકાશકોએ તો રૅનૉલ્ડ્ઝની કેટલીક નવલકથાઓની સંક્ષિપ્ત આવૃત્તિઓ બહાર પાડી દીધી છે!

રૅનૉલ્ડ્ઝ ઉપર જે આક્ષેપો કરવામાં આવ્યા છે તે તેના 'મિસ્ટ્રીઝ' નાં પુસ્તકો સંબંધે આપણે કબુલ કરીશું, પરન્તુ તે સિવાયની તેની બીજી નવલકથાઓમાંથી બે–ત્રણને બાદ કરતાં બાકીની નવલકથાઓને એવો આક્ષેપ લાગુ પાડી શકાશે નહિ. રૅનૉલ્ડ્ઝની ઘણીખરી વાર્તાઓમાં મુખ્યત્વે કરીને એવી પાત્રરચના કરવામાં આવી હોય છે કે એક સદ્‌ગુણી દંપતી હોય છે અને બીજાં એક બે પાત્રો અત્યંત નીચ વૃત્તિનાં હોય છે. તે નીચ પાત્રોનાં કૃત્યો એટલાં નીચ હોય છે કે તેનું વર્ણન વાંચતાં રોમાંચ અનુભવ્યા વિના રહેવાતું નથી, અને વાચકને ઘડીભર એવું થઇ જાય છે કે એવાં માણસો આ જગતમાં હોય, તે કરતાં ઇશ્વરે સમૂળગી મનુષ્યસૃષ્ટિનો જ નાશ કરી નાખ્યો હોય તો વધારે સારૂં! પરન્તુ સદ્‌ગુણોનો પૂર્ણ વિજય અને દુર્ગુણોનો અત્યંત નાશ એ નીતિશાસ્ત્રનો સિદ્ધાંત છે. અને એ સિદ્ધાંતની વિરૂદ્ધ રૅનૉલ્ડ્ઝે પોતાની એકે નવલકથાનું પરિણામ દર્શાવ્યું નથી; એટલું જ નહિ, પણ મનુષ્યની મનોવૃત્તિનું આબેહૂબ વર્ણન કરવાની તેની શૈલી અતિવિલક્ષણ હોવાથી તે સિદ્ધાંત વાચકના મન ઉપર પૂર્ણપણે ઠસાવવાનું કામ તે ઘણું સારૂં બજાવી શકે છે. રૅનૉલ્ડ્ઝ ઉપર આક્ષેપ કરનારાઓ વિશેષમાં એવું કહે છે કે તેની વાર્તાઓ વાંચવાથી અપરિપક્વ બુદ્ધિનાં મનુષ્યોનાં મન દૂષિત થઇ જાય છે. પ્રથમ દૃષ્ટિએ આ આક્ષેપ જોકે ખરા જેવો માલૂમ પડે

છે, પરન્તુ વસ્તુતઃ એ આક્ષેપ યોગ્ય જણાતો નથી. અપરિપક્વ બુદ્ધિનાં મનુષ્યોનાં મન જેવી રીતે વાર્તા વાંચવાથી દૂષિત થવાનો સંભવ છે, તેવી જ રીતે તે પરિપક્વ થવાનો પણ સંભવ છે, કારણકે તેમાં દુર્ગુણોનું જેટલું વર્ણન કરવામાં આવ્યું હોય છે, તે કરતાં વધારે સદ્‌ગુણોનું પણ વર્ણન કરવામાં આવ્યું હોય છે; અને દરેક વાર્તાને અંતે તો નીતિ અને સદ્‌ગુણોનો જ વિજય દર્શાવવામાં આવે છે. આક્ષેપ કરનારાઓના કથન મુજબ માત્ર દુર્ગુણોનાં વર્ણનોની અસર કબુલ રાખીએ અને સદ્‌ગુણોનાં વર્ણનોની અસર નાકબૂલ રાખીએ, તો પછી કેવળ સદ્‌ગુણોથી ભરેલી નવલકથાઓ પણ વાચકો ઉપર કેવી રીતે અસર કરી શકે તે સમજવું મુશ્કેલ થઇ પડે છે. વસ્તુતઃ ખરાબ વર્ણનો ઉપર સારાં વર્ણનોની સરસાઈ અને સારાં પરિણામો દર્શાવવાની કાળજી લેખક રાખે, તો તેની એકંદર અસર વાચક ઉપર ખરાબ જ થાય છે એમ એકતરફી માન્યતા અંગીકાર કરી લેવી એ ભૂલભરેલું છે. મનુષ્યનું મન અરીસા જેવું છે. અરીસો જો સારો હોય છે તો તેમાં સારૂં પ્રતિબિંબ પડે છે; પણ અરીસો જો ખરાબ હોય છે તો સારી વસ્તુનું પ્રતિબિંબ પણ તેમાં ખરાબ જ જણાઇ આવે છે. તેવી રીતે મનુષ્યનું મન જો પહેલેથી જ કુમાર્ગે વળેલું હશે, તો તે હમેશાં કુમાર્ગની વાતોમાંથી જ સાર ખેંચશે, તેથી ઉલટું જો તે સદાચારી હશે તો તે સદ્‌ગુણની વાતોમાંથી બોધ લેશે; અને જો સદ્‌ગુણી આંતર્ સ્વભાવવાળો મનુષ્ય હોય અને નિર્બળ મનોવૃત્તિને પરિણામે કુમાર્ગે વળી ગયો હોય, તો તેના ઉપર કુમાર્ગનાં દુષ્પરિણામો દર્શાવનારી કથા સારી અસર કરે છે અને તેના નૈસર્ગિક સદ્‌ગુણોને પુનઃ જ્વલંત બનાવવામાં કારણીભૂત થઇ પડે છે. ગમે તે નવલકથાકારનો દાખલો લો, પણ તે હમેશાં પોતાની નવલકથામાં સ્વભાવવૈચિત્ર્યની યોજના કરે છે જ, કારણકે સ્વભાવવૈચિત્ર્ય વિના નવલકથાનો જન્મ જ થતો નથી. આપણી પૌરાણિક કથાઓ તરફ આપણે નજર કરીશું. દુર્યોધન, દુઃશાસન, કર્ણ, શકુનિ, રાવણ, કુંભકર્ણ, કંસ વગેરેનાં આચરણો દુષ્ટ છે, અને તેથી જ પૌરાણિક કથાઓની રચના થઇ છે, તથા સજ્જનોનું માહાત્મ્ય વધારે ઉત્કર્ષને પામ્યું છે. એ કથાઓમાંથી એ દુષ્ટ પાત્રોને પાછાં ખેંચી લો, એટલે પાછળ કશી કથાસંકલના જ નથી એવું સ્પષ્ટ જણાઇ આવશે. જો દુષ્ટ પાત્રોનાં વર્ણનોથી અપરિપક્વ બુદ્ધિનાં મનુષ્યો ઉપર દૂષિત અસર જ થતી હોય અને સત્પાત્રોની કશી અસર ન થતી હોય તો પછી તેવાં મનુષ્યોના હાથમાં પુરાણો પણ આપી શકાય નહિ!

આ ઉપરથી વાચક સ્પષ્ટ સમજી શકશે કે રેનૉલ્ડ્ઝની નવલ-કથાઓ એકાંત દૃષ્ટિથી જ ત્યાજ્ય ગણી કાઢવા જેવી નથી. 'બ્રાૅઝ સ્ટેચ્યુ' ની નવલકથામાં માત્ર રહસ્યભેદ વાચકની જિજ્ઞાસાને ઉશ્કેર્યા કરે છે, પરન્તુ અશ્લીલ પ્રસંગોનાં હૃદયને કંપાવી નાંખે તેવાં ચિત્રો તેમાં નથી. વળી જે એકાદ બે તેવા પ્રસંગો આવે છે તેને પણ ગુજરાતીમાં ઉતારતાં સારી રીતે સમારવામાં આવ્યા છે. કથાનકનો સમય ઇ. સ. ની ૧૩ મી સદીની મધ્યનો લેવામાં આવ્યો છે કે જે સમયે ગુજરાતમાં વીરધવળની આણ ફરતી હતી અને સોલંકી વંશ નાબૂદ થવાની અણી ઉપર આવી રહ્યો હતો. વીરધવળ પરાક્રમી પુરૂષ હતો અને તેની મહત્ત્વાકાંક્ષા તેને આસપાસના પ્રદેશોના રાજકારણ ઉપર દૃષ્ટિ રાખવાને પ્રેરતી હતી, એટલે રાજપૂતસ્થાનના એક ચોક્કસ પ્રાંત સાથેના તેના સંબંધનું અસ્તિત્વ અકારણ લેખાશે નહિ. કથાનકનો સમય, તે સમયનાં મનુષ્યોનો સામાન્ય સ્વભાવ, રીતરીવાજ, આચાર વિચાર ઇત્યાદિ ઉપર બારીક દૃષ્ટિ રાખીને આ અંગ્રેજી નવલકથાને હિંદુસ્તાનનાં વસ્ત્રો પહેરાવ્યાં છે; અને તેમાં લેખકને કેટલે અંશે સફળતા મળી છે તે વાચક જોઇ શકશે. છતાં અર્વાચીન દૃષ્ટિએ પાત્રોની વાતચીતની શૈલી, અકલ્પિત સંબંધ, ઇત્યાદિમાં કાંઇક વિલક્ષણતા જણાશે. પ્રાચીન સમયમાં તેમાંનું કેટલે અંશે પ્રચલિત હશે તે આપણે જાણતા નથી, પરન્તુ અંગ્રેજી નવલકથાની એટલી છાયા પણ દૂર કરી નાંખીને આ કથાને સર્વે આર્યગુણસંપન્ન બનાવવાનું કાર્ય અશક્ય જણાવાથી અને તે કાર્યને શક્ય બનાવવા જતાં તેમાંથી ખરો રસ ઉડી જવાનો ભય હોવાથી એ છાયાને ચલાવી લેવાની જરૂર પડી છે. સામાન્ય જનસમાજ કરતાં રાજવંશીઓના પરિચયીઓને અને પ્રાચીન ઇતિહાસના અભ્યાસીઓને તે છાયામાં અસ્વાભાવિકતા જેવું ઘણું જ થોડું—નહિ જેવું જ જણાશે.

'બ્રાૅઝ સ્ટેચ્યુ'ને ગુજરાતી ભાષામાં ઉતારવાનો આ પ્રયત્ન કાંઇ પહેલ વહેલો જ નથી; આ પૂર્વે તેનો અનુવાદ થયો છે અને કેટલાક લેખકોએ પોતાની કથાઓમાં આમાંના કોઇ કોઇ છૂટક પ્રસંગો ઉપાડી લીધા છે; છતાં 'પિશાચ-મંદિર' વાંચનારને તેમાંથી કેટલુંક નવું જાણવાનું મળશે. 'બ્રાૅઝ સ્ટેચ્યુ'નો જે અનુવાદ આ પૂર્વે પ્રસિદ્ધ થયો છે, તેના ગુણદોષની મીમાંસા કરવાનું આ સ્થાન નથી, તોપણ કહેવું જોઇએ કે રેનૉલ્ડ્ઝના લેખનશૈલીની ખરી ખૂબીનો તેમાં ધ્વંસ થયો છે. કથાનકની સંકલના પુરતાં ટુંકાં વર્ણનો રાખીને બાકીનો મોટો ભાગ તેમાંથી દૂર કરી નાંખવામાં આવ્યો છે. અને તેમ કરવાથી કેટલેક સ્થળે રસમાં ક્ષતિ આવે છે, કોઇ સ્થળે પાત્રનું આલેખન

અપૂર્ણ રહી જાય છે; કોઇ સ્થળે લાંબાં વર્ણનો લખવામાં પણ રેનૉલ્ડ્ઝે કથાનક ઉપર જે ભેદયુક્ત પ્રકાશ પાડવાની અભિલાષા રાખી હોય છે તે પ્રકાશ એ વર્ણનોને ટુંકાવી નાંખવાથી દૂર થઇ જાય છે અને એ રીતે નવલકથાની ખીલવણી બરાબર રીતે થઇ શકતી નથી. આ કથામાં પણ કેટલોક ભાગ હેતુપૂર્વક દૂર કરવામાં આવ્યો છે. યુરોપનાં જૂદાં જૂદાં સ્થળોનાં લાંબાં વર્ણનોને બદલે આ દેશનાં કલ્પિત સ્થળોનાં ટુંકાં વર્ણનો દાખલ કરવામાં આવ્યાં છે, પરન્તુ તેમ કરતાં મૂળ વર્ણનોમાં જે હેતુ રેનૉલ્ડ્ઝે રાખ્યો હતો તે હેતુ બરાબર ધ્યાનમાં રાખીને તેમ કરવામાં આવ્યું છે, એટલે તેની ખૂબી બરાબર જળવાઈ રહી છે, જે બીના રેનૉલ્ડ્ઝની બન્ને પ્રતિકૃતિઓને સાથે રાખીને તપાસનારને તુરત જ માલૂમ પડી આવશે. રેનૉલ્ડ્ઝના પ્રત્યેક વાક્યનો અનુવાદ ઉતારવાથી પુસ્તકનું કદ ઘણું મોટું થઇ જાત, અને તેમ કરવાથી પાશ્ચાત્ય દેશનાં સ્થળો અને પ્રસંગોનું આ દેશનાં સ્થળો અને પ્રસંગો સાથે એકસરખાપણું દર્શાવવા જતાં કેટલીક એવી અસ્વાભાવિકતા દાખલ થઇ જાત કે જે વાચકને અરોચક થઈ પડત અને તેથી તેવું અસ્વાભાવિક લંબાણ દૂર કરવાથી નવલકથાના વાસ્તવિક રસમાં ક્ષતિ થવા પામી નથી.

આ નવલકથાની ખરી રસિકતાનો આસ્વાદ લેવાને તેને ઓછામાં ઓછી બે વાર વાંચવી જોઇએ, તે વિના તેની ખરી મજાહ વાચકને મળવી સંભવિત નથી. કથાભાગ ઘણો મોટો છે અને તે બહુ ગુંચવણવાળો છે. પહેલી વાર વાંચતી વેળાએ માત્ર પાત્રોનો સ્વભાવ અને વાર્તાની સંકલના વાચક સમજી શકશે, પરન્તુ તેથી વાર્તાની ખરેખરી મજાહ અને ખૂબી સમજી શકાશે નહિ. પણ બીજી વાર વાંચતી વેળાએ પાત્રોનો સ્વભાવ પહેલાં બરાબર સમજી લેવામાં આવ્યો હોવાથી અને ગૂઢ પ્રકારોનો ભેદ સમજાયો હોવાથી પાત્રોના મુખમાં મૂકવામાં આવેલા શબ્દોનું ખરૂં રહસ્ય અને વર્ણનોમાં સમાએલો ગર્ભિત હેતુ તુરત ધ્યાનમાં આવશે, અને 'રેનૉલ્ડ્ઝ' ની રચનાની મુક્તકંઠે પ્રશંસા કરાવશે. એકાદ કઠણ કોયડો કિંવા બુદ્ધિબળનો વિકટ પ્રશ્ન અમુક તરેહથી છૂટે છે, એવું સમજ્યા પછી જેમ અવર્ણનીય આનંદ થાય છે, તેમ આ કથાના બીજી વારના વાચનથી વાચકને તેવા આનંદનો અનુભવ થયા વિના રહેશે નહિ, તેટલા માટે આ નવલકથા પ્રત્યેકે બે વાર વાંચીને પછી તત્સંબંધે પોતાનો યોગ્ય અભિપ્રાય બાંધવો એવી નમ્ર વિનતિ છે.

તા. ૧-૯-૧૯૧૬.<br>અમદાવાદ.

ગોવિંદ મહાદેવ રામચંદ્ર.

# અનુક્રમણિકા.



# પિશાચ-મંદિર.

## ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### અરણ્યમાં અત્યાચાર.

આપણી કથાનો પ્રારંભ ઈ. સ. ૧૨૩૫ માં થાય છે, જે સમયે ગુંજરાતમાં **વીરધવળની** આણ ફરતી હતી.

આસો વદી ૨ નો દિવસ હતો. સમય સાંજનો હતો. અત્યારે એક સ્વાર એક મોટા ઘોડા ઉપર બેસીને રાજપૂતસ્થાનમાં **શ્યામગઢના** કિલ્લાની દક્ષિણે આવેલા અરણ્યમાં પ્રવાસ કરતો હતો. રસ્તો બહુ જ ખરાબ હતો અને મુસાફરોની આવજાથી પડેલી પગથી વિના બીજો કોઈ રસ્તો હતો નહિ. અસ્ત થતા સૂર્યનાં કિરણોથી પશ્ચિમ દિશા લાલચોળ થઈ ગઈ હતી. તે રંગથી વૃક્ષોનાં લીલાં પત્રો ઉપર પડતા સોનેરી પ્રકાશથી વૃક્ષોની શોભા વિલક્ષણ લાગતી હતી. જેમ જેમ અંધકાર વધારે ને વધારે વ્યાપતો જતો હતો તેમ તેમ અરણ્યનો દેખાવ વધારે ભયાનક દેખાતો જતો હતો. સંધ્યાસમયની વનશોભા ધીગે ધામે અદ્રશ્ય થવા લાગી હતી. વૃક્ષોનાં પાંદડાં એક બીજાને ચોંટી ગયાં હોય અને તે ઉપરનાં ફૂલ-મ્હોર અંદર ગુંચાઇ ગયાં હોય તેમ જણાવા લાગ્યું. પક્ષીઓનો કિલકિલાટ બંધ થયો અને રાત્રિનો કર્કશ શબ્દ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે હિંસ્ર પશુઓની ગર્જના પણ કાને પડવા લાગી અને તે શ્રવણગોચર થતાં સ્વારનો ઘોડો ચમકવા લાગ્યો, પરન્તુ સ્વારની ધીરજના પરિચયને લીધે પુનઃ તે સ્વસ્થ બનીને ચાલવા લાગ્યો. અંધકાર સર્વત્ર વ્યાપી ગયો હતો. કેટલાંક વૃક્ષોનાં ઠૂંઠાં વચ્ચે આડાં આવતાં હોવાથી ઘોડેસ્વારને પોતાનો ઘોડો બહુ સાચવી સાચવીને ચલાવવો પડતો હતો.

એ પ્રમાણે ઘોર અરણ્યમાં અંધકારમાં પણ નહિ ડગતાં પ્રવાસ કરનારા એ પ્રવાસીનું ધૈર્ય અસાધારણ હોવું જોઇએ. તે ધૈર્યપૂર્વક પોતાનો આડો અવળો રસ્તો કાપી રહ્યો છે તે દર્મિઆન તેનું થોડું-એક વર્ણન કરીને વાચકને તેની માહિતી આપવી એ ઠીક થઈ પડશે.

એ પ્રવાસી ઉંચી કાઠીનો હતો છતાં તેનું શરીર પુષ્ટ હતું અને તેથી સાધારણ રીતે જ તે કદાવર બાંધાનો દેખાતો હતો. શરીરનો બાંધો બળવાન હતો અને સઘળાં અવયવો પ્રમાણપુરઃસર હતાં. તેનું શૌર્ય તેને જોતાં જ ધ્યાનમાં આવી જાય એવી તેના ચહેરાની રચના હતી. તેની મુખમુદ્રા અને તેજ ઉપરથી તેનો જન્મ ઉચ્ચ કુળમાં થયો હોવો જોઇએ એવી સહજ ખાત્રી થાય. તેનાં કાળાં અને તેજસ્વી નેત્રો તેના બુદ્ધિવૈભવની પ્રતીતિ આપનારાં હતાં અને તેમાં તેના ઔદાર્ય તથા માયાળુ સ્વભાવનું પ્રતિબિંબ પડેલું હતું. વાંકડી અને ઝીણી મૂછો, સરળ નાસિકા, વિશાળ ભાલપ્રદેશ ઇત્યાદિ સૌંદર્યનાં લક્ષણો તેના મુખારવિંદ ઉપરથી વ્યક્ત થતાં હતાં. તેને એક વાર જોતાં જ એવો નિશ્ચય થયા વિના રહે નહિ કે તેનામાં ઉંચું સૌંદર્ય, સુસ્વભાવ અને ઉત્તમ કુળ ઇત્યાદિ સર્વ ગુણો હોવા જોઇએ. ટુંકામાં કોઇ ઉત્તમ ચિત્રકારે તે સૌંદર્યની મૂર્તિની આકૃતિનો અભ્યાસ કરવા જેવું અદ્‌ભુત સૌંદર્ય એ પ્રવાસીમાં રહેલું હતું.

પ્રવાસીની ઉમર અનુમાને વીસ–બાવીસ વર્ષની જણાતી હતી, તોપણ શરીરના કદાવર બાંધાને લીધે તેની ઉમર તે કરતાં વધારે વર્ષની હોય એવો ભાસ થતો હતો. તેણે પહેરેલો પોષાક જો કે મૂલ્યવાન હતો, તોપણ તેમાં ભારે ઠાઠ–માઠ દેખાતો નહોતો. તેના શરીર ઉપર ભારે અલંકારો કે ઘરેણાં તો બિલકુલ નહોતાં એમ કહીએ તો ચાલે. કમરપટા સાથે લટકાવેલી એક લાંબી તલવાર અને એક ખંજર એ બે જ હથિયારો તેની પાસે હતાં. તેનો રેશમી પાયજામો, કિનખાબનું અંગરખું, અને માથાપર જરીના ફટકા ઉપરથી તે કોઈ રાજા નહિ તો છેવટે ઉંચા દરજ્જાનો સરદાર હશે એવું સહજ અનુમાન કરી શકાય. એવો એ તરૂણ પ્રવાસી અંધકારમાં એ ઘોર અરણ્યમાં રસ્તો કાપતો હતો.

અંધકારમાં રસ્તાપર પડેલી કેડી પણ બરાબર રીતે દેખાતી નહોતી, તેથી તેને ચાલતાં ચાલતાં આંખો ખેંચવી પડતી હતી. રસ્તો તેનો જાણીતો હોય એમ લાગતું નહોતું, તે ઉપરથી આ પ્રદેશમાં તે કેવળ નવો જ હોવો જોઇએ એમ અનુમાન કરી શકાય. ત્રણેક ઘડી રાત વીતી ગઇ છતાં હજી આસપાસમાં ક્યાંય દીવો દેખાતો નહોતો,

કે વસતી હોવાનું ચિહ્ન દેખાતું નહોતું. આ જોઇને તે મનમાં બરબડયો: "ભોમીઓ સાથે લીધા વિના હું આજ એકલો નીકળ્યો એ મેં મોટી ચૂક કરી. કદાચ હું રસ્તો ચૂકી ગયો તો નહિ હોઉં ?"

વળી થોડુંક આગળ ચાલીને તેણે ઘોડો થોભાવ્યો અને આસપાસ નજર કરી. અંધકારમાં નજીકનાં ઝાડનાં ઠૂંઠાં સિવાય બીજું કશું દેખાતું નહોતું. થોડી વાર વિચારીને તે પોતાના મન સાથે બોલ્યો: "જરૂર, હું માર્ગ તો નથી જ ભૂલ્યો. પેલા ખેડૂતે મને કહ્યું હતું કે **શ્યામગઢ** હવે બે ગાઉ દૂર છે; તેમ કહેવામાં તેણે કદાચ કાંઈ ચૂક કરી હશે, કારણકે જો કિલ્લો એટલો નજીક હોત તો હું ત્યાં ક્યારનોએ પહોંચી ગયો હોત." એમ વિચારીને પુનઃ એક વાર તેણે ચારે બાજુએ નજર ફેરવી, પણ દીવો કે વસતી હોવાનું કશું ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. એકાદ ભોમીઓ મેળવી લેવો, અથવા રાતોરાત કોઈ આરામ લેવાનું સ્થળ મળે તો ત્યાં રોકાઈ જવું એવી તેની ઇચ્છા હતી; પરન્તુ થોડા જ વખતમાં ચંદ્રોદય થવાનો હોવાથી તેણે પોતાનો પ્રવાસ આગળ ચાલુ રાખ્યો.

એટલામાં કોઇ મનુષ્ય પ્રાણીની કારમી ચીસ તેના કાનપર પડી અને તુરત જ તે અચકાઇને ઉભો રહ્યો. ફરી કોઈ કોઇને બોલાવતું હોય એવો પણ તેને ભાસ થયો. એ સર્વ પ્રકાર નજીકની ઝાડીમાં જ થતો હોવો જોઇએ એમ તે કળી ગયો; એટલામાં તો ફરી એક વાર ચીસ સાંભળવામાં આવી, પરન્તુ એ બીજી ચીસ કેવળ જૂદા જ પ્રકારની જણાઇ. કોઇએ કોઇનું મ્હોં દાબી રાખ્યું હોય અને જેવી ચીસ પાડી શકાય તે પ્રકારની એ ચીસ હતી. તત્ક્ષણ એ તરૂણ પ્રવાસી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ઘોડાને એક ઝાડ સાથે બાંધીને મ્યાનમાંથી પોતાની તલવાર બહાર કાઢી જે દિશાએથી એ ચીસો સંભળાઈ હતી તે દિશાએ તે ઉતાવળે પગલે ચાલવા લાગ્યો. થોડે દૂર જતાં જ ઝાડનાં સુકાએલાં પાંદડાંપર કોઇનાં પગલાં પડતાં હોય અને જેવો અવાજ થાય તેવો અવાજ થવા લાગ્યો. અટકળે અટકળે તે દિશાએ જઇને તેણે જોયું તો જણાયું કે ત્રણ હરામખોરો એક સ્ત્રીને ઉંચકીને લઇ જતા હતા.

આ વખતે ચંદ્રોદય થવા લાગ્યો હતો. પોતાની માંહોમાંહે ગરબડને લીધે પ્રવાસીનો પગસંચાર તે હરામખોરોના જાણવામાં આવ્યો નહિ, તેથી તે તેઓની તદ્દન નજીકમાં જઈ પહોંચ્યો ત્યાંસુધી તેનું આગમન હરામખોરોના જાણવામાં આવી શક્યું નહિ. એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં પ્રવાસીએ તે ત્રણમાંથી એક ઉપર હલ્લો કરીને તેને ભોંયપર પછાડી દીધો. તે મૂર્ચ્છિત થયો કે તરત

મરી ગયો તે તરફ લક્ષ નહિ આપતાં પ્રવાસીએ બાકીના બે જણાઓ ઉપર હલ્લો કરવા માંડ્યો; પરન્તુ પોતામાંના એકની વિપરીત દશા થએલી જોતાં જ એક જણ તે સ્ત્રીને પડતી મેલીને પોબારા ગણી ગયો. પોતા ઉપર હલ્લો કરનારો એકલો જ નહિ હોય પણ તેને સહાય કરનારા બીજા કોઇ પણ હોવા જોઇએ એવું કદાચ તેણે ધાર્યું હશે ! તોપણ ત્રીજો હરામખોર તો જરા પણ નહિ ડગતાં પોતાની તલવાર લઇને પ્રવાસીની સામે થયો. આ દ્વંદ્વયુદ્ધ શરૂ થયું ત્યારે જોકે ચંદ્રનો પ્રકાશ થોડો થોડો પડતો હતો, તોપણ તેઓ ઝાડીની વચ્ચોવચ્ચ હોવાથી વૃક્ષોથી છાયાને લીધે પોતાની સાથે લડનારનો ચહેરો પ્રવાસી સ્પષ્ટ રીતે જોઇ શકતો નહોતો. તેથી ઉલટું પ્રવાસીના ચહેરાપર ચંદ્રનો ખુલ્લો પ્રકાશ પડતો હોવાને લીધે તેનો ચહેરો તેના પ્રતિસ્પર્ધીની નજરે બરાબર રીતે આવતો હતો.

પ્રવાસી યુદ્ધકળામાં સારી પેઠે પ્રવીણ હોવાને લીધે પોતાના પ્રતિસ્પર્ધીના સઘળા દાવપેચ તેણે ભુલાવી દીધા, એટલું જ નહિ પણ દાવ મળતાં જ પોતાની તલવારના એક ફટકાવડે તેણે શત્રુની તલવારના ટુકડા કરી નાંખ્યા. પોતાના હાથમાંના હથિયારની એવી સ્થિતિ થએલી જોતાં જ એ ત્રીજો હરામખોર પણ ઉતાવળે પગલે ત્યાંથી પલાયન કરી ગયો !

એ પ્રમાણે એ હરામખોરો નાસી જતાં તે તરૂણ સ્વારે ત્યાં મુડદાની પેઠે અચેતન પડેલી સ્ત્રી તરફ નજર કરી. પહેલાં તો તેને એવું જ લાગ્યું કે કદાચ તે મરણ પામી હશે, પરન્તુ હજી તેનો શ્વાસોચ્છ્‌વાસ ચાલતો હતો એવું તુરત જ તેના ધ્યાનમાં આવ્યું. એ વખતે તેના વદન ઉપર ચંદ્રનો પ્રકાશ પડતો હતો તેથી તેનું અપ્રતિમ સૌંદર્ય તે પ્રકાશમાં વધારે ખીલતું હતું. તેનાં સર્વ અવયવો સપ્રમાણ હતાં. એક ખેડૂતની પુત્રીના જેવાંજ વસ્ત્રો તેના શરીર ઉપર હતાં અને અલંકારો તો બિલકુલ નહોતા, તોપણ તેથી તેના સૌંદર્યમાં જરાએ ન્યૂનતા દેખાતી નહોતી. તેની તરફ એક વાર નજર નાંખતાં જ પ્રવાસીને એમ લાગવા માંડ્યું કે "સૌંદર્ય સંબંધી મારી આજસુધીની કલ્પના ખરેખર અપૂર્ણ જ હતી !"

'આ સ્ત્રીને હવે શુદ્ધિમાં કેમ લાવવી ? તેને સાવધ કરવાને પાણી ક્યાંથી મળશે ? તેને હવે કયે સ્થળે મૂકવી ?' એવા પ્રકારના અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા. તેણે એક વાર ફરીથી તીક્ષ્ણ દૃષ્ટિએ ચારે બાજુએ નિરીક્ષણ કર્યું, તો કેટલેક દૂર એક દીવો બળતો તેના જોવામાં આવ્યો. તુરત જ તેણે તે સ્ત્રીને ઉંચકી લીધી અને તે દીવાની દિશાએ ચાલવા માંડ્યું. તે જંગલમાંથી તે બહાર નીકળ્યો અને માત્ર થોડી જ ક્ષણોમાં એક ઝુંપડી પાસે આવીને ઉભો રહ્યો.



“અહો! આ તો મારી અલક!” તે સ્ત્રી બહુજ ગભરાઈને બોલી.

પૃષ્ઠ ૫.

લક્ષ્મી આર્ટ. મુંબઈ.

ઝુંપડીના બારણાને ધક્કો મારતાં જ તે તુરત ઉઘડી ગયું અને એક પ્રૌઢ વયની સ્ત્રી તેની નજરે પડી. પ્રવાસીની ખાંધપર માથું ટેકાવી રહેલી સ્ત્રી ઉપર તે પ્રૌઢ સ્ત્રીની નજર ગઇ અને તુરત જ તે વિહ્વળ બની જતાં બોલી ઉઠી: "ઓહો! આશું?" આ ઉપરથી તે પ્રવાસીની ખાત્રી થઈ કે પોતે હરામખોરોની પાસેથી છોડાવેલી સ્ત્રી આ ઘરની જ હોવી જોઇએ અથવા તે આ ઘરથી સારી પેઠે પરિચિત હોવી જોઇએ. આથી પ્રવાસીના ચિત્તને શાંતિ મળી.

"અહો! આ તો મારી અલક!" તે સ્ત્રી બહુ જ ગભરાઇને બોલી: "અરે પ્રભુ! પણ તે જીવતી તો છે ના?"

"હા, તે જીવતી છે; અને જો વેળાસર યોગ્ય ઉપચાર કરવામાં આવશે તો તે સત્વર સાવધ થઇ જશે." એમ બોલતાં પ્રવાસીએ તેને નીચે મૂકવાને આજુબાજુએ નજર કરી, એટલામાં ઝુંપડીની અંદરના ભાગમાંથી એક વયોવૃદ્ધ અને કરેલ સ્વભાવનો દેખાતો પુરૂષ ત્યાં આવ્યો. ઝુંપડીની અંદરના એક ખાટલામાં અલકને સુવાડવાની તેણે તુરત સૂચના કરી અને પ્રવાસીએ તે સૂચના પ્રમાણે કર્યું. થોડા શીતળ ઉપચારો કરતાં જ અલકકુમારી ભાનમાં આવી, એટલે નિશ્ચિંત થઇને પ્રવાસી બહાર ઓસરીમાં આવીને બેઠો.

તેણે એક વાર આજુબાજુએ સહેજ દૃષ્ટિ કરી, એટલે ત્યાંની સઘળી વ્યવસ્થા અને ટાપટીપ સ્પષ્ટ રીતે તેના સમજવામાં આવી ગઈ. ઘરની અંદરનો સઘળો સામાન કેવળ સાદો હતો અને તેમાં જરાએ ડોળ કે ઠાઠ–માઠ દેખાતો નહોતો.

બહુ વાર ન થઇ એટલામાં તો સજ્જનસીંગ પ્રવાસીની પાસે ઓસરીમાં આવ્યો. અલકકુમારી હવે સારી પડે સાવધ થઈ ગઈ હતી, એ વાત તેણે પ્રવાસીને કહી. વિશેષમાં તેણે જણાવ્યું કે: "તે સાવધ થઇ છે ખરી, પરન્તુ પોતાપર કેવો પ્રસંગ ગુજર્યો હતો તે તો હજી પણ તેને બરાબર સાંભરતું નથી."

પ્રવાસીએ પ્રશ્ન કર્યો: "અલકકુમારી આપને પુત્રી જ થાય ને?"

"ના મહારાજ! તે અમારી પુત્રી નથી, તોપણ અમે બન્ને તેના ઉપર પુત્રીના જેવું જ હેત રાખીએ છીએ. હજી હમણાં જ–માત્ર અધઘડી પહેલાં તે ગાગર લઇને પાસેની વાવપર પાણી ભરવા ગઈ હતી. એટલામાં તમે જેમના હાથમાંથી છોડાવી તેમણે તેનાપર હલ્લો કર્યો હશે, અને હું મારી તલવાર લઇને તેની શોધ કરવાને બહાર નીકળવાનો હતો, એટલામાં તમે તેને લઇને અહીં આવ્યા! ખરેખર, એ રીતે તમે તેના ઉપર તેમ જ અમારી ઉપર મોટો ઉપકાર કર્યો છે!"

"વારૂ; પણ તેના ઉપર હુમલો કરનારા હરામખોરો કોણ હતા,

જોઇએ તેનું કાંઈ અનુમાન તમે કરી શકો છો?" પ્રવાસીએ પૂછ્યું.

"ના જી, પણ અલક હજી બરાબર સાવધ થશે એટલે કદાચ તે સઘળી વાત સંપૂર્ણ રીતે સમજવામાં આવશે. વારૂ, જુઓ મહારાજ! રાત ઘણી વીતી ગઇ છે, અને આપે હજી ભોજન કર્યું હોય એમ લાગતું નથી. તો મારા જેવા દીન માણસના ઘરની લૂખી સૂકી ભાખરીનો સ્વીકાર કરો તો હું મને ભાગ્યશાળી માનું." સજ્જનસીંગે કહ્યું.

"પણ તે પહેલાં મને એટલું કહો કે શ્યામગઢનો કિલ્લો અહીંથી કેટલો દૂર છે?"

"આશરે અર્ધો ગાઉ દૂર હશે. આ સ્થળની નજીકથી જ આ વનની હદ પૂરી થાય છે અને તેથી જરા આગળ જશો એટલે શ્યામગઢનું પાધર આવ્યું સમજવું."

"એ શ્યામગઢનો સરદાર કેવો છે વારૂ? લોકોમાં તેના સંબંધમાં કેવો અભિપ્રાય છે? ઘણું કરીને તમે તેમના તાબાના જ ખેડૂત હશો, નહિ વારૂ?"

"ના મહારાજ! હું સુંદરગઢની હદમાં રહું છું." સજ્જનસીંગ બોલ્યો: "સુંદરગઢ અહીંથી લગભગ પાંચેક ગાઉ હશે. હું સુંદરગઢના સરદાર શૂરસેનનો વનરક્ષક છું અને એ લાયક ધણીની નોકરી બજાવવામાં હું મોટું માન સમજું છું."

"તેમની વિખ્યાતિ અને સારાં કાર્યોની વાતો મેં બહુ સાંભળી છે." જરા થોભીને પ્રવાસી બોલ્યો: "તેવી કાંઈ વાત શ્યામગઢના સરદારની મારા સાંભળવામાં હજી આવી નથી."

સજ્જનસીંગ બોલ્યો: "જુઓ મહારાજ! શ્યામગઢના સરદારના સંબંધમાં ખરાબ બોલવાનું કશું કારણ મને પોતાને તો હજીસુધી મળ્યું નથી; પણ તેની રૈયત તેને માટે કાંઇ સારૂં બોલતી નથી. તેના જુલમની અને ક્રૂરતાની કાંઈકાંઈ વાતો લોકોમાં બોલાતી સંભળાય છે. વળી એ શ્યામગઢના કિલ્લાના સંબંધમાં લોકો ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરે છે. કિલ્લાની આસપાસ રાત્રિને વખતે ભૂતપ્રેત ફરે છે, અને કાંઈ વિલક્ષણ અવાજો સાંભળવામાં આવે છે એવી વાત લોકોમાં બોલાય છે. કિલ્લાની જમણી બાજુના ભાગમાં ઘણા દિવસથી–મારા બચપણના વખતથી–કોઇ પણ માણસ રહી શકતું નથી એ ઉપરથી લોકો જે કાંઈ કહે છે તેમાં કાંઇક અંશે ખરી વાત હશે એવું મને પણ કોઇ કોઇ વાર લાગે છે."

"મેં પણ એવું સાંભળ્યું છે ખરૂં. એ સરદારને એક પુત્ર છે, નહિ વારૂ?" પ્રવાસીએ પૂછ્યું.

"જી હા. અઢારેક વર્ષની વયનો એક પુત્ર છે ખરો. પણ મારા

સાંભળવામાં એવું આવ્યું છે કે તે દુર્વ્યસની અને ઉછાંછળો છે. તે અમારા મહારાજની પરવાનગીથી કોઇ કોઈ વાર આ અરણ્યમાં શિકાર ખેલવા આવે છે. તે જો ખરેખર દુર્વ્યસની અને ઉછાંછળો નીવડ્યો હોય તો તેમાં કશું નવાઇ જેવું નથી, કારણકે તે એકાદ બે મહિનાનો વયનો થયો હતો એટલામાં જ તેની માતાનું મરણ થયું હતું અને પછી હદબહાર લાડ લડાવવાથી છોકરૂં બગડે એ તો ખુલ્લું જ છે.”

પ્રવાસી બોલ્યો: “બપોરે હું એક ખેડૂતને ત્યાં ઉતર્યો હતો, તે ખેડૂતે મને એવું કહ્યું કે શ્યામગઢના સરદારની સ્ત્રી અઢાર-વીશ વર્ષ પહેલાં એકાએક મરણ પામી હતી અને તેના મરણનું ખરૂં કારણ કોઇના સમજવામાં આવ્યું નહોતું.”

“એક જણ એવી વાત કહે છે અને બીજો જણ માથું ધુણાવે છે, પણ એમાં ખરૂં કેટલું અને ખોટું કેટલું એ કહી શકાતું નથી. જો કોઇ ખરાબ કારણને લીધે તે સ્ત્રીનું મરણ થયું હોત તો અમારા મહારાજાએ તેનું વેર લીધું જ હોત, કારણકે એ સરદારની સ્ત્રી તે જ અમારા મહારાજની સગી બહેન થાય !”

પ્રવાસી બોલ્યો: “આપણા આ સઘળા સંભાષણ ઉપરથી મારી એવી ખાત્રી થાય છે કે કોઇ વાતની આપને પાકે પાયે ખબર મળી ન હોય, ત્યાંસુધી તે સંબંધે ચોક્કસ અભિપ્રાય આપવાનું આપને ગમતું નથી. એ ટેવ ઘણી સારી છે. પણ આપણી આ વાતચીતમાં હું મારા ઘોડાને તો કેવળ વિસરી જ ગયો ! હવે તો મારે ઉતાવળે તેની પાસે જવું જોઇએ. આજે આપની પાસે ભોજનાર્થે રોકાવાનો મને અવકાશ નથી. મારે શ્યામગઢમાં અત્યારે જ પહોંચી જવું જોઇએ, અને તે ગોઠવણમાં કશો ફેરફાર નહિ થઇ શકે તેમ હોવાથી આપનું આતિથ્ય સ્વીકારવાને હું નાઇલાજ છું. એ માટે હું આપની ક્ષમા માંગું છું. થોડા જ દિવસ પછી હું આ જ માર્ગે થઇને પાછો જઈશ, તે વખત હું આપને અવશ્ય મળીશ.”

સજ્જનસીંગ ઉપકારવશ થતો બોલ્યો: “ફરી આપ મારે આંગણે પધારશો, તો મારી અલક પણ પોતાના પ્રાણ બચાવનારને જોઇને બહુ રાજી થશે.”

પછી સજ્જનસીંગને રામ રામ કરીને પ્રવાસી પેલા દ્વંદ્વયુદ્ધની જગ્યાએ પાછો ફર્યો. ત્યાં આગળ એક હરામખોર મૂર્છિત થઇને પડ્યો હતો એ વાત તેને યાદ આવી, પરન્તુ આ વખતે તે ક્યાંય જોવામાં આવ્યો નહિ. ઘોડો પાસે ઉગેલો ચારો ચરતો ઉભો હતો. તે ઉપર સ્વાર થઇને પ્રવાસીએ શ્યામગઢનો માર્ગ લીધો.

# પ્રકરણ ૨ જું.

## રાજકુમાર વિષયમલ.

પહેલાં કરતાં ચંદ્રનો પ્રકાશ હવે સારો પડતો હોવાથી અને રસ્તો પણ કાંઇક ઠીક હોવાથી અર્ધીએક ઘડીમાં આપણો પ્રવાસી શ્યામગઢના કિલ્લાની પાસે જઈ પહોંચ્યો. આખો કિલ્લો કેવળ કાળા પત્થરથી જ બાંધેલો હતો, અને બાંધણી ઘણી મજબૂત હતી. કિલ્લાની જમણી બાજુનો ભાગ અરણ્યની બાજુએ આવેલો હતો, અને બાકીનો ભાગ તેમાંના દીવાના પ્રકાશથી સ્પષ્ટ દેખાતો હતો, પરન્તુ જમણી બાજુના ભાગમાં બિલકુલ પ્રકાશ નહિ હોવાથી એ ભાગ બંધ રહેતો હોવાની હકીકત ખરી હોવી જોઇએ એવું પ્રવાસીના ધ્યાનમાં આવ્યું. તુરત જ તે કિલ્લાના દરવાજામાં દાખલ થયો.

ઘોડાના ડાબલાના અવાજ કાને પડતાં જ દરવાનનો પહેરેગીર આગળ આવ્યો અને તેને નમન કરીને બોલ્યોઃ "મહારાજ! આપ કોણ છો, એ જો મારા જાણવામાં આવે તો અંદર ખબર આપવાનું ઠીક પડે."

"મહારાજાધિરાજ વીરધવળનો હું એક વિશ્વાસુ સેવક છું અને મારે આજની રાત અહીં ગાળવાની છે."

"અમારા મહારાજા ભભૂતમલ હજી થોડા દિવસ પહેલાં જ કાંઇ અગત્યના કામ માટે બહારગામ ગયા છે; તોપણ તેમના કુમાર શ્રી વિષયમલ આપનું આતિથ્ય ઉત્તમ પ્રકારે કરશે એવી મને આશા છે. આપનું નામ શું વારૂ?" પહેરેગીરે પ્રશ્ન કર્યો.

"મારૂં નામ સરદાર બળવંતસિંહ, વીરધવળ મહારાજાનો વિશ્વાસુ સરદાર." એ શબ્દ સાંભળતાં જ પહેરેગીરને મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું. પોતાને 'સરદાર' કહેવડાવનારો આ ગૃહસ્થ આમ મોડી રાત્રે કિલ્લામાં આવે, અને વળી તે એકલો જ આવે, એવું ધ્યાનમાં આવતાં જ પહેરેગીર સાશંક મુખમુદ્રાથી તેના તરફ જોવા લાગ્યો. પહેરેગીરને એ શંકા આવેલી જોતાં જ બળવંતસિંહ બોલ્યોઃ "મારા બે સેવકો કાંઈ અગત્યના કામ માટે મારાથી છૂટા પડીને બીજે ક્યાંય ગયા છે, તેઓ સ્હવાર પડતાં પહેલાં અહીં આવી પહોંચશે."

પહેરેગીરે એક ઘોડાવાળાને બોલાવીને બળવંતસિંહના ઘોડાને તબેલામાં બાંધવાની આજ્ઞા આપી. બળવંતસિંહ કિલ્લાની અંદર જવા લાગ્યો, તે વખતે પોતે ઇમારતની ડાબી બાજુએ જાય છે એવું તેના ધ્યાનમાં આવ્યું. જે દિવાનખાનામાં તેણે પ્રવેશ કર્યો તે અત્યંત ભવ્ય

હતું. મોટાં અને ઉત્તમ આસનો તેમાં ગોઠવેલાં હતાં. ભોંયપર મખમલના ગાલીચા બિછાવેલા હતા. મોટી ચાંદીની દીવીઓમાં જ્યાં ત્યાં દીવા બળી રહ્યા હતા અને તેનો પ્રકાશ સર્વત્ર વિસ્તરી રહ્યો હતો. એ સ્થળે રાજપુત્ર વિષયમલ એક આસન ઉપર એકલો જ બેઠો હતો. પહેરેગીરે તેને ખબર આપી કે "સરદાર બળવંતસિંહ આપની મુલાકાતે આવ્યા છે."

બન્નેની નજર એક થતાં જ સરદાર બળવંતસિંહે વિષયમલને વિનયપૂર્વક પ્રણામ કર્યા. તેને જોતાં જ વિષયમલ કાંઇક વિહ્વળ સરખો બની ગયો. તેને કિંચિત્ ક્રોધ પણ આવ્યો, પરન્તુ તે તેણે બહાર દેખાવા દીધો નહિ; તોપણ તેની એ વૃત્તિ બળવંતસિંહના ધ્યાનમાં તુરત આવી ગઈ. કૃત્રિમ શાન્તિ ધારણ કરીને વિષયમલ બોલ્યો: "સરદાર સાહેબ! હું આપને આનંદથી આવકાર આપું છું. આ આસનપર બિરાજો." પાસે પડેલા એક આસન તરફ વિષયમલે હાથ લંબાવ્યો.

બળવંતસિંહ બોલ્યો: "મહારાજ! અગાઉથી આપને કાંઇ પણ ખબર નહિ આપતાં હું એકાએક અહીં આવ્યો, તે માટે હું આપની ક્ષમા માંગું છું. કેટલાંક અગત્યનાં કારણોને લીધે આજની રાત મારે આપને ત્યાં જ ગાળવી પડે તેમ છે."

"કશી હરકત નહિ. આ ઘર આપનું જ છે એમ સમજજો. મારા પિતાજી જો અહીં હોત તો તેમણે આપનો બહુ જ સારી રીતે સત્કાર કર્યો હોત; પણ તે સંગમપુર ગયા છે; તેમને ગયાને આજે બરાબર આઠ દિવસ થયા." વિષયમલે ઉત્તર આપ્યો.

બળવંતસિંહ બોલ્યો: "હું પણ સંગમપુર જ જઉં છું. રાજાધિરાજ વીરધવળનો હું એક વિશ્વાસુ સરદાર છું. કોઇ એક અગત્યના કામ ઉપર તેમણે મારી નીમણુક કરી છે, અને તે કામ માટે હું જઉં છું. આપને આપના પિતાજીને કાંઇ સંદેશો કે ચિઠ્ઠી મોકલાવવી હોય તો હું તે તેમને ખુશીથી પહોંચતી કરીશ."

"તેમને ગયાને માત્ર થોડા જ દિવસ થયા છે એટલે કશો અગત્યનો સંદેશો તો આપવાનો નથી, તોપણ અહીંના ખુશખબર સંબંધે એકાદ પત્ર હું આપની સાથે લખી મોકલીશ."

એટલામાં એક ચાકરે ભોજન તૈયાર થવાની ખબર આપી. ભોજનની વ્યવસ્થા એક મોટા સરદારને શોભે તેવી ભભકાદાર હતી. બન્નેએ જમતાં જમતાં અનેક બાબતો ઉપર વાતચીત ચલાવી, પરન્તુ એ વાતચીતનો સંબંધ આપણી વાર્તા સાથે નહિ હોવાથી તે અત્ર આપવાની જરૂર નથી. ભોજન પૂરૂં થતાં બળવંતસિંહ પોતાનો ઘોડાની

વ્યવસ્થા જોવાને તબેલા તરફ ગયો અને વિષયમલ પોતાના પરોણાને માટે સૂવાની ગોઠવણ કઇ જગ્યાએ કરવી તે સંબંધે પોતાના કારભારી સાથે મળીને વિચાર ચલાવવાને તેની પાસે ગયો.

કારભારીનું નામ હનુમંતસીંગ હતું. તેની વય સાઠ ઉપરાંત વર્ષની હતી. તેના માથામાં મોટી ટાલ પડેલી હતી અને ઉગેલા થોડા વાળ પણ કેવળ સફેદ થઇ ગયા હતા. તેની મુખમુદ્રા સૌમ્ય-શાંત હતી. તેની તરફ જોતાં વાર જ પ્રેક્ષકને સહજ પૂજ્ય ભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નહિ. પહેલેથી જ ભભૂતમલની નોકરી તેણે ઇમાનદારીથી કરેલી હોવાથી શ્યામગઢમાં તેનું સારૂં વજન પડતું હતું. વિષયમલ તેને હંમેશાં 'કાકા' ના સંબોધનથી બોલાવતો હતો.

વિષયમલ તેની પાસે જઇને બોલ્યોઃ "આજે આપણે ત્યાં એક મોટો પરોણો આવ્યો છે તે તો આપને ખબર જ હશે."

"હા. તેને માટે જમવાની ગોઠવણ મારાથી બને એટલી સારી રીતે મેં કરી હતી. કાંઇ ન્યૂનતા તો દેખાઇ નહોતી ને ?" હનુમંતસીંગે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"ના, જરા પણ ન્યૂનતા નહોતી; પરન્તુ કાકા! જેવી રીતે આપણે તેને માટે જમવાની ગોઠવણ કરી હતી, તેવી સારી રીતે તેને માટે સૂવાની ગોઠવણ પણ થવી જોઇએ."

"હા જ તો! તેને માટે રાજમહાલયના જ એકાદ વિશાળ ઓરડામાં પલંગ બિછાવવાનો મેં ચાકરોને હુકમ આપ્યો છે." કાકાએ ઉત્તર આપ્યો.

"શું? રાજમહાલયમાં ? નહિ, નહિ, એવડા મોટા પરોણાને તો તે કરતાં પણ વધારે સારી જગ્યાએ સુવાડવો જોઇએ. આપણે જોકે તેના તાબેદાર નથી, તોપણ વીરધવળ મહારાજાના વિશ્વાસુ સરદારની ખાતરજમા આપણાથી બની શકે તેટલી ઉત્તમ રીતે કરવી જોઇએ. આપણા જમણી બાજુના રાજમહાલયમાં—"

"જમણી બાજુનો રાજમહાલય ?" હનુમંતસીંગ આશ્ચર્યપૂર્વક બોલ્યોઃ "વિષયમલ! એ તું શું બોલે છે? એ રાજમહાલય ઘણાં વર્ષોથી વપરાતો નથી, એ વાત શું તું વિસરી ગયો ?"

"એ વાત હું વિસરી ગયો નથી, અને મેં પૂરેપૂરો વિચાર કરીને જ એ જગ્યા પરોણાને માટે પસંદ કરી છે."

"પણ તે મહાલયમાં ઘણાં વર્ષોથી કોઇ રહેતું નથી એટલે તે સાફસૂફ પણ નહિ જ હોય. ધૂળના ઢગલે ઢગલા પડ્યા હશે. એવી ખરાબ જગ્યામાં એ પરોણાને આપણે સૂવા જવાનું કહીશું, તો ખરે-

ખર, તેને તેથી અપમાન લાગશે. વળી એ વાત જ્યારે મહારાજાના જાણવામાં આવશે ત્યારે તે પણ આપણ બન્ને ઉપર ગુસ્સે થશે.” હનુમંતસીંગે કિંચિત્ ક્રોધ દર્શાવતાં કહ્યું.

વિષયમલને ગુસ્સો આવવા માટે આટલા શબ્દો પુરતા હતા. બાળપણથી જ કોઇના કહ્યામાં રહેવાની ટેવ ન હોવાને લીધે તેનો સ્વભાવ કેવળ ચીડીયો બની ગયો હતો. તે બોલ્યો: “તેમના ગુસ્સાની હું બિલકુલ પરવાહ રાખતો નથી. આજે આ સ્થળનો માલેક હું પોતે છું અને મારો હુકમ જ સૌએ માન્ય કરવો જોઇએ. કિલ્લાની જમણી બાજુએ કાંઈ ભૂતાવળ જેવું છે એવું લોકો કહે છે, તેનો આજે હું અનુભવ લેવા ઇચ્છું છું. આજે આપણી પાસે એક શૂરવીર યોદ્ધો એની મેળે આવી ચડ્યો છે તે ભૂતથી શું પણ પ્રત્યક્ષ જમથી પણ બીહે તેવો નથી. તેને આજે ત્યાં સુવાડીને આપણે આપણી ખાત્રી કરી લેવાની છે. મારી એવી આજ્ઞા છે કે બની શકે તેટલા સર્વ પ્રયત્નો કરીને એ જમણી બાજુનો રાજમહાલય માત્ર બે ઘડીમાં પરોણાને સૂવાને માટે તૈયાર થવો જ જોઇએ. જો પરોણાને ભૂતપ્રેતની અડચણ નહિ થાય તો એ ભાગ મને પોતાને ઉપયોગમાં લેવા માટે કામ આવશે.”

હનુમંતસીંગે કહ્યું: “ પણ કુમાર ! આ વાતનો આપ ફરીથી બરાબર રીતે વિચાર કરી જુઓ. તેવું જ કોઇ પણ કારણ હોવા વિના મહારાજાએ એ મહાલય બંધ રખાવ્યો ન હોય. હું આપને બે હાથ જોડીને વિનતિ કરૂં છું કે—”

વિષયમલ ગુસ્સાથી બોલી ઉઠ્યો: “ બસ, બસ, તે કાંઈ ચાલવાનું નથી. આજસુધી ચાલી રહેલી લોકવાયકામાં ખરૂં તત્ત્વ શું છે તે મારે જાણવું જ જોઇએ. કાકા, મુંગામુંગા એ રાજમહાલય ઉઘાડી આપો, અને નહિતો તે સંબંધે આપને જે કાંઈ ખરી માહીતી હોય તે મને સ્પષ્ટ રીતે કહી દો.”

હનુમંતસીંગ બોલ્યો: “ ઠીક છે; હું શું કરૂં ? હું તો હુકમનો તાબેદાર ! એ મહાલયમાં જ પરોણા માટે સૂવાની વ્યવસ્થા કરૂં છું.”

“ વારૂ, પણ ઉતાવળ કરો.” એમ કહીને વિષયમલ પુનઃ પોતાના દિવાનખાનામાં આવ્યો. ત્યાં બળવંતસિંહ થોડી વાર પહેલાં જ આવીને બેઠો હતો. વિષયમલે ત્યાં આવતાંજ પુનઃ નાના પ્રકારની વાતચીતની શરૂઆત કરી. તે સંભાષણમાં બે ઘડી વ્યતીત થઇ ગઇ પણ બળવંતસિંહને તેની ખબર પણ રહી નહિ. એટલામાં હનુમંતસીંગ ત્યાં આવ્યો અને પરોણાને માટે બિછાનું તૈયાર કરવામાં આવ્યું હોવાની ખબર આપી. પછી તે ત્રણે જણા ત્યાંથી નીકળ્યા. બસઅર તક મળતાં વૃદ્ધ કાર-

બારીએ વિષયમલ તરફ ઉત્સુકતાથી નજર કરી. તેનો અર્થ સમજ્યા છતાં પણ વિષયમલે તે તરફ ધ્યાન ન આપવા જેવું કર્યું અને તે ત્રણે જણે જમણી બાજુના રાજમહાલયમાં પ્રવેશ કર્યો.

ત્યાં એક ઉત્તમ પલંગ બિછાવેલો હતો. તે સ્થળે થોડા વખત પહેલાં જ ધૂપ સળગાવેલો હોવાથી જ્યાં ત્યાં તેની ઉત્તમ સુવાસ પ્રસરી રહી હતી. એક ઉંચી જગ્યાપર દીવો કરેલી દીવી મૂકીને હનુમંત-સીંગ કાંઈ પણ નહિ બોલતાં ત્યાંથી ચાલ્યો ગયો. પછી વિષયમલે પરોણાની રજા લીધી અને હનુમંતસીંગની પાછળ તે પણ ત્યાંથી ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૩ જું.

## કિલ્લાની અંદરનો ગુપ્ત ભેદ.

તે બન્ને જણ ત્યાંથી ચાલ્યા ગયા પછી બળવંતસિંહ પલંગ-પર બેઠો. તેને હમણાં બહુ જ ઉંઘ આવતી હતી. આખો દિવસ અરણ્યમાં અને તડકે પ્રવાસ કર્યો હોવાથી તેને બહુ થાક લાગ્યો હતો. પોતાની તલવાર એક બાજુએ મેલીને અને ખંજર પાસે રાખીને તે બિછાનામાં પડવા જતો હતો, એટલામાં એક જાતની ચમત્કારિક ગંધ આવી. એકાદી જગ્યા ઘણા વખતથી બંધ રાખી હોય અને પછી તેને ઉઘાડતાં જે વિલક્ષણ ગંધ આવે છે તેવી જ એ ગંધ હતી. તેવી ગંધ દૂર કરવાને જોકે ત્યાં ધૂપ સળગાવવામાં આવ્યો હતો, તોપણ તેથી તે ચમત્કારિક ગંધ દૂર થઇ નહોતી. તેણે એક વાર તે દિવાનખાનામાં ચારે તરફ લક્ષપૂર્વક નજર કરી તો તે જગ્યા ઉદાસ અને ભયાનક દેખાવા લાગી. પહેલાં જે દિવાનખાનામાં તે વિષય-મલની સાથે વાતચીત કરતો બેઠો હતો તે દિવાનખાનામાં નાના પ્રકારની વસ્તુઓની જેવી શોભા કરવામાં આવી હતી, તેવા પ્રકાર-ની કાંઇ પણ શોભા આ દિવાનખાનામાં દેખાતી નહોતી. પોતે આ કિલ્લાના કયા ભાગમાં છે તે જોવાને માટે બળવંતસિંહ પલંગપરથી ઉઠયો અને તેણે દિવાનખાનાની એક બારી ઉઘાડીને બહાર નજર કરી. ચંદ્રના પ્રકાશથી દેખાતી વૃક્ષાવલિ ઉપરથી તે તુરત સમજી ગયો કે પોતે જે ભાગમાં છે તે ભાગ કિલ્લાનો પશ્ચિમ દિશાનો ભાગ છે. કિલ્લાનો પશ્ચિમ ભાગ ઘણાં વર્ષોથી બંધ છે અને ત્યાં કાંઈ ભૂલાવળ જેવું છે તેવી વાત તેને કાને આવી હતી; આ પ્રકા-રની એકાન્તમાં અને અનેક વિલક્ષણ વાતોથી ભયાનક તરીકે જા-

ણીતા થએલા સ્થાનમાં જ પોતાને માટે સુવાની વ્યવસ્થા કરવામાં આવી છે એવું ધ્યાનમાં આવતાં જ અનેક વિચારતરંગો તેના અંતઃકરણરૂપી સમુદ્રમાં ઉછળવા લાગ્યા. એક વાર તેણે દિવાનખાનાનું મુખ્ય દ્વાર તપાસી જોયું તો તે ઘણું મજબુત જણાયું અને તેને તુરત બંધ કરી સાંકળ વાસી દીધી. પછી તેણે એક વાર ચારે તરફ સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું. ત્યાં જે કાંઇ થોડો સરસામાન હતો તે જોકે રોજના ઉપયોગમાં આવે એવો દેખાતો હતો, તોપણ ભીંતો ઉપર ઘણી ધૂળ ચડેલી જણાતી હતી. પલંગની પાસે જોકે ઉંચી જાતની જાજમ પાથરેલી હતી, તોપણ તે ઘણી નાની હતી અને તેથી તે દિવાનખાનામાં પાથરેલી મૂળની શેતરંજી ખુલ્લી દેખાતી હતી અને તે કેવળ ધૂળથી ભરાઇ ગએલી હતી. પહેલાં તેણે જે બારી ઉઘાડી હતી તે ઉપરાંત ત્યાં બીજી પણ બે ત્રણ બારીઓ હતી, પરન્તુ તે સઘળી બંધ હતી. તેમાંની બીજી એક બારી ઉઘાડવાને બળવંતસિંહ તે તરફ ગયો, પરન્તુ તેની સાંકળ ઉપર પાર વિનાનો કાટ ચડી ગએલો હતો, તેથી તે ઉઘાડવાને તેને બહુ જ પ્રયત્ન કરવો પડ્યો. બારી ઉઘડતાં જ બહારની સ્વચ્છ હવા અંદર આવી અને તે ઉપરથી દિવાનખાનાની અંદરની હવા કેટલી બંધીયાર છે, એની તેને પૂરેપૂરી કલ્પના આવી. સજ્જનસીંગે કિલ્લાના જમણી બાજુના ભાગ સંબંધે જે લોકવાયકા બળવંતસિંહને કહી સંભળાવી હતી તેનું આ વખતે તેને સ્મરણ થયું. પોતે જે સ્થળે રહેલો છે તે સ્થળ લોકદૃષ્ટિએ ભયજનક છે, માટે પોતે સાવધ રહેવું જોઇએ એવો તેણે નિશ્ચય કર્યો. પછી અંદરની બંધીયાર હવાને દૂર કરવા માટે ત્રીજી બારી તેણે મોટા પ્રયત્નથી ઉઘાડી અને ત્યાંથી તે વનશ્રીનું અવલોકન કરવા લાગ્યો. આ વખતે લગભગ મધરાત થઇ હતી. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. એ વખતે તે જ બારીની બરાબર નીચેના વૃક્ષની નીચે એકાએક બહાર આવેલી એક શ્વેત અને ભવ્ય આકૃતિ તેને દેખાવા લાગી. તે કેવળ ધીમે ધીમે દરેક પગલું સાવધાનતાથી ભરતી ભરતી અરણ્ય તરફ ચાલી ગઈ. તે આકૃતિ કોની હશે અને ક્યાં જતી હશે તે વિષે તેણે બહુએ વિચાર કર્યો, પણ પહેલાં તો તે મનુષ્યની આકૃતિ હશે કે કોઈ ભૂતપ્રેતનો ચમત્કાર હશે તેની જ તેને સમજણ પડી નહિ, કારણકે જોતજોતાંમાં તે આકૃતિ એકાએક અદૃશ્ય થઈ ગઈ!

સરદાર બળવંતસિંહ જોકે મોટા ધૈર્યવાળો હતો, તોપણ આ ચમત્કારિક આકૃતિ જોઇને તે થોડો ચમકી ગયા વિના રહ્યો નહિ. તથાપિ તેણે ધૈર્ય રાખીને કાંઇ પણ શોધ કરવાનો અને આ વિલક્ષણ પ્રકાર સમજવાનો નિશ્ચય કર્યો. આવા પ્રકારને સ્થળે એકાદ ગુપ્ત દ્વાર

હોવું જોઇએ, એવી તેના મનમાં સહજ કલ્પના આવી. પહેલાં તેણે પોતાના પગવડે સઘળી જગ્યા ઠપકારી જોઈ, પણ ક્યાંય નીચે પોકળ જગ્યા હોવાનો અવાજ થયો નહિ. પછી તેણે ચારે બાજુની ભીંતો તપાસવાનો પ્રારંભ કર્યો. તપાસ કરી કરીને તે થાક્યો, પણ ક્યાંય ગુપ્ત દ્વાર હોવાનું ચિહ્‌ન દેખાયું નહિ કે તેની કળ પણ હાથ લાગી નહિ. જ્યાં ને ત્યાં માત્ર પત્થરથી બાંધેલી ભીંતો સિવાય બીજું કશું જોવામાં આવતું નહોતું. છેવટે તે થાક્યો અને તાજી હવા ખાવાને બારી પાસે આવ્યો. એટલામાં પહેલાં જોએલી અલૌકિક શ્વેત આકૃતિ તે જ બારીની દિશાએ પાછી ફરતી તેની નજરે પડી! પહેલાંની માફક જ ધીમે પગલે તે ઇમારતની તરફ આવતાં આવતાં એકાએક બારીની નીચે જ જોતજોતાંમાં ગુપ્ત થઇ ગઇ! તે વાયુરૂપે અદૃશ્ય થઇ ગઇ કે જમીનના પેટમાં પેસી ગઇ કિંવા આકાશમાં ઉડી ગઇ તેની તેને બિલકુલ સમજ પડી નહિ!

એ વખતે બળવંતસિંહને આખે શરીરે ભયથી પરસેવો વળી ગયો! પોતાના આખા શરીરના લોહીનું પાણી થઇ ગયું હોય અને તે શરીરનાં છિદ્રોદ્વારા ધડધડાટ વહી જતું હોય એવો તેને ભાસ થયો. તે બારી પાસેથી પાછો હટી ગયો અને પલંગપર જઇને બેઠો. પોતાનો પલંગ ભીંતને અડાડીને ઢાળેલો છે અને ભીંતો માંહેની તેટલી જ જગ્યા હવે તપાસવાની બાકી રહી છે એવું તેના ધ્યાનમાં આવ્યું, એટલે તેણે પોતાના ખંજરવડે તે જગ્યા તપાસવા માંડી. બે ત્રણ જગ્યાએ ખંજર ઠપકારતાં એક ઠેકાણે ખંજરનો છેડો લાકડાને અડકતો હોય તેવો ભાસ થયો, એ ઉપરથી એટલામાં જ કોઇ સ્થળે ગુપ્ત દ્વાર હોવું જોઇએ એવી તેને કલ્પના થઈ. તે પલંગ ઉપરથી નીચે ઉતર્યો અને તે ભારે પલંગને તેણે ઘણી મહેનતે જરા બાજુપર હડસેલ્યો. હાથમાં દીવો લઇને તેટલા ભાગનું તેણે સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું. કેટલોક વખત બારીકાઈથી જોતાં જ એક સ્થળે એક નાનું વર્તુળ જોવામાં આવ્યું. ત્યાં આગળ એકાદ ગુપ્ત દ્વાર હોવું જોઇએ અને તે વર્તુલ તેની કળ હોવી જોઇએ એવી તેની ખાત્રી થઈ. તેણે એક બે વાર તે કળને અંગુઠાથી દાબી જોઈ પણ કશું પરિણામ આવ્યું નહિ. છેવટે તેણે પોતાનું ખંજર હાથમાં લીધું અને તેની અણીથી તે કળ ઉપર ચડેલી ધૂળ કાઢી નાંખી. પછી તેણે દીવીમાંના તેલનાં એક બે ટીપાં તે ઉપર નાંખીને ખંજરના હાથાવડે મોટા જોરથી ચાર–પાંચ ઘા કર્યા, કે તુરત જ એ ગુપ્ત દ્વાર ઉઘડી ગયું અને અંદર જવાનો માર્ગ મોકળો થયો!

તે દરવાજાની અંદર નજર કરતાં જ એક જીનો–દાદર બળવંતસિંહના જોવામાં આવ્યો. તેણે એક હાથમાં દીવો લીધો અને બીજા હાથમાં ખંજર પકડી તે જીનાનાં પગથીઆં ઉપર થઇ નીચે ઉતરવા માંડયું. આઠ દશ પગથીઆં ઉતરતાં ત્યાં એક બીજું દ્વાર તેના જોવામાં આવ્યું. થોડો પ્રયત્ન કરતાં તે દ્વાર પણ ઉઘડયું અને તેમાંથી ઠંડા પવનની લહેર આવવા લાગી. એ વખતે તેના હાથમાંનો દીવો હોલવાઇ જવાની અણી ઉપર આવી ગયો, પણ બળવંતસિંહે તેની આડે હાથ રાખીને સાવધાનપણે તેનું રક્ષણ કર્યું. એ દ્વાર ઉઘડતાં જ જમણી બાજુએ એક મોટો ઓરડો તેની નજરે પડયો. દાદરનાં બીજાં કેટલાંક પગથીઆં હજી ઉતરવાનાં બાકી હતાં, પણ તે પહેલાં તે ઓરડામાં શું છે તે જોવાનો તેણે વિચાર કર્યો. તે ઓરડામાં માણસની આવજા હોવાનાં ચિહ્નો બિલકુલ નજરે પડતાં નહોતાં. ભીંતોનો રંગ મેલો થઈ ગયો હતો અને તેને લૂણો લાગ્યો હતો. અંદરની હવા બંધીયાર હોઈ વાસ મારતી હતી. ઉંદરો અને ઘૂંસો ધીમે ધીમે આમ તેમ ફરતાં હતાં અને તેમનો ખળભળાટ બળવંતસિંહને કાને આવતો હતો. એ ઓરડો એક વિશાળ ચોક જેવો ખુલ્લો હતો. એટલી મોટી જગ્યા કેવળ ખુલ્લી કેમ હશે અને કયા કામને માટે તે તૈયાર કરવામાં આવી હશે એનો વિચાર કરતો બળવંતસિંહ આગળ ચાલવા લાગ્યો તો સામેથી કાંઇક વિકરાળ તેજસ્વી પદાર્થ પોતા તરફ આવતો હોવાનો તેને ભાસ થયો. તેણે પોતાનું ખંજર જોરથી પકડી રાખ્યું અને સામેના તેજસ્વી પદાર્થ તરફ નિરખીને જોવા માંડયું; પણ તે પદાર્થ સ્થિર જ છે એવું હવે તેના સમજવામાં આવ્યું.

તે જેમ જેમ આગળ ને આગળ ચાલવા લાગ્યો, તેમ તેમ સામેની આકૃતિ મોટી થતી જતી હોય એમ તેને લાગ્યું. દીવાનો પ્રકાશ તે આકૃતિ ઉપર જેમ જેમ વધારે પડવા લાગ્યો તેમ તેમ તે આકૃતિ સ્પષ્ટ દેખાવા લાગી અને નજીકમાં જઇ પહોંચતાં જ તે ધાતુની બનાવેલી મૂર્તિ છે એવું તેને માલૂમ પડયું.

તે અષ્ટભુજા કાલિકા દેવીની એક પ્રચંડ મૂર્તિ હતી. મૂર્તિની ઉંચાઇ છ–સાત હાથ જેટલી હતી. જોકે તે ધાતુની બનાવેલી હતી, તોપણ તેના ઉપર નજર કરતાં તે જીવંત પ્રતિમા હોય એવું ભાન થતું હતું. તેના વદન ઉપર સૌમ્ય–ગંભીરતા જોવામાં આવતી હતી, પરન્તુ આઠે હાથમાં શસ્ત્રાસ્ત્રો હોવાથી અને તેણે એક મોટા સિંહ ઉપર સ્વારી કરેલી હોઈ એકંદરે તે મૂર્તિ બહુ વિકરાળ દેખાતી હતી. તેના શરીરના અવયવો પ્રમાણયુક્ત હોવાથી તે મૂર્તિ બહુ સુંદર દેખાતી

હતી. એવી સુંદર મૂર્તિ તૈયાર કરનારની કારીગીરીને માટે બળવંતસિંહને અત્યારના વિલક્ષણ પ્રસંગે પણ આદરબુદ્ધિ ઉત્પન્ન થયા વિના રહી નહિ.

મૂર્તિ તરફ નજર કરતાં બળવંતસિંહના મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ. તે પોતે તો શૈવધર્મી હતો, તોપણ શંકર સિવાય અન્ય દેવોની પૂજા કરવામાં પાપ છે એવું માનનારા ધર્માંધ શૈવો જેવો તે નહોતો, તેથી હાથમાંનો દીવો અને ખંજર નીચે મેલીને દેવીને વંદન કર્યું. પછી ફરીથી હાથમાં દીવો લઇને તેણે દેવીની આસપાસ પ્રદક્ષિણા ફરવા માંડી. મૂર્તિની પાછળની બાજુએ પણ ઓરડાનો પુષ્કળ ભાગ ખાલી જ પડેલો હતો, તે ઉપરથી તેને જણાયું કે એ ઓરડાના બરાબર મધ્ય ભાગમાં જ તે કાલિકાની મૂર્તિની સ્થાપના કરવામાં આવેલી હતી.

હવે કાંઈ કાંઇ તર્કવિતર્કો બળવંતસિંહના મગજમાં ચલન–વિચલન કરવા લાગ્યા. આ પ્રમાણે કેવળ વપરાયા વિના પડી રહેલા ઓરડામાં આ મૂર્તિ આટલી તેજસ્વી કેમ રહી શકી હશે ? તેના ઉપર બિલકુલ કાટ કેમ નહિ ચડ્યો હોય ? એ મૂર્તિ અહીં સ્થાપવાનો શો હેતુ હશે ? એવા એવા પ્રશ્નો તે પોતાના મનને પૂછવા લાગ્યો. લક્ષપૂર્વક જોતાં તેને જણાયું કે એ મૂર્તિ પંચધાતુની બનાવેલી છે અને ઘસીને બહુ જ સ્વચ્છ કરવામાં આવી હોવાથી સોનાની પેઠે ચળકી રહી છે. પ્રદક્ષિણા પૂરી કરીને તે પુનઃ મૂર્તિની સમીપ આવીને ઉભો રહ્યો. બન્ને હાથ જોડીને પ્રેમભાવપૂર્વક મનમાં ને મનમાં એક સ્તોત્ર બોલીને તેણે તે કાલિકા દેવીની માનસપૂજા કરી. એ વખતે સ્તોત્રમાં વર્ણવ્યા પ્રમાણે જ આબેહુબ દેવીનું સ્વરૂપ છે એવું જોઇને તેને બહુ જ આનંદ થયો. છેવટે દેવીને પગે મસ્તક અરાડીને નમન કરતાં ત્યાં આગળ પડેલાં કિંચિત્ કરમાએલાં પુષ્પો તેની નજરે પડયાં, તે ઉપરથી તેની ખાત્રી થઈ કે એ મૂર્તિનો ભક્ત રોજ તેની પૂજા કરતો હોવો જોઇએ. હવે વળી નવીન શંકાઓ તેના મગજમાં ઉપસ્થિત થવા લાગી: આવડી મોટી અને ઉત્તમ મૂર્તિને આમ ગુપ્ત કેમ રાખવામાં આવી હશે ? પોતે જે માર્ગે થઇને આવ્યો તે માર્ગ કાંઇ જાહેર તો નહોતો જ; એટલે ત્યાં આવવાનો બીજો કોઇ માર્ગ હોવો જોઇએ, પણ તે માર્ગ કયાં હશે ? આ પ્રકારની શંકાઓ અને વિચારોથી તેનું મગજ ધણધણી ઉઠયું. એ ઓરડામાં બીજું કશું જોવા જેવું હવે રહ્યું નહોતું, એટલે તે દાદર તરફ પાછો ફર્યો અને દાદરનાં બાકી રહેલાં પગથીઆં ઉતરીને નીચે ગયો.

# પ્રકરણ ૪ થું.

## ભયાનક ચક્રયંત્ર.

બળવંતસિંહ તે દાદર ઉતરીને નીચે ગયો તો ત્યાં પણ તેને એક દ્વાર નજરે પડ્યું. પહેલાંની માફક એ દ્વાર પણ તેણે ઉઘાડ્યું, તો ત્યાં પણ, જમણી બાજુએ એક ઓરડો જોવામાં આવ્યો. એ ઓરડામાં તેણે પ્રવેશ કર્યો. અંદર જતાં જ એક ખૂણામાં ભઠ્ઠી બાંધેલી તેના જોવામાં આવી. તેની બાજુએ જ પોલાદના કેટલાક ટુકડા અને વાંકાંચુંકાં તીક્ષ્ણ ધારોવાળાં ભાલાંનાં ફળાં પડેલાં હતાં. સાધારણ ભાલાંનાં ફળાં કરતાં એ ફળાંનો આકાર બહુ જ મોટો હતો. ત્યાંથી જરા આગળ ચાલતાં ઠંડી હવા આવવા લાગી. તે ઓરડામાં પ્રકાશ અને હવા આવવા માટે દિવાલોમાં ત્રાંસાં જાળીયાં રાખેલાં હતાં. થોડે આઘે જતાં જ વહેતા પાણીનો ધીમો ધીમો અવાજ કાને પડ્યો, અને જરા વધારે આગળ જતાં કોઇ ભયંકર પદાર્થ તેના જોવામાં આવ્યો એટલે તે અચકાઇને ઉભો રહ્યો.

ઓરડાના મધ્ય ભાગમાં ચાર મોટા થાંભલા ખોડીને તેનું એક ચોકઠું તૈયાર કરવામાં આવેલું હતું. તેની વચમાં મોટાં મોટાં લાંબાં લાકડાં—એકની નીચે બીજું એવી રીતે એકંદર ત્રણ ત્રણ લાકડાં બે હારોમાં બેસાડેલાં હતાં અને તે સઘળાં લાકડાં એક બીજાને આધારે ગોળ ચક્રમાં ફરી શકે એવી ગોઠવણ કરેલી હતી. તે છએ લાકડાંમાં ભાલાંનાં ફળાં એવી રીતે બેસાડેલાં હતાં કે, સામસામેનાં એ ફળાં એક સ્થળે એકત્ર થતાં જ તેમની કાતર બનીને તેમની વચ્ચે આવેલા પદાર્થના ટુકડે ટુકડા કરી નાંખે !

આ દરેક લાકડાના એક છેડાને મોટી દોરીઓ વીંટાળેલી હતી. અને એ દોરીઓના છેડા એક થાંભલાની ટોચે આવેલી ગરગડી ઉપર થઇને બહાર છૂટા રાખવામાં આવ્યા હતા. તે દોરીઓને છેડે મોટાં મોટાં વજન લટકાવવામાં આવે એટલે તે ચક્રો ફરવા મંડી જાય એવી યોજના તે ચક્રયન્ત્રમાં કરવામાં આવી હતી. વજન વધી જાય તે વિના એ ચક્રોની ગતિ અટકાવી શકાય એવી નહોતી. આ ભયંકર ચક્રયંત્રની નીચે એક જાળી કરવામાં આવેલી હતી અને તે જાળીની નીચે પાણીનો નાનો પ્રવાહ ખળખળ વહી જતો હતો. એ યંત્રનાં ભાલાંનાં ફળાં ઉપર જ્યાં ત્યાં લોહીના ડાઘ પડેલા હતા, અને એ વાત ધ્યાનમાં આવતાં જ બળવંતસિંહનું આખું અંગ થર-

થર કમ્પવા લાગ્યું તથા રૂંવાડાં ઉભાં થયાં. એ ચક્રયંત્ર કાલિકાની મૂર્તિની બરાબર નીચેના ભાગમાં આવેલું હતું.

આ સર્વ પ્રકાર અત્યંત ભયંકર હતો. એ પ્રાણઘાતક યંત્ર તરફ જોવાની પણ બળવંતસિંહની હિંમત ચાલી નહિ. તે જોકે મજબૂત છાતીનો માણસ હતો, તોપણ આ વખતે તે કેવળ ગભરાઈ ગયો હતો. કોઇ એકાએક પાછળથી આવીને પોતાને એ યંત્રમાં હડસેલી તો નહિ દે, એવી બ્હીક તેને પ્રતિક્ષણે લાગવા માંડી. એટલામાં બાજુએ એક દાદર તેની દૃષ્ટિએ પડ્યો. ત્યાંનો સર્વ ગુપ્ત પ્રકાર જાણવાની તેને ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેથી તે દાદરનાં પગથીઆં ચડવા લાગ્યો. એ પગથીઆં પર એક દ્વાર હતું, તે ઉઘાડતાં જ તે ફરીથી પહેલાંના ઓરડામાં આવ્યો. તે સ્થળે કાલિકાની મૂર્તિ તેની નજરે પડી. તેનું ભયંકર રૂપ અને તેની બરાબર નીચે આવેલું પેલું ભયંકર યંત્ર એ બન્નેનો કાંઇ પણ પરસ્પર સંબંધ છે એમ હવે પૂર્ણ રીતે તેના ધ્યાનમાં આવ્યું. તે પહેલાં જે દ્વારે થઇને અંદર આવ્યો હતો, તે દ્વાર ઉઘાડીને તે પુનઃ દાદરનાં પગથીઆં ચડવા લાગ્યો અને પોતાનો પલંગ જ્યાં બિછાવેલો હતો ત્યાં આવી પહોંચ્યો. તુરત જ તેણે ત્યાં આવેલું ગુપ્ત દ્વાર બંધ કરી વાળ્યું.

તે પોતાના મનમાં વિચાર કરતો કરતો બિછાનામાં પડ્યો હતો ખરો, પરન્તુ તેને તુરત નિદ્રા આવી નહિ. પહેલાં જોએલી શ્વેત આકૃતિ, મહાકાળીની ભયંકર મૂર્તિ અને લોહીના ડાઘવાળું તે ભયાનક યંત્ર, એ સઘળું તેની આંખોની સમીપ તરવરવા લાગ્યું. વળી ઘણાં વર્ષોથી બંધ રહેલા મહાલયના દિવાનખાનામાં વિષયમલે પોતાને શામાટે સુવાડ્યો હશે, તે વિષે પણ રહી રહીને તેને આશ્ચર્ય લાગવા માંડ્યું. એ સઘળા વિચારો ચાલી રહ્યા હતા, એટલામાં પ્રભાત થવા આવ્યું અને તે વખતે બળવંતસિંહને જરા નિદ્રા આવી, પરન્તુ રાક્ષસ, ભૂત, કાલિકાની મૂર્તિ અને ભયાનક યંત્રનાં અનેક સ્વપ્નોથી તેને એ નિદ્રાથી જોઇએ તેવી શાન્તિ મળી શકી નહિ.

તે જે વખતે જાગ્યો તે વખતે સૂર્યનો તડકો સારી પેઠે ચડી ગયો હતો.. રાત્રે કાઢેલાં કપડાં તે પહેરતો હતો, એટલામાં મુખ્ય દ્વાર પર કોઇ ધક્કો મારતું હોય એવો અવાજ તેના સાંભળવામાં આવ્યો. બળવંતસિંહે દ્વાર ઉઘાડ્યું કે તુરત હનુમંતસીંગ અંદર આવ્યો અને બોલ્યો: "રાત્રે ઉંઘ તો સારી આવી હતી ને ?"

" હા, ઘણી સારી રીતે ઉંઘ આવી હતી." બળવંતસિંહે ઉત્તર આપ્યો. વૃદ્ધ હનુમંતસીંગ પોતા તરફ બારીક નજરે જોઈ

રહ્યો છે એવું તેના ધ્યાનમાં આવ્યું, પણ તેણે પોતાની મુખમુદ્રામાં જરાએ વિકૃતિ થવા દીધી નહિ.

હનુમંતસીંગ બોલ્યો: "મહારાજ ! આપના બન્ને સેવકો કિલ્લામાં આવી ગયા છે; એક લગભગ પરોઢમાં આવ્યો અને બીજો હજી અધઘડી પહેલાં જ આવ્યો. બન્ને જણ એકી સાથે આવ્યા નથી."

"મેં તે બન્નેને જૂદા જૂદા કામપર મોકલ્યા હતા. કૃપા કરીને તેમને મારી પાસે જરા મોકલો."

હનુમંતસીંગ પ્રણામ કરીને ચાલ્યો ગયો અને થોડી વાર પછી એ તરૂણો ત્યાં આવ્યા. બન્ને સુંદર હતા અને તેમની મુખમુદ્રા ભવ્ય હતી. તેમાંના એકને બળવંતસિંહે કહ્યું: "દાનસીંગ, તું ગયો હતો તે કામનું શું થયું ?"

"મને પાકે પાયે એવી ખબર મળી કે વીરોત્તમની છાવણી સંગમપુરને રસ્તે જ અહીંથી માત્ર એક દિવસની મુસાફરી જેટલે દૂર પડેલી છે."

"વારૂ." પછી બીજા તરફ જોઇને બળવંતસિંહે પૂછ્યું: "અને તેજસીંગ! તારા તરફની શી ખબર છે ?"

"આપે કહ્યા પ્રમાણે શોધ કરીને તે ગુફા શોધી કાઢી. મહંત કાલિકાપ્રસાદ ત્યાં મળ્યા. તે આજે બપોરે અહીંથી પાંચેક ગાઉ ઉપર આવેલા એક નાના શિવાલયમાં આપણને મળશે."

"સાબાશ ! તમે બન્નેએ બહુ ઉત્તમ કામ બજાવ્યું. હવે જાઓ, સ્નાન ધ્યાન કરી લો. અહીં થોડો નાસ્તો કરી લઇને આપણે પુનઃ આપણો પ્રવાસ ચાલું કરીશું. ત્યાંસુધી તમારા ઘોડાઓને પણ વિશ્રાન્તિ મળશે."

બન્ને સેવકો ત્યાંથી ચાલ્યા ગયા. બળવંતસિંહ પોશાક પહેરીને ત્યાંથી બહાર નીકળ્યો. તેને વિષયમલની પાસે લઈ જવાને હનુમંતસીંગ બહાર જ ઉભો હતો. તેણે કહ્યું: "મહારાજ, વિષયમલ આપની રાહ જોતા બેઠા છે." પોતાને એક પડતર અને ભયાનક જગ્યાએ સુવાડ્યો એ માટે જોકે બળવંતસિંહને તેના ઉપર ક્રોધ ચડ્યો હતો, તોપણ તે ક્રોધને દાબી રાખીને તેણે આનંદયુક્ત વદને વિષયમલની મુલાકાત લીધી. "રાત્રે ઉંઘ કેવી આવી હતી ?" એવો વિષયમલે તેને પ્રશ્ન કર્યો, તે ઉપરથી તેણે કાંઇ પણ આંતર હેતુથી જ પોતાને એ સ્થળે સુવાડ્યો હોવો જોઇએ એવું બળવંત-

સિંહના સમજવામાં આવી ગયું. હનુમંતસીંગે પણ એ જ પ્રશ્ન મોટી ઉત્સુકતાથી પૂછ્યો હતો એ વાત પણ તેના ધ્યાનમાં જ હતી. કેટલીક વારે ભોજનથી પરવારીને બળવંતસિંહે વિષયમલની રજા લીધી અને તેના પિતાને કાંઈ સંદેશો કે પત્ર પહોંચાડવાનો હોય તો તે વિષે પણ પૂછ્યું.

"કૃપા કરીને આ પત્ર મારા પિતાજીને પહોંચાડજો." એમ કહીને વિષયમલે એક મહોરબંધ પત્ર બળવંતસિંહના હાથમાં મેલ્યો. તે પત્રને તેણે પોતાના કમરપટ્ટામાં જાળવીને મૂકી દીધો અને પછી બન્નેએ એક બીજાને પ્રણામ કરીને રજા લીધી. બળવંતસિંહ બહાર નીકળ્યો. આંગણામાં તેનો ઘોડો તૈયાર જ હતો. તે અશ્વારૂઢ થયો એટલે તેજસીંગ અને દાનસીંગે પણ પોતપોતાના ઘોડાપર સ્વારી કરી. પછી ત્રણે જણ શ્યામગઢના કિલ્લામાંથી બહાર નીકળી પડ્યા.

## પ્રકરણ ૫ મું.

### મહન્ત કાલિકાપ્રસાદ.

બરાબર બપોરે સૂર્ય આકાશના મધ્ય ભાગમાં સોળે કળાથી તપી રહ્યો હતો. તે વખતે બળવંતસિંહ પોતાના બન્ને સેવકોની સાથે સંગમપુરને રસ્તે પ્રયાણ કરી રહ્યો હતો. ચાલતાં ચાલતાં એક સ્થળે મુખ્ય રસ્તામાંથી એક નાની કેડી ફુટતી હતી તે કેડી કેડીએ તેઓ ચાલવા લાગ્યા. એ કેડી ઉપર લગભગ સો-દોઢસો કદમપર એક નાનું શિવાલય આવેલું હતું. શિવાલય મોટું નહોતું, પરન્તુ તેની નજીકમાં જ એક સ્વચ્છ પાણીથી ભરેલું તળાવ આવેલું હોવાથી તે મુખ્ય રસ્તે થઈને જનાર આવનાર વટેમાર્ગુઓ પણ તે જ શિવાલય આગળ થાક ખાવાને રોકાતા અને ભાતું ખાઈને પુનઃ પોતાને માર્ગે પડતા.

બળવંતસિંહ શિવાલય પાસે ગયો. શિવાલયમાં એક માણસ પહેલેથી જ આવીને બેઠેલો હતો. તેને આખે માથે લાંબા વાળ હતા અને તેમાં તેલ નાંખીને કાંઇક સુઘડતાથી ઓળેલા હતા. બન્ને ભ્રમરોની વચ્ચે તાણેલા સિંદૂરના તિલક ઉપરથી તે શાક્તધર્માવલંબી હશે એવું સહજ અનુમાન થઇ શકતું હતું. તેને જોતાં તેજસીંગ બોલ્યો: "એ પોતે જ મહંત કાલિકાપ્રસાદ."

આ શબ્દ સાંભળતાં મહંતના સમજવામાં આવ્યું કે તે બોલનાર પહેલાં પોતાને મળેલો સેવક હતો; અને તે ઉપરથી તેણે પ્રશ્ન

કર્યો: "સરદાર બળવંતસિંહ આપ પોતેજ કે ?"

"જી હા." એમ ઉત્તર આપીને બળવંતસિંહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ઘોડાની લગામ એક સેવકના હાથમાં આપીને પહેલાં શંકરનાં દર્શન કરી પછી તે સાધુની સાથે સાથે શિવાલયની એક બાજુએ ગયો. ત્યાં આગળ એક વૃક્ષની શીતળ છાયામાં એક ઓટલાપર તે બન્ને જણ બેઠા. એટલા થોડા વખતમાં બળવંતસિંહે કાલિકાપ્રસાદના બાહ્ય સ્વરૂપનું નિરીક્ષણ કરી લીધું.

એ સાધુનો ચહેરો બહુ જ સુંદર હતો અને તેનું શરીર કાંઇક પાતળું હતું. તેણે શરીરપર એક ઉમદા શાલ નાંખેલી હતી અને તેવીજ એક બીજી શાલ માથાની આસપાસ વિંટાળેલી હતી. મોટી રેશમી કોરનું ધોતીયું તેણે પહેરેલું હતું. પગમાં લાકડાની ચાખડીઓ હતી. એ પ્રમાણે જોકે તેનો પોશાક ભભકાદાર હતો, તોપણ તેના વદન ઉપર સાધુતાનું તેજ જણાતું નહોતું. તેના નેત્રની ચંચળતા ઉપરથી તેની વિષયવાસના હજી જાગૃતજ હોવી જોઇએ એવું અનુમાન ચપળ બળવંતસિંહે તુરત કરી વાળ્યું. તે સાધુ જોકે મનથી શાંત મુખમુદ્રા ધારણ કરવાને પ્રયત્ન કરતો હતો, તોપણ તેનો તે પ્રયત્ન ફળીભૂત થતો નહોતો એવું તેની મુખમુદ્રા ઉપરથી જણાઈ આવતું હતું. તેનું વય અનુમાને ચાળીસેક વર્ષનું હશે. જોકે પ્રથમ દૃષ્ટિએ જ એ સાધુને માટે બળવંતસિંહને સારો અભિપ્રાય બંધાયો નહિ, તોપણ તેની સાથે બહારથી સભ્યતાપૂર્વક પરન્તુ દીર્ઘ દૃષ્ટિથી વર્તવાનો તેણે નિશ્ચય કર્યો.

બળવંતસિંહે મહંતને કહ્યું: "હાલનો સમય બહુ બારીક છે, એટલે કાંઈ પણ મહત્ત્વની ગુપ્ત વાતચીત કરતાં પહેલાં બહુ સાવધાનના રાખવી જોઇએ. હું ગુર્જ્જરાધિપતિ વીરધવળ મહારાજનો વિશ્વાસુ સરદાર છું અને મહારાજાના અત્યંત મહત્ત્વના કામને માટે હું આ તરફ આવ્યો છું. એ કામ અને મારૂં નામ વગેરે વિગત તો મારા સેવકે આપને કહી જ હશે."

"મહારાજાએ જો આપને એ કામ ઉપર નીમ્યા ન હોત, તો તમારો સેવક મને ઓળખી શકયો જ ન હોત—અર્થાત્ તે મને મળી શકત જ નહિ! કાંઇ ગુપ્ત વાતચીત પણ હું આપની સાથે કરી શકું એવા પ્રકારનો અધિકાર મહારાજાએ આપને આપ્યો છે, તો તે માટેની કશી નિશાની પણ આપની પાસે હશે."

"આપે જે પત્ર મહારાજાને મોકલ્યો હતો, તે જ પત્ર—આપના હાથદસ્તકનો પત્ર તેમણે મને આપ્યો છે, તે ઉપરથી આપની ખાત્રી

થશે. જુઓ આ રહ્યો તે પત્ર." એમ કહીને **બળવંતસિંહે** પોતાના કમરપટ્ટામાંથી એક પત્ર કાઢીને તે મહંતના હાથમાં આપ્યો અને કહ્યું: "આ પત્રમાં આપે લખ્યું છે કે **સંગમપુરનું** રાજ્ય આપ મહારાજા **વીરધવળને** આપી શકો તેમ છે."

"હા, એ ખરી વાત."

"પણ મને પહેલાં કહો કે આપના જેવા જગતનો પરિત્યાગ કરી ચૂકેલા સાધુ પુરૂષને આ રાજખટપટમાં પડવામાં શો લાભ છે? અને આ મહત્ત્વનું કાર્ય કરવાનું સામર્થ્ય આપનામાં ક્યાંથી આવ્યું?"

"જુઓ, કોઇ પણ માણસ સ્વાર્થ વિના કશું કામ કરતો જ નથી. મારા મ્હોંથી ઉઘાડું કહેવરાવવામાં બહુ મહત્ત્વ છે એમ માનશો નહિ. આટલા ઉપરથી જ મારો હેતુ બહુધા આપના લક્ષમાં આવી ગયો હશે."

"તોપણ આવી મહત્ત્વની વાત જેટલી સ્પષ્ટતાથી થાય તેટલું વધારે સારૂં. તેટલા માટે પ્હેલાં એ કહો કે **સંગમપુરનું** રાજ્ય મહારાજા **વીરધવળને** મેળવી આપવાનાં કયાં કયાં સાધનો આપના હાથમાં છે અને તે માટે આપ મહારાજા પાસેથી કેવા બદલાની આશા ધરાવો છો?"

"હું અત્યારે બહુ લંબાણ નહિ કરતાં માત્ર એટલું જ કહું છું કે, **સંગમપુરના** મહારાજાનો હું ધર્મગુરૂ હોવાથી મારા ઉપર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. તેમણે મરતી વખતે મને પોતાની પુત્રીનો પાલક નીમીને પોતાનો સઘળો ખજાનો મારે સ્વાધીન કર્યો છે. આ પ્રાંતમાં હાલમાં **વીરોત્તમે** ભારે તોફાન મચાવી મેલ્યું છે. તેનો વિચાર **સંગમપુરની** ગાદી પોતે પચાવી પાડવાનો છે. પરંતુ પહેલાંના મહારાજા તેની સાથે વૈર ધરાવતા હોવાથી તેમની ઇચ્છા એવી હતી કે પોતાની પુત્રી અને રાજ્ય તેના હાથમાં આવે નહિ. એટલા માટે તેમણે પોતાની ઇચ્છા પૂરી કરવાનું મારી પાસેથી વચન લીધું છે. હાલમાં રાજકન્યા **ચંદ્રપ્રભાની** વય લગ્ન કરવાયોગ્ય થઇ ગઈ છે. તેનું સૌંદર્ય-માધુર્ય અનુપમ છે. **વીરધવળ** મહારાજાના પુત્ર **વિસળદેવ** સાથે તેનો વિવાહ કરીને આ સઘળું રાજ્ય તેમને આપવું એવો મારો વિચાર છે."

**બળવંતસિંહ** બોલ્યો: "રાજકન્યા **ચંદ્રપ્રભા** બહુ જ સુંદર છે, એમ જ હમણાં આપે કહ્યું, ખરૂં ને?"

"હા. તેને નવયૌવન પ્રાપ્ત થયું છે તેથી તે સ્વર્ગની અપ્સરા જેવી લાવણ્યવતી લાગે છે. તેના જેવું અનુપમ સૌંદર્ય બીજી કોઈ પણ સ્ત્રીમાં આજસુધી મેં જોયું નથી. વળી તે બહુ જ સદ્‌ગુણી પણ છે."

"રાજકન્યા જો એવી ગુણવતી હોય અને તે વિસળદેવ સાથે લગ્ન કરવાને કબૂલ હોય, તો વીરધવળ મહારાજા આ સંબંધ કબૂલ રાખશે એવી હું આપને ખાત્રી આપું છું. વારૂ, પણ આ ગોઠવણના બદલામાં આપને શું જોઇએ છે ?"

"મહારાજાએ મને તેમનો ધર્મગુરૂ જાહેર કરવો અને યોગ્ય સમય પ્રાપ્ત થતાં જગદ્‌ગુરૂની પદવી મને આપવી એવું એમના હાથદસ્કતનું અભિવચન મને મળે, એટલું જ માત્ર મારે તો જોઇએ છે."

આ સાંભળતાં જ બળવંતસિંહ ચમક્યો. સાધુનો વેશ ધારણ કરનારા એ ઢોંગી મહંતની મહત્ત્વાકાંક્ષા આટલી પ્રબળ છે, એવું જોતાં બળવંતસિંહને તેને માટે તિરસ્કાર ઉત્પન્ન થયો. તેના વદનપરની એ તિરસ્કારસૂચક વિકૃતિ તે ધૂર્ત મહંતના જાણવામાં તુરત જ આવી ગઇ અને તે બોલ્યો: "મારૂં કથન આપને રૂચતું જણાતું નથી, માટે આપણે હવે આ બાબત વિષેનું આપણું સંભાષણ આટલેથી જ અટકાવીએ તો વધારે સારૂં."

"નહિ, નહિ, સાધુવર્ય ! મારા વર્તનથી આપને અપમાન લાગતું હોય તો મને માફ કરો. આપની આ અકલ્પિત માંગણી સાંભળીને હું જરા ચમક્યો ખરો, પણ આપની એ માંગણી યોગ્ય જ છે એવું હવે મારા લક્ષમાં આવે છે. સંગમપુરનું રાજ્ય, સુંદર રાજકન્યા અને અપાર ધનસંપત્તિ મહારાજાને આપવાને આપ જ્યારે તૈયાર થયા છો, ત્યારે આપને રાજગુરૂત્વનું માન તો મળવું જ જોઇએ, અને એ બદલો કાંઇ વિશેષ કહેવાય નહિ. આપ જો કૃપા કરીને રાજકન્યાની અને મારી એક વાર પ્રત્યક્ષ મુલાકાત કરાવી આપો અને રાજકન્યા વિસળદેવ સાથે લગ્ન કરવાને કબૂલ છે એવું જો મને માલૂમ પડશે, તો આ સંબંધ બાંધી આપવા માટે હું મારા તરફથી બનશે એટલો પ્રયત્ન કરીશ. વળી તેથી વીરધવળ મહારાજા પાસે તેના સૌંદર્યનું યથાર્થ વર્ણન કરવાને પણ હું સમર્થ બનીશ. તે સાથે તેની સંપત્તિ કેટલી છે તેની યોગ્ય કલ્પના પણ મને આવી જવી જોઇએ."

"ઠીક છે. આજથી ચોથે દિવસે આપ સંગમપુર આવજો, એટલે હું આપને તેની મુલાકાત કરાવી આપીશ. તમે તેને જોજો, અને તમારામાં કવિત્વશક્તિ હોવાથી તમે મહારાજા પાસે તેનું યથાયોગ્ય વર્ણન કરી બતાવજો."

"હા, મને તે જેવી સુંદર દેખાશે તેવું તેનું આબેહુબ વર્ણન હું મહારાજા પાસે કરીશ તે માટે આપે કશી ચિંતા રાખવી નહિ. પણ

હવે આપ સીધા **સં**ગમપુર જ જશો કે બીજી કોઈ તરફ ?"

"મારે જરા **શ્યામ**ગઢ તરફ જવાનું છે." એમ કહીને કાલિકાપ્રસાદ ઉઠયો. તેણે પોતાની શાલ પુનઃ માથા ઉપર વીંટાળી લીધી અને બળવંતસિંહે તેણે પ્રણામ કર્યાબાદ તેને આશીર્વાદ આપીને તે ચાલતો થયો. કાલિકાપ્રસાદ ચાલ્યો ગયો એટલે બળવંતસિંહે ઘોડા ઉપર સ્વારી કરીને આગળ પ્રવાસ કરવા માંડયો.

## પ્રકરણ ૬ ઠું.

### વીરોત્તમ અને બળવંતસિંહ.

સાંજે સૂર્યાસ્તને સમયે તે ત્રણે જણ **સં**ગમપુરને માર્ગે ચાલતાં પાસેની ઝાડીમાંથી એક ઘોડેસ્વાર આવી તેમની આડે ઉભો રહ્યો. જોકે તેનો પોશાક લશ્કરી હતો તોપણ તે કોઈ મોટા દરજ્જાનો સિપાઈ નહિ હોય એમ સ્પષ્ટ જણાતું હતું. તેણે બળવંતસિંહને સ્વાધિકારસૂચક પરન્તુ નમ્ર સ્વરે પ્રશ્ન કર્યો: "મહારાજ! આપ કોણ છો અને આપને ક્યાં જવાનું છે ?"

"મારૂં નામ બળવંતસિંહ છે. હું મહારાજાધિરાજ ગુર્જ્જરાધિપતિ **વીર**ધવળનો વિશ્વાસુ સરદાર છું અને તેમના કેટલાક અગત્યના ખાનગી કામમાટે મારે **સં**ગમપુર જવાનું છે. આ બન્ને જુવાનો મારા સેવકો-અનુચરો છે. અહીંથી નજીકમાં જ સરદાર **વીર**ોત્તમના સૈન્યનો પડાવ છે એવું મેં સાંભળ્યું છે. કેટલાક કામને માટે મારે તેમની મુલાકાત લેવાની છે."

"વાહ વાહ, બહુ સારૂં થયું. આપની ઇચ્છા અનાયાસે પૂર્ણ થશે. હું તેમના જ સૈન્યમાંનો એક સ્વાર છું અને આ માર્ગ ઉપર મને તેમણે પેહેરા માટે રાખેલો છે. કોઇ પણ માણસ આ રસ્તે થઇને જતો હોય તો તે સરદાર **વીર**ોત્તમને મળ્યા સિવાય આગળ જઇ શકતો નથી."

એ સ્વારનું આ ભાષણ ચાલતું હતું એટલામાં સર્વાંગે લશ્કરી હથિયારો ધારણ કરેલા દશબાર લડ્પડ ઘોડેસ્વારો તેની આસપાસ એકઠા થઇ ગયા. તેઓના અધિકારીએ બળવંતસિંહને ઘોડા ઉપરથી નીચે ઉતરવા નમ્રતાપૂર્વક વિનતિ કરી. "આપના ઘોડાની બરદાસ્ત કરવામાં કશી ખામી નહિ આવે" એવું તેણે બળવંતસિંહને આશ્વાસન આપ્યું. ત્રણે જણ ઘોડા ઉપરથી ઉતરતાં બે સ્વારો-

એ તેમના ઘોડાઓની લગામો પકડી અને પછી સર્વે જણ વીરોત્તમના પડાવ તરફ હળવે હળવે ચાલવા લાગ્યા. કેટલોક વખત ઝાડીમાં થઇને પ્રવાસ કર્યા પછી એક મોટું મેદાન જોવામાં આવ્યું. ત્યાં નાના મોટા ડેરા, તંબૂ અને રાવટીઓ લગાવી દીધેલી હતી. એ મેદાનની આસપાસ સઘળે ગીચ ઝાડી હોવાને લીધે ત્યાં કોઇની છાવણી આવેલી હશે એવી કોઇને શંકા પણ આવવાનો સંભવ નહોતો. વરસાદની ઋતુ તુરતમાં જ પૂરી થઈ હોવાથી એ મેદાનમાં જ્યાં ત્યાં લીલો ઘાસચારો ઉગી નીકળ્યો હતો અને વચ્ચે વચ્ચે કોઈ સ્થળે જંગલી ફૂલવેલો ઉગી નીકળી હોવાથી એ મેદાન ઉપર લીલા રંગનો ગાલીચો બિછાવી દીધો હોય અને તેની ઉપર અનેક રંગોની ફૂલવેલોની કારીગીરી કરવામાં આવી હોય એવો ભાસ થતો હતો. એ. પ્રમાણે એ સૃષ્ટિસૌંદર્યવાળા પ્રદેશમાં થઇને કેટલોક વખત પ્રવાસ કર્યા પછી એ મંડળ એક ભવ્ય તંબૂ આગળ આવી પહોંચ્યું. ત્યાં આગળ કેટલીક પાટો નાંખેલી હોવાથી તે ઉપર સૈન્યના અધિકારીઓ વાતચીત કરતા બેઠા હતા. તંબૂની અંદર જતાં ત્યાં એક કાળા વર્ણની સ્ત્રી તેમની દૃષ્ટિએ પડી. તે સ્ત્રી તરફ નજર કરતાં બળવંતસિંહ અને તેના સેવકોને ઘણું જ આશ્ચર્ય ઉત્પન્ન થયું.

તે સ્ત્રીના શરીરનો વર્ણ તદ્દન કાળો હતો—એટલો બધો કાળો હતો કે કાજળનો રંગ પણ તેની સાથે ભળી જાય! તોપણ એ કાળા રંગથી તેના સૌંદર્યમાં ક્ષતિ થતી જણાતી નહોતી. તેના દાંત ઉજળા દૂધ જેવા હતા અને વળી શરીરનો રંગ તદ્દન કાળો હોવાથી તે વધારે સફેદ લાગતા હતા. ઓઠ લાલ પરવાળા જેવા હતા. નાસિકા સરલ હતી અને ભ્રમરો ધનુષ્યની પેઠે વાંકી વળેલી હોવાથી તેનું સૌંદર્ય બહુ ખીલતું હતું. આવી આ સુંદર સ્ત્રીનો રંગ પ્રભુએ આટલો કાળો કેમ કર્યો હશે, અને કોઈ અપ્સરાથી પણ ચડી જાય તેવું તેના અંગનું સૌંદર્ય હોવા છતાં તેની અંગકાંતિ આટલી કાળી કેમ હશે? એવો સહજ પ્રશ્ન તેને જોનારના મનમાં ઉત્પન્ન થયા વિના રહેતો નહિ.

આ સઘળા કરતાં તેની મુખમુદ્રામાં એક વિશેષતા ધ્યાન ખેંચનારી હતી. તેનાં કાળાં ભ્રમર સરખાં અને પાણીદાર નેત્રોમાં વિલક્ષણ તેજ જોવામાં આવતું હતું. ચંદ્ર, સૂર્ય અને તારાનું સઘળું તેજ હરી લઇને તેની આંખોમાં મૂકવામાં આવ્યું હોય તેવું લાગતું હતું. તેની આંખોને હીરા જેવી ચળકતી કહીએ, પરન્તુ હીરામાં ચપળતા હોતી નથી અને તેની આંખોમાં તો એટલું ચાપલ્ય હતું કે જેનું

વર્ણન થઇ શકે નહિ ! તેનાં નેત્રોના તેજને લીધે અંધારામાં પણ તે ચળક્યા વિના રહે નહિ એવી કલ્પના સહજ આવતી હતી.

તેનાં નેત્રો જોકે ભવ્ય હતાં અને તેમાં અલૌકિક તેજ ભરેલું હતું, તોપણ તેમાં કિંચિત્ ભયંકરતા અને ક્રૂરતા પણ દેખાતી હતી; તથાપિ સ્ત્રીજાતિનું નૈસર્ગિક સૌંદર્ય, કિંચિત્ લાંબાં નેત્રો અને તેમાં કાજળ આંજ્યું હોય તેવો દેખાવ, બન્ને ભ્રમરોની વચ્ચે રહેલું કેટલુંક વધારે અંતર વગેરે કારણોથી તેની આંખોમાં કેટલીક મૃદુતા પણ જોવામાં આવતી હતી.

તે સ્ત્રીની વય અને મુખમુદ્રા ઉપરથી તે પરણેલી સ્ત્રી જણાતી હતી તોપણ અંગ ઉપર સૌભાગ્યના અલંકારોની કેટલીક ખામીને લીધે તે કુમારિકા હોય એમ માલૂમ પડતું હતું. તેનું એકંદર સ્વરૂપ જોઇને આ જગત્માં તેના સરખી બીજી સ્ત્રીઓ ભાગ્યે જ હશે બલ્કે બિલકુલ નહિ હોય એવી બળવંતસિંહને કલ્પના થઈ. તેનું વય અનુમાને સત્તર-અઢાર વર્ષનું હોય એમ જણાતું હતું. તેનાથી થોડે જ દૂર બે દાસીઓ બેઠેલી હતી અને તે પોતાની માલીકણ તરફ કૌતુકથી જોઇ રહી હતી. તે દાસીઓનું વય પણ લગભગ તે સ્ત્રીના જેટલું જ હતું. તેમનાં વસ્ત્રો કેવળ સાદાં હતાં, તોપણ તે ઉપરથી તેમની સભ્યતા સ્પષ્ટ રીતે વ્યક્ત થતી હતી.

એ સુંદરીથી થોડેક દૂર એક મોટા આસન ઉપર એક પ્રચંડ દેખાવવાળો પુરૂષ બેઠેલો હતો. તે તેજસ્વી તથા શૂરો દેખાતો હતો અને વય અનુમાને ચાળીશ-પીસ્તાળીશ વર્ષનું લાગતું હતું. તરૂણ વયમાં તે બહુ સુંદર દેખાતો હશે એમ તેની મુખમુદ્રા ઉપરથી જણાતું હતું, તોપણ તેની ડાબી આંખ ફૂટેલી હોવાથી ચહેરો બહુ જ બેડોળ દેખાતો હતો. માત્ર મુખમુદ્રા ઉપરથી જ તે શૂરવીર દેખાતો હતો. તેનો પોશાક લશ્કરી ધાટીનો હતો તોપણ તેમાં કશો ભભકો કે નાજુકાઈ નહોતી. એ યોદ્ધાની પાછળ થોડે જ દૂર બે લશ્કરી પોષાકવાળા જુવાનો ઉભા હતા અને તેઓ પોતાના માલેકના મુખમાંથી નીકળતા હુકમનો અમલ કરવાને તત્પર બની રહેલા માલૂમ પડતા હતા.

બળવંતસિંહ તંબુમાં ગયો, ત્યારે ત્યાં મુખ્યત્વે કરીને એટલાં માણસો હતાં. ફૂટેલી આંખ ઉપરથી અને પ્રચંડ દેખાવ ઉપરથી સરદાર વીરોત્તમને બળવંતસિંહ તુરત ઓળખી ગયો પરન્તુ એની પાસે બેઠેલી કૃષ્ણવર્ણીય સુંદરી કોણ હશે તે તે જાણી શક્યો નહિ. બળવંતસિંહ તરફ કેટલીક ક્ષણ નિરખીને જોયા પછી વીરોત્તમ બોલ્યો: " અહો ! પધારો, પધારો ! આપ કોણ છો વારૂ "

પણ **બળવંતસિંહ**નું ધ્યાન પેલી સુંદરી તરફ વળેલું હોવાથી **વીરોત્તમ**ના ધીમે સ્વરે બોલાએલા એ પ્રશ્ન તરફ તેનું ધ્યાન ગયું નહિ. એ જોતાં જ **વીરોત્તમ**ની પાછળ ઉભેલા એક જુવાને ફરી તેને તેજ પ્રશ્ન જરા ઉચ્ચ સ્વરે પૂછ્યો. હવે **બળવંતસિંહ** ભાનમાં આવ્યો અને તેણે પોતાનું નામ, હોદ્દો વગેરે ટૂંકમાં જણાવ્યું.

"સરદાર સાહેબ! આ આસનપર બિરાજો." એમ કહીને **વીરોત્તમે** પાસે પડેલા એક આસન તરફ આંગળી કરી. પછી તે પોતાના સેવક ભણી નજર કરીને બોલ્યો: "ભોજનની તૈયારી થઈ ગઈ હોય તો રસોઈઆને કહે કે આપણા મ્હેમાનોને માટે ભાણું અહીં જ લાવે; તેઓ ભૂખ્યા હોય એમ જણાય છે."

**વીરોત્તમે** બતાવેલા આસન ઉપર **બળવંતસિંહ** બેઠો. તે કૃષ્ણ-વર્ણીય સુંદરી અને **વીરોત્તમ**ની વચ્ચે એ આસન મૂકેલું હતું. **બળ**-વંતસિંહનું ધ્યાન એ સુંદરી તરફ વળેલું જોઈને **વીરોત્તમ** બોલ્યો: "સરદાર સાહેબ! આપના જેવા મોટા પરોણાનું સન્માન રાજદર-બારી ઠાઠથી થવું જોઈએ, પરન્તુ અહીં—આ એક ગરીબ સિપાઈના તંબુમાં તેમ બની શકે તેવું નથી; તોપણ જે કાંઈ લુખ્ખી—સૂકી ભાખરી મળે તેમાં જ આપને આનંદ માની લેવો પડશે. આ આપની બાજુએ જે છોકરી બેઠી છે તે જોકે મારી સગી નથી, તોપણ તેના ઉપર મારો મારી પોતાની પુત્રીના જેવો પ્રેમ છે."

બળવંતસિંહ તે સુંદરી તરફ જોઈને બોલ્યો: "આપની જન્મ-ભૂમિ અહીંથી બહુ જ દૂર હશે, નહિ વારૂ?"

"મહારાજ! આપનું અનુમાન ખરૂં છે. મારી જન્મભૂમિ અહીંથી ઘણે દૂર આવેલી છે. આપ મારા તરફ વારંવાર કૌતુકપૂર્ણ દૃષ્ટિથી જુઓ છો, પરન્તુ મારૂં નામ આપ જાણો છો કે?" તે સુંદરી **બળવંતસિંહ** તરફ પોતાનાં તીક્ષ્ણ નેત્ર ફેરવીને બોલી: "મારૂં નામ '**જમની**' છે."

'**જમની**' એ શબ્દ **બળવંતસિંહ**ને કાંઈ નવીન લાગ્યો નહિ, તેથી તે બોલ્યો: "**જમની** એ ઘણું સાધારણ નામ છે. મૂળ '**યમુના**' શબ્દનો અપભ્રંશ થવાથી **જમની** નામ ઘણી સ્ત્રીઓને અપાએલું જોવામાં આવે છે ખરૂં."

"પરન્તુ મારૂં તો શુદ્ધ નામ જ **જમની** છે—**યમુના** નહિ."

**બળવંતસિંહ** જરા ચમક્યો અને આછું સ્મિત કરીને બોલ્યો: "**જમની** એવું જો શુદ્ધ નામ હોય તો તેનો અર્થ "'**જમ**'ની પુત્રી"

એવો જ થાય ! પરન્તુ તમારા સૌંદર્ય ઉપરથી તમને ' જમની ' એવું ભયંકર નહિ પણ ' ઉર્વશી ' કે ' વિદ્યાધરી ' એવું સુંદર નામ જ શોભતું ગણાય."

"સરદાર સાહેબ ! આપની એ સ્તુતિથી મને આનંદ થાય છે." જરા થોભીને અને પોતાનાં તીક્ષ્ણ નેત્રોને બળવંતસિંહ તરફ ફેરવીને તે બોલીઃ " મારા નામનો અર્થ ગમે તેવો થાય, પરન્તુ મારૂં નામ ' જમની ' છે એટલું તો નક્કી છે."

વીરોત્તમ બોલ્યોઃ " સરદાર સાહેબ ! આ છોકરી જે કહે છે તે ખરૂં છે, પરંતુ એ નામ જન્મથી જ રાખવામાં આવેલું છે કે પાછળથી કોઇએ એનું એવું નામ પાડયું છે તે વાત હજી જાહેરમાં આવી નથી. એના પૂર્વ જન્મવૃત્તાંત વિષે એના પોતા સિવાય બીજાઓ બહુ થોડું જાણે છે."

" એમનું નામ, સૌંદર્ય, પૂર્વ વૃત્તાંત વગેરે સર્વ પ્રકાર બહુ જ વિલક્ષણ છે, અને તેથી મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે." બળવંતસિંહ વીરોત્તમ તરફ ફરીને બોલ્યોઃ " એમની મુખમુદ્રા ઉપરથી તો મનુષ્ય લોકમાં નહિ પરન્તુ કોઈ પણ દેવયોનીમાં એમનો જન્મ થયો હશે એવી મને સહજ કલ્પના થાય છે."

" મારા મુખથી એની કશી વધારે હકીકત આપને મળે એ અશક્ય છે." એ શબ્દો ઉચ્ચારતાં વીરોત્તમની મુખમુદ્રા ઉગ્ર બની ગઈ અને તે ઉપરથી બળવંતસિંહ તુરત કળી ગયો કે પોતા જેવા એક અજાણ્યા અતિથિએ પહેલી જ મુલાકાતની વેળાએ એક કુંવારી કન્યાના સંબંધમાં આટલી બધી ચોકસી કરવી એ ગેરવાજબી છે. તે કિંચિત્ સૌમ્ય વદને બોલ્યોઃ " મહારાજ ! આ સુંદરીના સંબંધમાં આપને મેં જોઇએ તે કરતાં વધારે વિગત પૂછી તે માટે મને ક્ષમા કરશો. પહેલી જ મુલાકાત વખતે એટલી બધી વિગત પૂછવી એ સારૂં નહિ. એ વાત મારા ધ્યાનમાં જરા મોડેથી આવી."

એટલામાં કેટલાક સેવકો ભાણાં લઇને ત્યાં આવી પહોંચ્યા. વીરોત્તમ, બળવંતસિંહ, તેના બન્ને સેવકો, જમની અને તેની દાસીઓ સૌ કોઈ જમવાને બેઠાં. જમતાં જમતાં જમની વારંવાર પોતા તરફ દૃષ્ટિ ફેરવે છે એવું બળવંતસિંહના ધ્યાનમાં આવી ગયું, અને તેથી તે પણ જમની તરફ જોતો હતો. જમતાં જમતાં બળવંતસિંહ પાસેથી તેના દેશની કેટલીક હકીકત વીરોત્તમે જાણી લીધી. ભોજનની સમાપ્તિ થયા પછી બળવંતસિંહની બરદાસ્તની વ્યવસ્થા કરવા વીરોત્તમે પોતાના સેવકોને હુકમ કર્યો. બળવંતસિંહ ત્યાંથી

નીકળ્યો, ત્યારે જમનીએ પોતાનાં તેજસ્વી નેત્રોને તેની તરફ ફેરવ્યાં અને મસ્તક નીચું નમાવીને તેણે તેની રજા લીધી. વીરોત્તમે બળવંતસિંહનો હાથ પોતાના હાથમાં લીધો અને તેને માટે તૈયાર કરેલા તંબૂના દ્વાર સુધી વળાવવાને તે તેની સાથે વાતચીત કરતો ચાલ્યો. પરોણાના શયનની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરવામાં આવી છે એવી તેની ખાત્રી થતાંજ તે પાછો પોતાના શયનસ્થાન તરફ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૭ મું.

## ભેદભરી લીલા.

બળવંતસિંહ બિછાનાપર પડ્યો ખરો, તોપણ તેને ઉંઘ આવી નહિ. શ્યામગઢમાં ગઈ રાત્રે જોએલું ભયાનક સ્થાન અને થોડા જ વખત પહેલાં **વીરોત્તમ**ની છાવણીમાં જોએલી અમાનુષીય જમની, તે સંબંધી જ વિચારો તેના મનમાં ઘોળાઈ રહ્યા હતા. જમનીના શરીરનો હબસી જેવો કાળો રંગ, તેની પૂર્વ સ્થિતિની ગુપ્તતા, તેના **વીરોત્તમ**ની સાથેનો સંબંધ, તેનું ભયંકર નામ વગેરે બાબતો સંબંધી તેનું મગજ ઉંડા વિચારમાં પડી ગયું. તે માનતો હતો કે **વીરોત્તમ** તે સંબંધી સારી પેઠે માહિતી ધરાવતો હોવો જોઇએ, પરન્તું તે તે વાત પોતાને કેવી રીતે કહે ?

બળવંતસિંહના જીવનનો ઘણો ભાગ લડાઇઓ, સ્વારીઓ, શિકાર વગેરે શૂરવીરને છાજે તેવાં કાર્યોમાં વ્યતીત થયો હતો, તેથી હજીસુધી તેને નારીલીલાની તો કલ્પના પણ નહોતી. એ વિષે તે કેવળ અજાણ્યો જ હતો. કાવ્યો અને નાટકોનો અભ્યાસ કરવાથી જે કાંઈ પ્રીતિવિષયક વાતો તેના વાંચવામાં આવી હતી, તેથી વધારે જ્ઞાન તે તે વિષય સંબંધી ધરાવતો નહોતો. વસ્તુતઃ તેને હજી પ્રેમરસનો મધુર આસ્વાદ લેવાનો બાકી રહ્યો હતો.

પોતાની દૃષ્ટિની સામે વારંવાર તેજ સુંદરીની મૂર્તિ કેમ આવે છે તે બળવંતસિંહ સમજી શક્યો નહિ. પોતાની આવી તરલ અને અકલ્પિત મનોવૃત્તિને માટે તેને હવે આશ્ચર્ય લાગવા માંડ્યું. તેનાં તીવ્ર કટાક્ષમાં કાંઈ ઇંદ્રજાળનો જાદૂ જ સમાઈ રહેલો હોય એમ તેને ભાસવા લાગ્યું. એ એક ને એક વિષયમાં લાગી રહેલું મન બીજી બાબત તરફ દોરવાને તેણે બહુ બહુ યત્ન કર્યો, પરન્તુ આ આખું જગત્ જ હવે તો તેને એક જમનીમય ભાસવા લાગ્યું હતું એટલે તે યત્ન નિરર્થક હતો.

છેવટે આકાશમાં ચંદ્રનો ઉદય થયો તોપણ તેને નિદ્રા આવી નહિ. ઘણો વખત તે બિછાનામાં આળોટતો જ પડ્યો રહ્યો. છેવટે તંબૂની બહાર જરા ખુલ્લી હવામાં ફરવાનો તેને વિચાર થયો અને કમરે તલવાર લટકાવીને તે તંબૂમાંથી બહાર નીકળ્યો.

આ વખતે ચારે દિશાએ શૂન્યતા—નીરવતા વ્યાપી રહેલી હતી. ફક્ત પહેરેગીરોના સાવધાનતાસૂચક અવાજો કોઇ કોઇ વાર સંભળાતા હતા. બળવંતસિંહની કમરે લટકાવેલી તલવાર જમીન સાથે ઘસડાતાં તેનો કાંઇક અવાજ થતો હતો, તે સિવાય સર્વત્ર શાન્તિ જ વ્યાપી રહી હતી—સજીવન સૃષ્ટિનું એક પણ ચિહ્ન જણાતું નહોતું.

પોતાના તંબૂથી આશરે બસો—અઢીસો કદમ તે દૂર ગયો અને ત્યાંથી છાવણીની શોભા જોવા માટે તેણે એક વાર પાછળ નજર ફેરવીને જોયું. નાના મોટા અનેક ડેરા, તંબૂ, રાવટીઓ વગેરે જોતાં જોતાં સરદાર વીરોત્તમનો ભવ્ય તંબૂ તેની નજરે પડ્યો. એ જ તંબૂમાં તે કૃષ્ણવર્ણીય સુંદરી પોતાની બન્ને સખીઓની સાથે નિદ્રાનો અનુભવ લઈ રહી હશે, એવું તેના મનમાં આવ્યું! તુરત જ તેણે પોતાની નજર તે તરફ ફેરવી અને ત્યાં આગળથી ફૂટતી એક કેડીએ કેડીએ હજી કેટલેક આગળ જવાનો તેણે વિચાર કર્યો. ગમે તે કારણથી, પણ પહેરેગીરોની કોઇ પણ જાતની અટકાયત વિના તે છાવણીથી પાંચસો—છસો કદમ જેટલે દૂર જઇ શક્યો. કેટલાક વખત સુધી તેણે ચંદનીમાં શીતળ વાયુનો અનુભવ લેતાં વનરાજીનું અને અનુપમ સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કર્યું. તેથી તેનું મન કિંચિત્ શાન્ત થયું અને તે પુનઃ પોતાના તંબૂ તરફ પાછો ફરવા લાગ્યો.

તેણે પાંચ-દસ ડગલાં ભર્યાં હશે, એટલામાં ગાયનનો મધુર ધ્વનિ તેને કાને પડ્યો અને તે જ ક્ષણે તે ત્યાં અચકાઇને ઉભો. એ મનોહર ગાયન ક્યાં ગવાતું હશે તે જાણવાને તેણે થોડી વાર ઉભા રહીને તે સાંભળ્યા કર્યું. એથી તેને આનંદ થવા લાગ્યો. ગાયનની મધુરતાએ તેના મનનું આકર્ષણ કર્યું અને જેમ બને તેમ વધારે નજીકથી સાંભળવાને તેને લલચાવ્યો. જે દિશાએથી ગાયન આવતું હતું તે દિશાએ તે વળ્યો અને ત્યાંથી તે ત્રણસો—ચારસો કદમ જેટલે દૂર ચાલ્યો ગયો, એટલે એક દેવાલય તેની દૃષ્ટિએ પડ્યું તે જ દેવાલયમાં એ ગાયન ચાલી રહ્યું હતું એવો હવે તેનો નિશ્ચય થયો.

તે દેવાલયનું દ્વાર કાંઇ અંદરથી બંધ નહોતું, તોપણ બળવંતસિંહ તે ઉઘાડીને એકદમ અંદર પેઠો નહિ, કારણકે પોતે એકાએક જવાથી ગાનારીનું મન વિક્ષિપ્ત થાય અને પોતાનું ગાયન બંધ

કરી વાળે એવી તેને શંકા આવી. તે કારણથી દેવાલયની બહાર જ ઉભા રહીને તેણે ગાયન સાંભળવા માંડયું:

( લાવણી )

" રે માતા ! સુખશાતાદાતા, દીનદયાળુ [illegible]!
" અધમ તણો ઉદ્ધાર કરી, હરી હૈ શું [illegible] જનની ! રે માતા. ટેક
" માર્યાં રિપુ, તાર્યા બધા સેવક જનોને માવડી !
" સંહાર અસુરોનો કરી, નિર્ભય ત્રિલોક કર્યાં વળી,
" પણ જીવતા અસુરો ઘણા હજી આ કુટિલ સંસારમાં;
" પીડિત જનોમે તારવા, એ સર્વને સંહાર, મા !
" તુજ કૃપાથી સર્વ જીવોને શાન્તિ અલભ્ય સુખે મળતી,
" પણ આ દાસીપર તુજ અકૃપા કેમ હજીય નથી ટળતી ?" રે માતા.

જગદંબાની સ્તુતિનું જ તે ગાયન હતું, પરન્તુ ગાનારીના કંઠની મધુરતા અને દેવાલયના ગભારામાં ગુંજી ઉઠતા તેના પ્રતિધ્વનિથી તેની શ્રુતિમનોહરતામાં જે વધારો થઇ રહ્યો હતો તેથી બળવંતસિંહ મુગ્ધ બની ગયો.

હજી તે ગાયન ચાલતું જ હતું એટલામાં કેટલેક દૂર મશાલોનો પ્રકાશ તેની નજરે પડયો. તે મશાલો દેવાલય તરફ જ આવતી હતી, એટલે તેનો પ્રકાશ વધારે નજીક આવતાં પોતે ઉઘાડો પડી જશે એવું બળવંતસિંહના ધ્યાનમાં આવ્યું. તુરત જ તેને તેનો ઉપાય સૂઝી આવ્યો. ધીમેથી દેવાલયનું દ્વાર ઉઘાડીને આસ્તેથી તે અંદર પેસી ગયો. અંદર જતાં જ એક ખૂણામાં સંતાઈ રહેવા જેવી જગ્યા તેની નજરે પડી એટલે તે ત્યાં લપાઇને બેસી ગયો; પરન્તુ તેણે દ્વાર ઉઘાડયું તે સાથે જ ત્યાં ગાયન કરનારી સુંદરી એકદમ અદશ્ય થઇ ગઇ !

થોડી વારમાં હાથમાં સળગાવેલી મશાલો લઈને કેટલાક સાધુઓ અને સાધ્વીઓનું એક ટોળું તે દેવાલય પાસે આવ્યું. દેવાલયની અંદર મશાલોની જરૂર નાહ હોવાથી તેમણે પોતાની મશાલો દેવાલયની બહાર જ બુઝાવી નાંખી. એક રીતે એ સારૂં પણ થયું, કારણકે તેઓએ જો તેમ ન કર્યું હોત તો બળવંતસિંહ દેવાલયમાં ગુમ રહી શકત નહિ.

તે આખું ટોળું દેવાલયમાં આવતાં જ તેણે પહેલાં તો દેવીની સમક્ષ સ્તુતિનાં ગાયનો ગાવા માંડયાં. કેટલીક સાધ્વીઓનો અવાજ મધુર હોવાથી અને તેમાં દેવીના અવતારો તથા તેનાં પરાક્રમોનું વર્ણન હોવાથી તે ગાયનો બળવંતસિંહને કાંઇ ખરાબ લાગ્યાં નહિ. એકાદ ઘડીસુધી તેઓનાં તે ગાયનો ચાલુ રહ્યાં. એટલામાં એકાએક દેવાલ-

યનું દ્વાર હળવેથી ઉઘાડીને એક સાધુ અંદર આવ્યો. તેણે પોતાના માથા ઉપર એક લાંબી શાલ વિંટાળેલી જોવામાં આવતી હતી, પરંતુ તે શાલ એવી તો ચમત્કારિક રીતે વીંટાળેલી હતી કે તેમાંથી ફક્ત તેની આંખો જ દેખાતી હતી અને બાકીનો સઘળો ચહેરો તે શાલ નીચે ઢાંકી દેવામાં આવ્યો હતો. તે સાધુએ એક થાંભલાની પાછળ ઉભા રહીને સૂક્ષ્મ દૃષ્ટિથી દેવાલયમાં સર્વત્ર નજર કરી. બળવંતસિંહને એમ પણ લાગ્યું કે પોતા તરફ પણ કદાચ તેણે જોયું હશે, પરન્તુ પોતાને જોઇને પણ તે સાધુ ચમક્યો નહિ, એટલે બળવંતસિંહને લાગ્યું કે પોતાને હરકત કરવાનો તે સાધુનો ઇરાદો નહિ હોય.

સાધ્વીઓનું ગાયન ચાલુ જ હતું, એટલામાં દેવાલયની ભીંતમાંનું એક દ્વાર ઉઘડયું અને સરદાર વીરોત્તમે એક સ્ત્રીની સાથે ત્યાં પ્રવેશ કર્યો. આ જોઇને બળવંતસિંહને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. વીરોત્તમ સાથેની સ્ત્રીના મ્હોંપર બુરખો હોવાથી તે કોણ છે એ બળવંતસિં- હથી સમજી શકાયું નહિ, તોપણ ઘણું કરીને તે જમની જ હોવી જોઇએ, એવું તેણે અનુમાન કર્યું. તે સ્ત્રીને જોતાં જ સઘળી સાધ્વીઓ એકદમ તેની તરફ ગઈ. જો વીરોત્તમે રોષથી ફાડેલી આંખ તેઓની નજરે પડી ન હોત, તો તે સાધ્વીઓ જરૂર આગળ વધી હોત. પરન્તુ તેઓ સમજી ગઇ કે અહીં પોતાની શક્તિનો ઉપયોગ થઈ શકે તેમ નથી, એટલે તેઓ ધીમે ધીમે પાછી હઠી ગઇ અને વીરોત્તમ સાથેની સ્ત્રીને હાથ પણ અડકાડવાની તેઓ હિંમત ચલાવી શકી નહિ.

વીરોત્તમ સાથેની સ્ત્રીએ કેટલીક વારે પોતાના મ્હોં ઉપરનો બુરખો દૂર કરી નાંખ્યો. તે સુંદરીનાં વિશાળ નેત્રો ખુલ્લાં થતાં જ દેવાલયમાં જ્યાં ત્યાં વિદ્યુતનો પ્રકાશ પડતો હોય એવો બળવંતસિંહને આભાસ થયો અને જમનીના તીક્ષ્ણ કટાક્ષનું તેને સ્મરણ થઈ આ- વ્યું. તેને ભ્રમ ઉત્પન્ન થયો કે એ સ્ત્રી જમની પોતે તો નહિ હોય?

પણ ના! તે જમની કેવી રીતે હોઈ શકે? એ સ્ત્રીનો વર્ણ એટલો ઉજળો હતો કે ચંદ્રનો પ્રકાશ પણ તેની પાસે ફીકકો દેખાય! તેના ગુલાબી ગાલ, સુપુષ્ટ અને કેતકી પુષ્પના રંગ જેવા હાથ, વિસ્તીર્ણ કપાળ અને તે સઘળાથી અપ્સરાને પણ લજાવી નાંખે એવું તેનું સૌંદર્ય એ સઘળું જમનીના સૌંદર્યમાં ક્યાં હતું?

તે લાવણ્યવતી યુવતી મધુર સ્વરે બોલી: "બ્હેનો! આજ ઘણે દહાડે હું તમને પુનઃ મળું છું તે માટે મને બહુ આનંદ થાય છે! પણ ધ્યાનમાં રાખજો કે હવે હું પહેલાંના જેવી ભોળી-ભરમાએલી બાળકી રહી નથી! કોઈ પણ જો મારૂં અપમાન કરશે, તો તેને

યોગ્ય શિક્ષા કરવાનું સામર્થ્ય ધરાવનારી એક વ્યક્તિ—પણ હવે એ વાત જવા દો: તમે કબુલ કર્યું હતું તે પ્રમાણે આ દ્રવ્ય અહીં આગળ તૈયાર છે, તે તમે લઈ લો અને મારા ઉપરનો તમારો હક્ક હવે તમે છોડી દો!"

તેઓમાંની મુખ્ય અને વૃદ્ધ સાધ્વી બોલી: "નહિ, નહિ! રમણી! એમ કદાપિ બનશે નહિ. એક વાર અમે તને 'અમારી' કહી અને અમારા પંથની દીક્ષા આપી, હવે તું દ્રવ્ય આપવાથી તેમાંથી કેવી રીતે છૂટી થઈ શકે? હજી ગંભીરતાથી વિચાર કર. અમે તને સ્વર્ગનું દ્વાર ઉઘાડી આપીએ છીએ, તે તું તારા પોતાના જ હાથવડે શાને બંધ કરે છે? એવી ગાંડાઈ કર નહિ. આ જગતમાં જીવીને જે સુખો મેળવવાની તું ઇચ્છા કરે છે, તે સુખો શું અમારી પાસે નથી?"

"આગ લાગો તે તમારાં સુખોમાં!" વીરોત્તમ સાથેની એ સુંદર સ્ત્રી ગુસ્સાથી બોલી ઉઠી: "ખરેખર, જો એ જ માર્ગે–તમારા જ પંથમાં દાખલ થવાથી સ્વર્ગનાં દ્વાર ઉઘડી જતાં હોય, તો હું તમારા તે સ્વર્ગમાં જવાને બદલે નરકમાં જ વધારે આનંદથી જઇશ!"

"રમણી! એમ સંતપ્ત ન થઈ જા! અમે તારા કલ્યાણની—"

તે સુંદરી બોલી: "ખબરદાર, જો મને રમણી કહીને બોલાવી છે તો! મારા જન્મસમયે જોકે મારૂં એ નામ રાખવામાં આવ્યું હતું ખરૂં, તોપણ મારી માતા મને જૂદા જ નામથી બોલાવતી હતી. મારૂં ખરૂં નામ 'લતિકાદેવી' છે એ શું તમે નથી જાણતાં? મારી માતા તો બિચારી ગઈ જ. મારી જીંદગીને ધૂળમાં મળી ગએલી જોવાને તે જીવતી રહી નહિ, તે પરમેશ્વરનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે! પરન્તુ તમને અત્યારે હું ખુલ્લું કહું છું કે હવે પછી મને તમે એ નામથી બોલાવશો નહિ."

મુખ્ય સાધ્વી બોલી: "તારાં બીજાં સેંકડો નામ ભલેને રહ્યાં! અમારે તે નામનું શું કામ છે? અમારામાં તું કેટલાક દિવસ જે નામથી ઓળખાતી હતી તે જ નામથી અમે તને બોલાવીશું! રમણી! તું જરા તારી આંખો ઉઘાડ! તારા પિતાની કેવી ઇચ્છા હતી તેનું જરા સ્મરણ કર! ઈંદ્રદેવના નંદનવનમાં પણ જે સુખો ભોગવવાને મળતાં નથી તે સુખો તને અમારી સંગતિમાં રહેવાથી પ્રાપ્ત થાય છે. તારા દેહનું સાર્થક્ય કર રમણી! આમ ભ્રષ્ટ થઇને નરકનું ભાતું બાંધ નહિ!"

વીરોત્તમ ચ્હીડાઇને બોલ્યો: "બસ! હવે બંધ કરો આ ગર-

બડ! તમારી લપ-છપ ક્યારે પૂરી કરશો?"

સાધ્વી બોલી: "મહારાજ! આપે આપેલું વચન તો યાદ છે ને?"

"મામા સાહેબ! આપ જરા મહેરબાની કરો!" લતિકાદેવી બોલી: "તેમને એક વાર હું છેલ્લી વારનું પૂછી લઉં! બ્હેનો! તમે પહેલાં ઠરાવ્યું હતું, તે પ્રમાણે તમે તમારી દંડની રકમ મારી પાસેથી વસુલ કરી લ્યો અને મને જવા દો! આ મોટા માણસને હવે ક્યાં સુધી અહીં રોકી રાખશો?"

"તે સઘળું તારા જ હાથમાં છે." સાધ્વી બોલી: "તું અમારી સાથે આવવાનું કબૂલ કર એટલે તે છૂટા જ છે! અમે પૈસાની બિલકુલ દરકાર રાખતાં નથી. અમારે પૈસાને શું કરવા છે? અમે દ્રવ્યની ઇચ્છા કરીએ તે જ ક્ષણે અમારા પગ પાસે દ્રવ્યના ઢગલે ઢગલા આવીને પડે છે! બ્હેનો! એક વાર ફરીથી જગદંબાની પ્રાર્થના કરો, અને ત્યાંસુધી તેને વિચાર કરવા દો. રમણીનું મન આપણા તરફ વળે તે માટે સર્વે મળીને ગુરૂવર્યે રચેલું ગીત ગાઓ જોઇએ!"

સઘળી સાધ્વીઓએ મળીને મોટે સ્વરે ગીત ગાવાનો આરંભ કર્યો:

પદ.

(સુંદર શિવ મંગલ ગુણ—એ રાગ.)

"હો અગાધ, તવ પ્રસાદ, માત કાલિકા!
"સબળ અબળ, સકળ જગત-ને મળો સદા!
"સુખ તું કરજે, દુઃખ સંહરજે!
"સુમતિ આપ, કુમતિ કાપ, સુખ તું સ્થાપ,
"સ્વર્ગનાં બધાં! હો.
"અજ્ઞ જનો આથડે જગના તિમિરમાં,
"વ્યાપી રહી મૂઢતા જડ જન બધીરમાં,
"સુખ સ્વર્ગ તણાં, તું રેલાવ ઘણાં,
"કર ઉજાસ, સુખ સુવાસ-ને વિલાસ,
"આપ અંબિકા!
"હો અગાધ, તવ પ્રસાદ, માત કાલિકા!"

ગીત પૂરૂં થયું. કેટલાક વખત પહેલાં તે જ સાધ્વીઓએ દેવીનું સ્તવન કર્યું તે વખતના તેમના અવાજમાં જે મૃદુતા હતી તે મૃદુતાનો આ ગીતમાંથી કેવળ લોપ જ થઇ ગયો હતો. તેમને પોતાને જોકે એ ગીત ગાવામાં બહુ આનંદ પડતો હતો તોપણુ વીરોત્તમ અને બળવંતસિંહ તેની તરફ તિરસ્કારથી જ જોતા હતા. છેવટે ગીત પૂરૂં થયું એટલે મુખ્ય સાધ્વીએ લતિકાદેવીને પૂછયું: "રમણી! બોલ,

હવે તેં શો વિચાર કર્યો ?"

"મારો વિચાર તો તમેં સૌ જાણો છો જ." લતિકાદેવી બોલી: "તમારી કબૂલાત મુજબ આ દ્રવ્ય લો અને ચાલ્યાં જાઓ !"

સાધ્વી ગુસ્સો કરીને બોલી ઉઠી: "મૂર્ખી ! પરમેશ્વરી જગદંબાની ભક્તિની કિંમત શું તું ધનવડે આંકે છે ? પાપિણી ! તું ભલે ગમે ત્યાં જાય, પણ તે જગજ્જનની તને ક્યાંય સુખમાં રહેવા દેશે નહિ ! તારૂં રક્ષણ કરવાને સાક્ષાત્ ઈશ્વર અહીં આવશે, તોપણ તને યોગ્ય શિક્ષા કર્યા વિના અમે રહીશું નહિ; અને તે શિક્ષા કઈ છે તે જો તારે જાણવું હોય તો—"

"**કાલિકાને બળિદાન !**" એક કારમો અને ભયંકર અવાજ સંભળાયો ! એ ઉચ્ચાર પેલા છુપાવેલા ચહેરાવાળા અને માથે શાલ વીંટાળેલા પુરૂષના મુખમાંથી નીકળ્યો હતો ! તેનો તે ઉચ્ચાર સાંભળતાં જ લતિકાદેવી એકદમ મૂર્ચ્છિત થઈને ભોંયપર પડી ગઈ! માત્ર અર્ધી ક્ષણમાં તો દેવાલયમાંના સઘળા દીવા હોલવાઈ ગયા અને ચોપાસ ગાઢ અંધકાર વિસ્તરી રહ્યો !

એ જોતાં જ બળવંતસિંહે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને લતિકાદેવી મૂર્ચ્છિત થઇને જ્યાં પડી હતી ત્યાં તે વાયુવેગે દોડતો જઇ પહોંચ્યો ! !

---

## પ્રકરણ ૮ મું.

---

### બળવંતસિંહ અને લતિકાદેવી.

મૂર્ચ્છિત થઈ જતી વખતે લતિકાદેવીના મુખમાંથી જે કારમી ચીસ નીકળી ગઈ હતી, તેથી બળવંતસિંહ તેને મદદ કરવા જવાને એટલો અધીરો બની ગયો હતો કે દેવાલયમાં અંધકાર વ્યાપી રહ્યો છે અને તે ભયંકર શબ્દ ઉચ્ચારનાર ગુપ્ત વેશધારી પુરૂષ તેની પાસે જ ઉભો છે તે વાત તો તે કેવળ વિસરી જ ગયો ! વીરોત્તમની કશી હીલચાલ સાંભળવામાં આવી નહિ તેથી પણ તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું. પણ હવે વિચાર કરવાનો વખત રહ્યો નહોતો. બારણા તરફ પાછા ફરતા સાધુઓ અને સાધ્વીઓનો પગરવ તેના સાંભળવામાં આવતો હતો. તે સઘળા ઉતાવળે બારણાં તરફ ચાલ્યાં જતાં હતાં એવું હવે બળવંતસિંહનાં ધ્યાનમાં આવ્યું. તે સાથે દેવાલયના ગભારામાં કાંઈ ઝપાઝપી થતી હોવાનો તેને ભાસ થયો અને કોઈ એકા-

એક જમીન ઉપર પડી ગયું તેવો અવાજ પણ તેના સાંભળવામાં આવ્યો. બળવંતસિંહે તે તરફ જવા માંડયું. તે અંધકારમાં લગભગ ગભારા સુધી પહોંચ્યો, એટલામાં કોઈ મોટા માણસનું શરીર તેની અડફેટમાં આવ્યું અને તેને ધક્કો લાગ્યો. તેણે પોતાના હાથ લંબાવ્યા, તો કોઈ એક સ્ત્રીના માથાના વાળ તેના હાથમાં આવ્યા; તે સાથે જેના હાથમાં એ સ્ત્રી હશે એવું તેને લાગ્યું તેના શરીર ઉપર બળવંતસિંહે જોરથી મુષ્ટિપ્રહાર કર્યો કે તુરત જ તે માણસ ભોંયે પડી ગયો. તેના હાથમાંથી તે સ્ત્રીને છોડાવીને બળવંતસિંહ ઉતાવળે પગલે બારણા તરફ જવા લાગ્યો. જેને પોતે મુષ્ટિપ્રહાર કરીને નીચે પાડી દીધો તેનું છેવટે શું થયું એ જોવાની તેને તે વખતે ઇચ્છા પણ થઈ નહિ. બહાર ચંદ્રના ખુલ્લા અજવાળામાં આવતાં જ સઘળા સાધુ-સાધ્વીઓનું ટોળું તેની આસપાસ એકઠું થઇ ગયું. તે મૂર્ચ્છિત થએલી રમણી વીરોત્તમની પાસે હશે એવી તે સાધુઓની કલ્પના હતી, પરન્તુ તે સ્ત્રીની પાસે કોઈ બીજો જ પુરૂષ છે એવું જ્યારે તેઓની નજરે પડયું ત્યારે તેમને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. બળવંતસિંહે મૂર્ચ્છિત સ્ત્રીને ડાબે હાથે સંભાળી રાખી અને જમણા હાથે પોતાની તલવારને જોરથી આમતેમ ફેરવવા માંડી! આ પ્રકાર જોતાં જ સાધુઓના ટોળામાં મોટો ભય વ્યાપી ગયો, અને પાછું વાળીને જોયા વિના જ્યાંથી માર્ગ હાથ લાગ્યો ત્યાંથી તેઓ નાસવા લાગ્યા! હવે કોઈ પણ શત્રુ રહ્યો નથી એવી ખાત્રી થતાં જ બળવંતસિંહે તે સ્ત્રી તરફ નજર કરી. તે સ્ત્રી લતિકાદેવી જ હતી. તે મૂર્ચ્છિત થઇને પડી હતી, પરન્તુ તેનો શ્વાસોચ્છ્વાસ હજી સારી પેઠે ચાલી રહ્યો હતો. તેને શુદ્ધિમાં લાવવા માટે કાંઇક ઉપાય કરવાની ઇચ્છાથી આમ તેમ નજર કરતાં નજીકમાં વહેતા પાણીના ઝરાનો ખળખળ ધ્વનિ તેને કાને આવ્યો. તેણે પુનઃ લતિકાદેવીને ઉંચકી લીધી અને તે તેને પાણીના ઝરાની પાસે લઈ ચાલ્યો. તેણે તેના મસ્તકપર પાણી છાંટયું અને પાણીનાં થોડાં ટીપાં તેના મુખમાં પણ મેલ્યાં. થોડી જ વારમાં તેણે પોતાની આંખો ઉઘાડી, તે જોઇને બળવંતસિંહને બહુ જ આનંદ થયો.

ચાર-પાંચ ક્ષણમાં તો લતિકાદેવી સારી રીતે સાવધ થઈ ગઇ. જ્યારે તે સંપૂર્ણ રીતે ભાનમાં આવી, ત્યારે પોતે કેવા પ્રસંગમાંથી બચવા પામી છે તે તેને બરાબર સાંભરી આવ્યું અને વિસ્મયપૂર્વક બળવંતસિંહ તરફ જોવા લાગી.

બળવંતસિંહ બોલ્યોઃ "સુંદરી! તું જરા પણ બીશ નહિ; હું શત્રુ નથી પણ મિત્ર છું."

"મારા પર આપનો મોટો ઉપકાર થયો છે." લતિકાદેવી બોલી, પણ બોલતાંની સાથે જ તેના ધ્યાનમાં આવ્યું કે પોતે હજી સુધી પરપુરૂષના શરીર ઉપર પડેલી છે, એટલે તેના વદનપર લજ્જાની રેષાઓ ચમકવા લાગી. તે સત્વર બેઠી થઇને બળવંતસિંહના ખોળામાંથી દૂર ખસી ગઇ અને પાસે પડેલા એક પત્થર ઉપર તેની સામે જ બેઠી. તેણે બળવંતસિંહને કહ્યું: "મેં આપને ઓળખી કાઢ્યા. આપ સરદાર બળવંતસિંહ છો ! સાંજે આપ અને જમની વાતચીત કરતાં હતાં, ત્યારે હું ત્યાં આગળ નજીક જ બેઠી હતી; આપને હું જોતી હતી પરન્તુ મને આપ જોઇ શકતા નહોતા."

"જમની તારે શું થાય ? અને તું કોણ છે ?" બળવંતસિંહે પ્રશ્ન કર્યો.

"જમની મારી બ્હેન થાય." લતિકાદેવી બોલી.

"બરાબર ! મને પણ તેમ જ લાગ્યું હતું." બળવંતસિંહ બોલ્યો: "તારા અને જમનીના શરીરના રંગમાં ઘણો વિલક્ષણ ફરક છે, તોપણ તમારી બન્નેની વચ્ચે કાંઇ પણ નિકટનો સંબંધ હોવો જોઇએ એવું મને લાગ્યું જ હતું. પ્રકાશમાન દિવસ અને ઘોર અંધારી રાત્રિ બન્નેનો એક જ કાળના ઉદરમાંથી જન્મ થયો છે ! ખરેખર, એ એક ચમત્કારિક બનાવ કહેવાય. કદાચ તમે બન્ને એકી સાથે જન્મેલી બ્હેનો પણ હશો !"

"હાજી, તમારૂં અનુમાન ખરૂં છે, અમે સાથે જન્મેલી બ્હેનો છીએ." આટલું બોલતાં લતિકાદેવીની છાતી ભરાઇ ગઇ. તે જોઇને બળવંતસિંહને લાગ્યું કે કદાચ તેને પોતાની મરણ પામેલી માતાનું સ્મરણ થઇ આવ્યું હશે. લતિકાદેવી આગળ બોલી: "મહારાજ ! હું અહીં કેવી રીતે આવી ? મારા ઉપર કેવું સંકટ આવ્યું હતું ? અને તેમાંથી આપે મારો કેવી રીતે બચાવ કર્યો ?"

"ખરૂં કહું તો હું દેવાલયની અંદર જ હતો અને ત્યાં ચાલેલો સર્વ પ્રકાર મેં જોયો છે." બળવંતસિંહે ઉત્તર આપ્યો.

"શું આપે સઘળો પ્રકાર જોયો છે ?" જાણે કે પોતાનાં નેત્રોવડે બળવંતસિંહના હૃદયમાંની ગુહ્ય વાત જાણવાની ઇચ્છાથી તે પોતાનાં તીક્ષ્ણ નેત્રોને તેના ઉપર રાખીને બોલી: "પણ મહારાજ ! આપ ત્યાં શા કામે આવ્યા હતા ?"

"લતિકાદેવી ! હું તદ્દન સાચું જ કહું છું. અસત્ય વાત ભૂલેચૂકે પણ મારા મુખમાંથી નીકળશે નહિ. ઉંઘ આવતી નહોતી એટલે તંબુમાંથી બહાર નીકળીને અહીં તહીં ભટકતાં ગાયનધ્વનિ મારે કાને પડ્યો. તે ધ્વનિને અનુરોધે હું દેવાલય પાસે આવ્યો. એટલામાં કેટ-

લાક સાધુઓ અને સાધ્વીઓ ત્યાં આવ્યાં. બહુધા તેઓ મધ્યરાત્રિએ દેવીનું પૂજન કરવાને જ આવ્યાં હશે એવું સમજીને કૌતુક નિહાળવા સારૂ હું અંદર પેઠો અને એક ખૂણામાં સંતાઇને ઉભો રહ્યો."

"બરાબર, ત્યાંથી આપે સઘળો બનાવ જોયો હશે." લતિકા-દેવી બોલી: "પણ આપ ત્યાંથી મને અહીં કેવી રીતે લાવ્યા ?"

"તને મૂર્છા આવી હતી અને તેથી તું ભોંયે પડી હતી. તે જ વખતે કોઇએ ત્યાંના સઘળા દીવા હોલવી નાંખ્યા. એટલામાં હું ઝડપભેર તારા રક્ષણને માટે દોડયો. પત્થરની સાથે માથું અફળાય નહિ તે માટે હું મારા હાથ આગળ લંબાવીને ચાલતો હતો, એટલામાં તારા કેશ મારા હાથમાં આવ્યા. જેણે તને ઉંચકી લીધી હતી તેને જોરથી એક ધક્કો મારીને મેં નીચે પાડી દીધો અને તેના હાથમાંથી તને છોડાવીને હું અહીં ઉંચકી લાવ્યો."

"આપે તે ધક્કો જેને માર્યો હતો તેથી તે પુરૂષ મરી ગયો કે શું ?" લતિકાએ પૂછ્યું.

"તે તો કાંઈ કહી શકાય નહિ. ત્યાં બહુ જ અંધકાર વ્યાપી રહ્યો હતો એટલે તેની પરવાહ કર્યા વિના જ હું તને ઉંચકીને બહાર ચાલ્યો આવ્યો."

"વારૂ, પણ એક બીજી હકીકત કહો. પેલી સાધ્વી સાથે વાતચીત ચાલતી હતી, ત્યારે જે માણસ એક ખૂણામાં ઉભો હતો અને જેણે તે ભયંકર શબ્દો ઉચ્ચાર્યા હતા—" એટલા શબ્દો મુખમાંથી નીકળતાં જ લતિકાદેવીને આખે શરીરે ભયથી કંપ છૂટયો.

"સુંદરી ! આ તને શું થાય છે ?" એમ કહેતાં બળવંતસિંહે હળવેથી તેનો હાથ પકડયો.

તે હાથ છોડાવી લેવાનો પ્રયત્ન નહિ કરતાં તેણે પોતાના ગભરાએલા મનને સ્વસ્થ કર્યું અને કહ્યું: "તે ઉંચા સરખા માણસના હાથમાંથી જ શું તમે મને છોડાવી ?"

"ત્યાં એટલો બધો અંધકાર વ્યાપ્યો હતો કે–" બળવંતસિંહ બોલ્યો. તેના વાક્યને પૂરૂં કરતાં લતિકા વચમાં બોલી ઉઠી: "તેથી ત્યાં શું બન્યું હતું તે તમારાથી જોઈ શકાયું નહિ જ હોય !"

"પણ તે ઉંચા સરખા મ્હોં છુપાવીને આવેલા સાધુડાએ જે ભયંકર શબ્દો અત્યંત ગંભીર સ્વરે ઉચ્ચાર્યા હતા તેનો અર્થ શું ?" બળવંતસિંહે પૂછ્યું. તેણે ત્યાં જે વિલક્ષણ બનાવ જોયો હતો તેથી તેનું મન એટલું ચમકી ગયું હતું કે વારંવાર તેને તે બનાવનું જ સ્મરણ થયાં કરતું હતું. તે બોલ્યો: "કાલિકાને બળિદાન—"

"હાં! હાં! બસ કરો! થોભો! કૃપા કરીને તે શબ્દ પુનઃ ઉચ્ચારશો નહિ." એટલું બોલતાંમાં ગર્ભગલિત બની ગએલી લતિકાદેવીએ એકદમ બળવંતસિંહની કમરે બાથ ભીડી લીધી! તે વખતે તેના આખા શરીરે પરસેવો વળી ગયો હતો, ચહેરો કેવળ ફિક્કો બની ગયો હતો અને તે થરથર કંપતી હતી!

"લતિકા! આટલી બીહે છે શાને? તને જો તેથી આટલો બધો ભય લાગતો હોય તો હું તે સંબંધે એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ. તું નિશ્ચિંત થા. પરંતુ જ્યાંસુધી મારામાં જીવ છે, ત્યાંસુધી તને મારી પાસેથી લઈ જવાને કોઇ પણ સમર્થ નથી, એ તું નક્કી માનજે! તારા શત્રુઓ ગમે તેટલા હોય અને તેઓનો હેતુ તથા સાધનો ગમે તેવાં ભયંકર હોય, તોપણ તેઓ તારો વાંકો વાળ પણ કરી શકશે નહિ."

"મહારાજ! આપના જેવા શૂરવીર તરફથી આવું આશ્વાસન મળે, પછી ભય કેવી રીતે રહી શકે? આપે મારા ઉપર અત્યંત ઉપકાર કર્યો છે." પણ એટલામાં લતિકાદેવી એકાએક ચમકીને બોલી: "પણ વીરોત્તમ મહારાજ ક્યાં છે? તેમને તો આપણે કેવળ વિસરી જ ગયા!!"

"લતિકા! હું પણ એમને તો કેવળ વિસરી જ ગયો હતો." બળવંતસિંહ બોલ્યો: "ખરેખર, તારા જેવી પ્રેમાળ યુવતીની સાથે વાતચીત કરનારને ખુદ પોતાનું પણ સ્મરણ રહેવા પામે નહિ! હું ધારૂં છું કે વીરોત્તમ મહારાજ ઉપર ખાસ કરીને કાંઇક સંકટ આવી પડ્યું હશે!"

એ સાંભળતાં જ લતિકાદેવી એકદમ ઉઠીને ઉભી થઈ અને બોલી: "ચાલો, ચાલો, આપણે સત્વર દેવાલયમાં જઇને ખાત્રી કરી આવીએ. ચાલો, હું આપને દેવાલયનો રસ્તો બતાવું છું."

"ના, ના, તને તેથી શ્રમ પડશે." બળવંતસિંહ બોલ્યો: "પહેલાં તું છાવણીમાં ચાલ. હું દશ વીશ માણસોને સાથે લઇને આવું છું, અને—"

"નહિ, નહિ! એ વાત કરશો જ નહિ!" લતિકાદેવી બોલી: "આજના બનાવની જરા પણ વાત કોઇને કાને જવી જોઇએ નહિ. મારી સાથે આપ દેવાલય તરફ ચાલો. હવે હું સારી પેઠે સાવધ બની ગઈ છું. જોયું આ મારી પાસે શું છે તે?" એમ કહીને પોતાના કમરપટામાંથી એક તીક્ષ્ણ ધારવાળું ખંજર કાઢી બતાવીને લતિકાદેવી બોલી: "એનો મને બહુ સારી રીતે ઉપયોગ કરતાં આવડે છે.

આપની તલવાર મ્યાનમાંથી બહાર નીકળશે કે તુરત જ તેની પાછળ આ ખંજર પણ પોતાની જ્યોતિ ચમકાવશે !"

"સાબાશ ! લતિકા ! તું ખરેખર શૂરી જ છે ! તારી બ્હેન જમની કેવી સુંદર છે ? તું પણ સુંદર જ છે ! હું ધારૂં છું કે તમારાં પૂર્વ ચરિત્રો બહુ જ વિલક્ષણ હોવાં જોઇએ. સુંદરી ! તારા મુખમાંથી શબ્દ નીકળતાંને વાર તે ઝીલી લેવાને અને તારી આજ્ઞા પાળવાને આ સેવક હરક્ષણે તૈયાર છે ! હવે હું જોઉં છું કે કોણ માઇનો પૂત હું જીવતો હોઉં ત્યાંસુધી તારો વાંકો વાળ પણ કરી શકે છે ? !"

આ વીરશ્રીયુક્ત શબ્દો ઉચ્ચારતાં બળવંતસિંહે પોતાની તલવારને મ્યાનમાંથી બહાર કાઢી અને તે ચંદ્રના પ્રકાશમાં વિદ્યુતની પેઠે ચમકવા લાગી. તે જ વખતે લતિકાદેવીએ પોતાની તેજયુક્ત કટાક્ષ દૃષ્ટિ તેની તરફ ફેરવી અને પછી બન્ને જણ દેવાલય તરફ ચાલ્યાં.

---

## પ્રકરણ ૯ મું.

### સાહસની સમાપ્તિ.

થોડાં વખતમાં બળવંતસિંહ અને લતિકાદેવી દેવાલયની અંદર જઇ પહોંચ્યાં. થોડી વાર તો તેમણે ત્યાં ઉભા રહીને જોયું કે કોઇનો શબ્દ કિંવા પગરવ દેવાલયમાં સંભળાય છે કે નહિ; પણ સર્વત્ર એકસરખી શાન્તિ વ્યાપી રહી હતી અને ઘોર અંધકાર પ્રસરી રહ્યો હતો. લતિકાદેવીને સાવધાનતાથી પાછળ પાછળ ચાલ્યા આવવાનું કહીને બળવંતસિંહ આગળ થયો.

વચમાં કાંઇ પણ આડું આવ્યા વિના બળવંતસિંહ ઠેઠ ગભારા સુધી પહોંચી ગયો. વીરોત્તમ જ્યાં ઉભો હતો, ત્યાં અનુમાને તેણે અંધારામાં તપાસી જોયું, તો માલૂમ પડ્યું કે કોઇ પણ માણસ ત્યાં મૂર્છિત પડેલો છે. આ વાત લતિકાદેવીને જણાવતાં જ, તે ગભરાઇને ચીસ પાડી ઉઠી. તેને શંકા આવી કે કદાચ એ દુષ્ટોએ વીરોત્તમનું ખૂન પણ કર્યું હોય ! બળવંતસિંહે એ મૂર્છિત માણસના શરીરપર હાથ ફેરવી જોયો, તો તેનું બખ્તર, મોટી ભારે તલવાર અને પ્રચંડ શરીર ઉપરથી એ વીરોત્તમ જ હોવો જોઇએ એવી તેની ખાત્રી થઈ.

બળવંતસિંહ બોલ્યો: "એમનું શરીર કાંઇક ઠંડું જણાય છે; પણ કશી ફીકર નહિ ! કાંઇ બહુ ઠંડું નથી. હજી શ્વાસોચ્છ્વાસ સારી પેઠે ચાલે છે. એ શુદ્ધિમાં આવતા જતા હોય એમ જણાય છે. જો દીવો તુરતમાં જ મળી શકે તો—"

"રહો, હું દીવો લાવું છું." એમ કહેતી લતિકા અંધારામાં કોઇ બાજુએ ચાલી ગઈ. થોડી જ ક્ષણોમાં ત્યાં દીવાનો પ્રકાશ જણાયો અને ગભારાની બાજુએ આવેલા દ્વારમાંથી હાથમાં દીવો લઇને લતિકા ત્યાં આવી પહોંચી.

બળવંતસિંહ આમ તેમ નજર ફેરવીને બોલ્યો: "વીરોત્તમ મહારાજ સાવધ થતા જાય છે. પણ જેના હાથમાંથી મેં તને છોડાવી, તે માણસ અહીં ક્યાંય જોવામાં આવતો નથી."

એ સાંભળતાં જ લતિકાનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં. તે તિરસ્કાર-યુક્ત સ્વરે બોલી: "ઘણું કરીને તે સાવધ થઇને તુરત જ ચાલતો થયો હશે, અને જો તે મરી ગયો હશે, તો પેલા મુઆ સાધુડાઓ તેને અહીંથી ઉંચકી ગયા હશે!"

એ માણસથી લતિકાને જે ભય ઉત્પન્ન થતો હતો, તે ભય આ શબ્દો ઉચ્ચારતાં તેના વદનમાં સ્પષ્ટ રીતે પ્રતીત થતો હતો. તે માણસ જીવતો રહ્યો હશે કે મરી ગયો હશે તેનો નિર્ણય નહિ થવાથી તેના અંતઃકરણમાં કાળજી ઉત્પન્ન થઈ. તોપણ વિચાર કરતાં બેસી રહેવાનો આ વખત નહોતો, અને હજી વીરોત્તમને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવાના હતા, એ તુરત જ તેના ધ્યાનમાં આવ્યું.

બળવંતસિંહ વીરોત્તમ ભણી નિરખીને જોતાં બોલ્યો: "એમને માત્ર મૂર્ચ્છા જ આવી હતી. એમનો ચ્હેરો હવે સારી પેઠે ચંપળ દેખાય છે! એ જો–હોઠ પણ હાલવા લાગ્યા!"

વીરોત્તમના મસ્તકને પોતાના ખોળામાં લેવાને નીચે બેસતાં તે બોલી: "કાંતો તે દુષ્ટે જ એમને માર માર્યો હશે. ખરૂં કહું તો આ સઘળું મારી હઠનું જ પરિણામ છે! મારે માટે જ આ અનિષ્ટ પ્રસંગ એમના ઉપર ગુજર્યો. આમાંથી જો એમને કાંઇ સારૂં–માઠું થયું, તો આ મારા જક્કીપણાને માટે હું મને પોતાને યોગ્ય શિક્ષા કર્યા વિના રહીશ નહિ!"

"લતિકા! એમ ગભરાઈ ન જા!" બળવંતસિંહ ગાંભીર્યપૂર્વક બોલ્યો: "વીરોત્તમ મહારાજને માટે કાંઇ ભીતિ રાખવા જેવું નથી. તે હમણાં જ સાવધ થશે. આટલામાં ક્યાંય સારી જગ્યા હોય તો મને બતાવ; તેમને ત્યાં લઇ જઇને પાણી વગેરેના ઉપચારથી આપણે તેમને જલ્દી સાવધ કરીએ."

"આ જમણા હાથ તરફ જ એક ઓરડી છે, તેમાં દેવાલયનો પૂજારી રહે છે. ત્યાં ગયા પછી આપણે સઘળી ગોઠવણ કરી શકીશું. આ દીવો પણ હું ત્યાંથી જ લઈ આવી." લતિકાદેવીના આ શબ્દો

સાંભળતાં બળવંતસિંહે વીરોત્તમને ઉંચકી લીધો. લતિકાદેવી આગળ ચાલી. વીરોત્તમ જેવા ભારે શરીરના માણસને બળવંતસિંહે સહજમાં ઉંચકી લીધો, એ જોતાં જ તેના અતુલ બળથી લતિકાને બહુ આશ્ચર્ય લાગ્યું. તે જેવો શૂરો છે, તેવો જ બળવાન પણ છે એ તેના ધ્યાનમાં આવી ગયું અને તેથી તેના મનનું સમાધાન પણ થતું જણાયું.

ઓરડીમાં ગયા પછી લતિકાએ એકદમ ભોંયપર એક ગોદડું પાથરી દીધું એટલે બળવંતસિંહે વીરોત્તમને તેના ઉપર સુવાડયો. જ્યાંસુધી બળવંતસિંહ વીરોત્તમના શરીરપરથી બખ્તર છોડવામાં રોકાયો ત્યાંસુધી લતિકાએ તેના મ્હોંપર પાણી છાંટયા કર્યું. થોડી જ વારમાં વીરોત્તમ શુદ્ધિમાં આવ્યો અને અત્યારે પોતે કેવી સ્થિતિમાં હતો તે જોવા લાગ્યો. સારી પેઠે સાવધ થયા પછી તે ઉઠીને બેઠો થયો અને તેણે લતિકાદેવી તથા બળવંતસિંહ તરફ આશ્ચર્યયુક્ત દૃષ્ટિએ જોયું. એ બન્ને એકઠાં હોવા માટે તેના વદનપર કશી વિષમતાનું ચિહ્ન જણાયું નહિ.

“આ આપણા પરોણાએ જ તે વખતે મારો બચાવ કર્યો. તે રડયા સાધુડાઓ મને ક્યાંક ઉંચકી જતા હતા, તેમના હાથમાંથી તેમણે મને છોડાવી.” એ શબ્દો બોલતાં લતિકા કેવળ ગભરાઇ ગયા જેવી દેખાતી હતી.

વીરોત્તમ સારી પેઠે શુદ્ધિમાં આવીને બોલ્યો: “લતિકા! તું ડરીશ નહિ. તું નક્કી માનજે કે હવે ફરીથી એ સાધુડાઓ તારો વાંકો વાળ પણ કરી શકશે નહિ! જો ફરીથી તેઓએ તને હરકત કરી તો તેમનું જડમૂળથી નિકંદન કરી નાંખ્યા વિના હવે હું તેમને છોડનાર નથી!” એ શબ્દો ઉચ્ચારતાં વીરોત્તમને અત્યંત ગુસ્સો ઉત્પન્ન થયો હતો. અને તેથી તેનો ચ્હેરો લાલચોળ બની ગયો હતો. એ ક્રોધના આવેશથી તેને કદાચ પુનઃ મૂર્ચ્છા આવે એવો પણ સંભવ હતો. પણ તેવું કશું બન્યું નહિ અને તે બોલ્યો: “આ સરદાર સાહેબે મ્હારા ઉપર અગણિત ઉપકાર કર્યો છે. પણ મહારાજ! રાત્રિને સમયે આપ અહીં ક્યાંથી આવી ચડયા?”

લતિકાદેવીને જે હકીકત કહી હતી, તે જ હકીકત બળવંતસિંહે પુનઃ વીરોત્તમને પણ કહી. તે સાંભળીને વીરોત્તમના મનનું સમાધાન થયું. તે બોલ્યો: “સરદાર સાહેબ! આ બાળા ઉપર તેમ જ મારા ઉપર આપનો અત્યંત ઉપકાર થયો છે. જમની આ લતિકાની બ્હેન જ થાય. જમની ઉપર મારી જેવી મમતા છે તેવી જ આ લતિકા ઉપર પણ છે. એ બન્નેને હું મારી પુત્રીઓ જ સમજું છું. ખરેખરા વખતે

તમે મને સહાય કરી એ એક ઉપકાર તો તમે મારા ઉપર કર્યો જ છે; પણ તે સાથે એક બીજો ઉપકાર પણ મારા પર કરો."

"તે શું વારૂ?" બળવંતસિંહે પૂછ્યું.

"આજના આ પ્રસંગની વાત કોઇને પણ કહેવી નહિ!" વીરોત્તમ બોલ્યો: "આ સઘળી વાત તદ્દન ગુપ્ત જ રહેવી જોઇએ. આપ એક શૂરવીર યોદ્ધા છો, એટલે આપનું મન મોટું જ હોવું જોઇએ. એમ જ સમજજો કે જાણે આ બનાવ સ્વપ્નમાં જ બની ગયો છે, અથવા આપની જે કાંઇ બીજી ગુપ્તમાં ગુપ્ત વાતો હોય તેમાં આજના આ બનાવની વાતનો પણ ઉમેરો કરજો. તેમ જ આ બનાવ શામાટે બની ગયો એ સંબંધે લતિકા પાસે પણ વાત કાઢશો નહિ, કારણકે તેથી તેને બહુ જ ત્રાસ થવાનો સંભવ છે."

બળવંતસિંહ પોતાની તલવારને હાથમાં લઇને ધીમેથી બોલ્યો: "એ વાત મારા મુખમાંથી કદી પણ બહાર નીકળશે નહિ એમ આપ ખાત્રીથી માનજો! આજની રાતનો આ સઘળો પ્રકાર કેવળ ગુપ્ત જ રહેશે!"

વીરોત્તમે બળવંતસિંહનો આભાર માન્યો અને લતિકાદેવીએ પણ આનંદપૂર્ણ નેત્રોથી પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી. વીરોત્તમ બોલ્યો: "ચાલો, હવે આપણે છાવણી તરફ જઇએ."

તે ત્રણે જણ ત્યાંથી નીકળ્યાં. છાવણી નજીક આવતાં લતિકાએ બળવંતસિંહને કહ્યું: "મહારાજ! હવે અહીંથી મારે આપની રજા લેવી જોઇએ."

"કાલે સહવારે છાવણીમાં આપણે ફરીથી મળીશું. કાલે બપોરે હું સંગમપુર તરફ વિદાય થવાનો છું." બળવંતસિંહે કહ્યું.

"ના, હું હમેશાં કેવળ એકાન્તવાસમાં જ રહું છું." લતિકાદેવી ધીમેથી બોલી: "તેથી કરીને કાલે દિવસે તો આપણો મેળાપ થઇ શકશે નહિ."

"ત્યારે, આપણ બન્નેનો જે આ અચાનક સમાગમ થઇ ગયો છે, તે છેવટનો જ ન હોય, તો બહુ સારૂં!" આ શબ્દો બોલતાં બળવંતસિંહના મુખમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ નીકળેલો એ સુંદરીના સાંભળવામાં આવ્યો.

"મહારાજ! ત્યારે શું આપની એવી ઇચ્છા છે કે હું આપને ફરીથી મળું?" એમ બોલીને તેણે વીરોત્તમ તરફ નજર કરી. તે પોતાથી ઘણો દૂર છે અને પોતાનું બોલવું સાંભળી શકે તેમ નથી, એવી તેને ખાત્રી થઇ એટલે તેણે કહ્યું: "ત્યારે આપ સંગમપુર જ

જાઓ છો ને? ફીકર નહિ! આવતી આઠમને દિવસે બપોરે હું સંગમપુરના કિલ્લાની દક્ષિણ બાજુએ આવેલા દરવાજાની પાસે આપને મળીશ.”

“બહુ સારૂં. હું પણ તે દિવસે બપોરે તને અવશ્ય એ સ્થળે મળીશ.” બળવંતસિંહ બોલ્યો. તેનાથી છૂટા પડતાં પહેલાં એક વાર તે સુંદરીએ પોતાના તેજસ્વી કટાક્ષરૂપી તીક્ષ્ણ બાણથી બળવંતસિંહના હૃદયને વીંધી નાંખ્યું અને પછી તે ગજગામિની ત્યાંથી ચાલી ગઈ. બળવંતસિંહ તેના તરફ ઉત્સુકતાથી જોતો હતો, એટલામાં વીરોત્તમનો સ્વર તેને કાને પડ્યો. વીરોત્તમે એક વાર ફરીથી બળવંતસિંહનો આભાર માન્યો અને તેની રજા લીધી.

## પ્રકરણ ૧૦ મું.

### જમની અને બળવંતસિંહ.

બીજે દિવસે બપોરે જમવાની વેળાએ પોતાના બન્ને સેવકો સાથે બળવંતસિંહ, પોતાની બન્ને દાસીઓ સાથે જમની અને બે ચાકરો સાથે વીરોત્તમ એટલાં જણ જમવા બેઠાં. જમવાની વ્યવસ્થા ગઈ રાતની પેઠે જ કેવળ સાદી હતી. આ વખતે પણ કાલની પેઠે જ જમની બળવંતસિંહને પોતાના તીવ્ર કટાક્ષથી ધીમે ધીમે વિહ્વળ બનાવી મૂકતી હતી.

બળવંતસિંહને જણાયું કે લતિકાદેવી અને જમની એ બન્ને બ્હેનો એક જ સાંચામાં ઢાળેલી બે મૂર્તિ જેવી જ હતી: તફાવત માત્ર બન્નેના શરીરના વર્ણમાં રહેલો હતો. બન્નેના ચહેરામાં લગભગ એકસરખાપણું હતું, તેવી જ રીતે એકના નેત્રમાં જે વિલક્ષણ તેજ હતું તે જ બીજીના નેત્રમાં પણ હતું, એ જોઇને બળવંતસિંહને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. જમતી વેળાએ બળવંતસિંહ એ બન્નેના એકસરખાપણાની તુલના જ માત્ર કરતો હતો.

તેવી રીતે તેની બન્ને દાસીઓ પણ તેવી જ—એક બીજીને લગભગ મળતા જ ચહેરાની હતી. તે બન્નેના શરીરનો બાંધો, વર્ણ, કેશગુચ્છ, આંખો વગેરેમાં બહુ ફરક દેખાતો નહોતો. તે બન્નેનો જમની ઉપર અત્યંત પ્રેમ હતો એમ તેમના વર્તન ઉપરથી જણાઇ આવતું હતું. વળી એ ત્રણે વચ્ચે બાળવયથી જ નૈસર્ગિક સ્નેહભાવ હોવો જોઇએ એવું પણ અનુમાન કરી શકાતું હતું.

તે બન્ને દાસીઓમાંની મોટીનું નામ રેવા હતું અને તેની ઉમર લગભગ અઢાર વર્ષ જેટલી જણાતી હતી. નાનીનું નામ રાધા હતું જેની ઉમર સોળેક વર્ષની હતી. બળવંતસિંહના સેવકો તેજસીંગ અને દાનસીંગ એ બન્નેની ઉમર પણ લગભગ વીસેક વર્ષની હતી. તેથી તેઓનું મન આ બન્ને દાસીઓ તરફ આકર્ષાવા લાગ્યું હતું. પોતાના તરફ એ બન્ને સુંદર તરૂણોનું ધ્યાન ખેંચાવા લાગ્યું એ વાત કાંઈ એ બન્ને જણીઓને અણગમતી નહોતી, પરન્તુ સ્વભાવથી જ તેઓ ભોળી અને બ્હીકણ હોવાથી તેજસીંગ અને દાનસીંગને તેઓ તરફથી કશું ઉત્તેજન મળવા પામ્યું નહિ.

રાત્રિના સંકટના પ્રસંગથી વીરોત્તમને કશી ઇજા થવા પામી નહોતી. જમની અને બળવંતસિંહનું એક બીજા તરફ બહુ જ આકર્ષણ લાગી રહ્યું હતું, એ વાત વીરોત્તમના ધ્યાનમાં જો કે આવી ગઈ હતી, તોપણ તેની કિંચિત્ ક્રૂર પરન્તુ ઉદાર મુખમુદ્રા ઉપર કશો નાપસંદગી સૂચવનારો વિકાર દેખાતો નહોતો; પરન્તુ તેથી ઉલટું પોતાના પરોણાનું આતિથ્ય ઉત્તમ પ્રકારે કરવા માટે તે વારંવાર જમનીને ઉત્તેજન આપ્યા કરતો હતો.

જમતી વેળાએ રાત્રીના પ્રસંગ સંબંધે કોઇએ એક અક્ષર પણ ઉચ્ચાર્યો નહિ, એટલું જ નહિ, પણ લતિકાદેવીનું નામ પણ ત્યાં નીકળ્યું નહિ. રાત્રીનો પ્રસંગ જો જમની ઉપર જ આવ્યો હોત, તો લતિકાદેવી નામની કોઈ જમનીની બ્હેન છે એ વાત બળવંતસિંહના જાણવા બહાર જ રહી ગઈ હોત.

ભોજનકાર્ય સમાપ્ત થતાં વીરોત્તમે આદરપૂર્વક બળવંતસિંહને કહ્યું: " સરદાર સાહેબ ! થોડાએક દિવસ આપ અમારી છાવણીમાં રહીને આપના સમાગમનો લાભ આપો એવી મને અતિ તીવ્ર ઉત્કંઠા છે. "

બળવંતસિંહ બોલ્યો: " આપની એ આજ્ઞા મેં માન્ય જ કરી હોત, પરન્તુ કેટલાક અગત્યના કામ માટે મારે સંગમપુર જવું છે, માટે મને ક્ષમા કરો ! " આ શબ્દો હજી તે બોલતો જ હતો, એટલામાં તેની અને જમનીની દૃષ્ટિ એક થઈ. તુરત જ જમનીએ પોતાની નજર ફેરવી વાળી અને એ પ્રકાર કાંઈ વીરોત્તમની દૃષ્ટિ બહાર નહોતો રહ્યો.

" જમની ! આ સરદાર સાહેબના સમાગમથી આપણને બહુ જ આનંદ થશે માટે તું પણ તેમને અહીં થોડા દિવસ વધારે રોકાવાની વિનતિ કર. " એ શબ્દો બોલતાં વીરોત્તમ સ્મિતપૂર્વક તે બન્ને તરફ દૃષ્ટિ કરી રહ્યો હતો.

"ખરેખર, સરદાર સાહેબ જો થોડા વધારે દિવસ અહીં રહે તો તેથી આપણને બહુ જ આનંદ થાય!" સુવર્ણની ઘંટડીના જેવા સ્પષ્ટ અને મધુર સ્વરે અપરોક્ષ વિનતિ કરતી વખતે તેણે બળવંતસિંહ તરફ જે કટાક્ષ કર્યો, તેથી તો બળવંતસિંહ ગભરાયા જેવો બની ગયો!

"આપ મને અહીં રહેવા માટે આટલો બધો આગ્રહ કરો છો અને તેનો નકારસૂચક ઉત્તર આપતાં મને બહુ જ દુઃખ ઉત્પન્ન થાય છે." આ ઉત્તર આપતી વખતે બળવંતસિંહ જમની તરફ સન્માનપૂર્વક જોતો હતો. તે વખતે જમનીએ પુનઃ તેના તરફ પ્રેમયુક્ત દૃષ્ટિ કરી તે ઉપરથી તેના હૃદયભાવને બળવંતસિંહ પોતાના મનથી સારી પેઠે ઉકેલી શક્યો.

"જો એમ જ હોય, તો પછી નકામી વિનતિ કરવી શા કામની?" જમની તુરત જ બોલી: "હવે તો આપણે એટલી જ માત્ર આશા રાખો કે પુનઃ કોઈ પણ વખતે જ્યાં આપણી છાવણી હોય ત્યાં સરદાર સાહેબ આપણને એમના સમાગમનો લાભ આપે!"

"હું એક વાર હાથમાં લીધેલા કામમાંથી મુક્ત થઈશ, એટલે આપને ત્યાં આવીને આપના સમાગમનો આનંદ લેવામાં જરાએ વિલંબ કરીશ નહિ." બળવંતસિંહ બોલ્યો.

"આજની આપણી મુલાકાત પહેલવહેલી જ હોવાથી અમારે હાથે આપનો આદરસત્કાર જેવો જોઇએ તેવો થયો નથી, તોપણ આપ જ્યારે ફરીથી આવશો, ત્યારે અમે આપનો યોગ્ય આદરસત્કાર કરવામાં બિલકુલ ન્યૂનતા રહેવા દઈશું નહિ." એમ કહીને એ ગૂઢચરિતા સુંદરી વારંવાર બળવંતસિંહ તરફ આડી નજરે કટાક્ષો કરતી કરતી પોતાની બન્ને સખીઓ સાથે ત્યાંથી ચાલી ગઈ.

તે ત્યાંથી દૃષ્ટિની બહાર જતાં જ બળવંતસિંહની ચિત્તવૃત્તિ ક્ષણમાત્ર ખિન્ન થયા જેવી બની ગઈ; પરન્તુ તે એક મનઃસંયમી વીરપુરૂપ હોવાથી તેણે પોતાની તે વિકૃતિ પામેલી ચિત્તવૃત્તિ કોઈની પણ નજરે પડવા દીધી નહિ. તેણે કાંઈક નજીવું કામ બતાવીને પોતાના સેવકોને ત્યાંથી જતા રહેવાની સૂચના કરી. પોતાના માલેકની એવી આજ્ઞાથી પોતાને રેવા અને રાધા સાથે આનંદથી વાતચીત કરવાનો પ્રસંગ મળશે એવી કલ્પનાથી આનંદિત થઇને તેજસીંગ તથા ક્ષાનસીંગ ત્યાંથી ચાલ્યા ગયા.

હવે પોતે બે જણુ જ માત્ર એકલા રહ્યા છે એવું જોઇને વીરોત્તમ બોલ્યો: "કાલે આપની અને મારા પહેરેગીરની પહેલવહેલી મુલાકાત થઈ, ત્યારે તેની પાસે આપ એવું બોલ્યા હતા કે આપને મારી સાથે

કાંઇ વાતચીત કરવાની છે. જે કાંઈ વાતચીત આપને મારી સાથે કરવી હોય તે કરો, હવે મને તે માટે પુષ્કળ ફુરસદ છે."

બળવંતસિંહ બોલ્યો: "આપ જાણો છો કે આ પ્રાંતના કિલ્લેદારો, સરદારો, જાગીરદારો, ઇનામદારો વગેરે મોટા મોટા માણસોની એક મોટી સભા સંગમપુર ખાતે મળવાની છે અને તેમાં ઘણી રાજકીય બાબતોની ચર્ચા ચાલવાની છે. અમારા મહારાજા વીરધવળે તે સભામાં જે કાંઈ બનાવ બને તે પ્રત્યક્ષ જોવા માટે મારી નીમણુક કરી છે. તેવી જ રીતે આપની મુલાકાત લઇને આ પ્રાંતની રાજકીય બાબતો સંબંધે આપનો કેવો અભિપ્રાય છે એ વિષે પણ આપને પૂછવાની તેમણે મને ખાસ આજ્ઞા કરી છે."

"આપને કઈ બાબતની માહિતી જોઇએ છે?" વીરોત્તમે પૂછ્યું.

"હાલમાં આ તરફની સ્થિતિ કેવી છે? આપ જે કાંઈ મને કહેશો, તેનો દુરૂપયોગ નહિ થાય, એટલું અગાઉથી જણાવી દેવાનું હું મારૂં કર્ત્તવ્ય સમજું છું."

"આપ જાણતા હશો કે આ પ્રાંતમાંના સઘળા બંડખોરોને દાબી દઇને મારા પોતાના આધિપત્ય હેઠળ સઘળી વ્યવસ્થા સારી રીતે ચલાવવી એ હેતુ પાર પાડવાના મારા પ્રયત્નો ચાલુ જ છે. પણ જો કોઈ બહારનો શત્રુ આ તરફની બાબતોમાં હાથ ઘાલશે, તો પહેલાં તો તેની તરફ જ મારી તલવાર ઉચકાશે, એવું આપ ખાત્રીથી માનજો."

"કાંઈ પણ વિશેષ ભાંજગડ ઉભી થયા વિના અમારા વીરધવળ મહારાજ હાથમાં શસ્ત્ર ધારણ કરતા જ નથી અને વિનાકારણે કોઇના રાજકારસ્થાનમાં હાથ પણ ઘાલતાં નથી." બળવંતસિંહ બોલ્યો.

વીરોત્તમ બોલ્યો: "જો એવું જ હોય, તો હવે આપને જે કાંઇ પૂછવું હોય તે ખુશીથી પૂછો."

"આવતી વદ બીજને દિવસે સંગમપુરની સભા મળવાની છે, એટલે તે જ રાત્રે કોઇ મુખ્ય મુખ્ય સભાસદો ત્યાં એકઠા થઇ કાંઇ પણ વિચાર તો ચલાવશે ખરા જ." બળવંતસિંહ બોલ્યો:

"શું કહો છો? શું તે જ રાત્રે સૌ એકઠા થશે?" વીરોત્તમે પૂછ્યું.

"હા, તે જ રાત્રે! એ તો નક્કી થઇ ચૂક્યું છે." બળવંતસિંહે કહ્યું.

"ત્યારે પછી મારે પણ ત્યાં અવશ્ય આવવું જોઇએ." વીરોત્તમે શૌર્યપૂર્વક પોતાની એક આંખ વિકાસીને કહ્યું.

બળવંતસિંહે પૂછ્યું: "પણ આપ મિત્રભાવે આવશો કે શત્રુભાવે?"

"તે તો આપના લક્ષમાં આવી ગયું જ હશે!" વીરોત્તમ સ્મિત કરીને બોલ્યો.

"એટલે કે શત્રુભાવે? ઠીક, ભલે આપ ગમે તે હેતુથી ત્યાં આવજો! આ મારી તલવાર આપની જ સેવામાં તત્પર રહેશે!" ભગવંતસિંહ આવેશથી બોલ્યો.

"આપ જેવા શૂરા છો, તેવા જ ઉદાર પણ છો! આમ અકલ્પિત પ્રકારે આપની અને મારી ઓળખાણ થઈ તે માટે મને બહુ આનંદ થાય છે. ગુજરાતીઓને માટે મારા મનમાં રહેલો સંશય હવે નષ્ટ થયો છે અને આપ મોટા તથા ઉદાર મનના પુરૂષ છો, એવી આપના વર્તન ઉપરથી મારી ખાત્રી થઇ છે. અમે રાજસ્થાની લોકો સંબંધે આપનો ગમે તેવો મત હોય–ભવિષ્યમાં કદાચ ખુદ વીરધવળ મહારાજને જ અમારી સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે, તોપણ, સરદાર સાહેબ! તમારે માટે મારા મનમાં તો સદૈવ પૂજ્યબુદ્ધિ જ જાગૃત રહેશે. રાજકારણને લીધે ભલે આપણે એક બીજાના શત્રુ થઇએ, પરન્તુ આપ આપનો ઉદાર સ્વભાવ તો કદાપિ નહિ છોડો એવો મને વિશ્વાસ છે." આંગળીમાંથી વીંટી કાઢીને વીરોત્તમ બોલ્યો: "ભગવંતસિંહજી! મારા સ્નેહભાવની એક નજીવી નિશાની તરીકે આપ આ મારી વીંટીનો સ્વીકાર કરો."

"પરન્તુ તેના બદલામાં આપ જો મારા સ્નેહની નિશાની તરીકે મારી વીંટીનો સ્વીકાર કરવાનું કબુલ કરતા હો તો જ હું આપની વીંટીનો સ્વીકાર કરી શકીશ." એમ કહીને તેણે પણ પોતાની વીંટી આંગળીમાંથી કાઢીને વીરોત્તમની સામે ધરી.

"આપની જો એવી ઇચ્છા હોય તો મને કાંઇ જ હરકત નથી." પછી તેમણે પોતાની વીંટીઓ અદલબદલ કરી. વીરોત્તમ બોલ્યો: "મહારાજ! આપ જે કામને માટે આ પરદેશમાં આવ્યા છો તે કામ બહુ જ નાજુક છે. તેમાં આપની ઉપર અનેક વાર સંકટો આવવાનો પણ સંભવ છે. તેમાં પરમેશ્વર આપને સુરક્ષિત રાખે એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે. એક ઘડી પછી પોતાનું શું થશે તે કોઈ પણ માણસ કહી શકતો નથી. તેટલા માટે આપના ઉપર જો કોઈ વાર દુઃખનો પ્રસંગ આવે, તો તે વખતે આ વીંટી આપ આપના વિરૂદ્ધ પક્ષવાળાને બતાવજો, એટલે આ વીંટીમાં કેવો પ્રભાવ રહેલો છે તે આપના સમજવામાં આવી જશે. આ વીંટીનો ઉપયોગ કર્યા છતાં પણ જો આપને કશો ફાયદો ન થાય તો પછી આપનો બચાવ કરવા માટે આપે આપની શક્તિ ઉપર અથવા ઇશ્વર ઉપર જ ભરોસો રાખવો."

"આ વીંટીનો ક્યારે અને કેવી રીતે ઉપયોગ કરવો, તે હજી બરાબર રીતે મારા ધ્યાનમાં આવ્યું નહિ." બળવંતસિંહ બોલ્યો.

"કદાચ દુર્દૈવને લીધે આ બાજુના રાજસેવકોની ભૂલથી કિંવા ગેરસમજથી આપના ઉપર જીવના જોખમનો પ્રસંગ આવી પડે, કિંવા કોઇ આપને કેદ કરવાને તૈયાર થાય, તો એવે વખતે આ વીંટી તેને બતાવજો. એવે પ્રસંગે એક વાર આ વીંટી ઉપર તેમની નજર જતાં જ આપનો બચાવ અથવા રક્ષણ થઇ ચૂક્યું જ સમજી લેજો. મારા કથનનું તાત્પર્ય હવે આપના ધ્યાનમાં ઉતર્યું?"

"હા, આપનું કહેવું હું બરાબર સમજી ગયો. આપના સ્નેહની નિશાની તરીકે આપે મને આ અમૂલ્ય ભેટ આપી એ આપનો મારા પર મોટો ઉપકાર થયો છે." આસન ઉપરથી ઉઠતાં ઉઠતાં બળવંતસિંહ આગળ બોલ્યો: "આપની વિનતિને માન આપીને હું અહીં થોડા વધારે દિવસ રોકાઇ શકતો નથી તે માટે મને પણ બહુ દુઃખ ઉત્પન્ન થાય છે."

"ચાલો, આપને જવાની બહુ ઉતાવળ હોય એમ જણાય છે, એટલે હું પણ આપને નકામા ખોટી કરવા માંગતો નથી." વીરોત્તમ બોલ્યો: "આ મારી છાવણીવાળા અરણ્યમાંથી બહાર નીકળતાં સુધી હું પોતે જ આપની સાથે આવું છું. ત્યાં આગળ આપના અને આપના સેવકોના ઘોડા તૈયાર જ કરી રાખવામાં આવ્યા હશે."

તે બન્ને વીર પુરૂષો તંબૂમાંથી બહાર નીકળ્યા. તંબુથી થોડે દૂર એક વૃક્ષની નીચે જમની બેઠી હતી અને તેની નજીકમાં તેજસીંગ તથા દાનસીંગ રેવા અને રાધાની સાથે વાતચીત કરતા બેઠા હતા. એ સઘળું તંબૂમાંથી બહાર નીકળતાં જ બળવંતસિંહના જોવામાં આવ્યું.

જાણે કે અંતઃપ્રેરણાથી જ અથવા કોઈ અદૃશ્ય પ્રેરણાથી બળવંતસિંહ તે તેજના પુંજ જેવાં નેત્રોવાળી સુંદરી તરફ આકર્ષાયો અને ચાલ્યો. આ વખતે તે કાંઇક વિચારમાં કેવળ લીન બની ગએલી તેના જોવામાં આવી. તેને કાંઇ પણ માનસિક દુઃખ હોવું જોઇએ અને તેથી તેના અંતઃકરણમાં રમખાણ મચી રહ્યું હોવું જોઇએ, એવું તેણે અનુમાન કર્યું. એટલામાં તેનો પગરવ જમનીના સાંભળવામાં આવ્યો એટલે તે એકદમ ભાનમાં આવી અને તુરત જ ઉઠી જઇને બળવંતસિંહ તરફ તેણે તીર્છી દૃષ્ટિથી જોયું.

બળવંતસિંહ બોલ્યો: "તું એકાન્તમાં કાંઇક વિચાર કરી રહી હતી, તેમાં મારા આવવાથી વિક્ષેપ પડ્યો, તે માટે મને ક્ષમા કર! હું અહીંથી હવે વિદાય થતો હોવાથી તારી રજા લેવાને આવ્યો છું.

તેં મારો જે અનુપમ આદર સત્કાર કર્યો છે તે હું જીવનપર્યંત વિસરીશ નહિ."

"ત્યારે શું તમે હવે અમને છોડીને જવાના જ ?" જમનીએ વીરોત્તમ તરફ નજર કરીને કહ્યું. આ વખતે વીરોત્તમ પોતાના સેવકોને કાંઇક વ્યવસ્થા સંબંધે હુકમ આપતો હતો, તેથી જમનીનું બોલવું તેના સાંભળવામાં આવ્યું નહિ. તે આગળ બોલીઃ "મામા સાહેબ આપને રસ્તો બતાવવાને થોડેસુધી સાથે આવે છે, તો હું પણ આપની સાથે સાથે ત્યાંસુધી આવીશ."

વીરોત્તમ બોલ્યોઃ "બળવંતસિંહજી! તમે જમની સાથે વાત કરતા કરતા થોડુંક ચાલો, એટલામાં હું આપને આવી મળું છું. મારે કેટલાક જરૂરી અને મહત્ત્વના કામ સંબંધે કેટલીક ગોઠવણ કરવાની છે."

જમનીની સાથે બળવંતસિંહે જંગલમાં પ્રવેશ કર્યો. તેની પાછળ કેટલેક છેટે તેના બન્ને સેવકો રેવા અને રાધાની સાથે વાતચીત કરતા ચાલ્યા આવતા હતા.

"આવા અનુપમ સૃષ્ટિસૌંદર્યવાળા પ્રદેશમાં પક્ષીઓનાં મધુર મધુર ગીતો શ્રવણ કરતાં અને આ કુદરતી રીતે જ ગાલીચા જેવી દેખાતી ભૂમિમાં પુષ્પમાળા ગુંથતાં અહીં તહીં અટન કરવાથી તારા મનને બહુ જ આનન્દ અને શાન્તિ પ્રાપ્ત થતાં હશે, નહિ વારૂ ?" બળવંતસિંહ બોલ્યોઃ "અને તારા સંબંધે જે જે વિચાર કરીએ તે તે કાંઇ ને કાંઇ ચમત્કારપૂર્ણ તથા વિલક્ષણ ગૂઢ પ્રકાર જ જણાય છે."

"મારૂં આખું જીવનચરિત્ર જ ગૂઢ અને આશ્ચર્યકારક છે!" કિંચિત્ તીક્ષ્ણ અને જોરદાર પરન્તુ ખિન્નતાદર્શક સ્વરે તે બોલીઃ "હું જન્મી ત્યારથી જ એક પછી એક ગૂઢ અને આશ્ચર્યકારક બનાવો બનતા આવ્યા છે અને મરીશ ત્યાંસુધી પણ તેવા જ બનાવો બનતા રહેશે."

"પણ તું સુખી તો છેને ?" બળવંતસિંહે પૂછ્યું.

"આ જગતમાં પૂર્ણ સુખી કોણ છે ?" દીર્ઘ નિઃશ્વાસ નાંખતાં જમની બોલી.

"સુંદરી! તું દુઃખ ભોગવે છે એવું જ્યારે મારા જાણવામાં આવશે, ત્યારે મને પણ અતિશય દુઃખ લાગશે." એ શબ્દો બળવંતસિંહે એવા ચિન્તાદર્શક સ્વરે ઉચ્ચાર્યા કે તેના ખરાપણાને માટે જમનીના મનમાં કાંઈ પણ સંશય રહેવા પામ્યો નહિ.

"આ શું ? આટલા થોડા જ વખતમાં મારે માટે એમને આટલી બધી મમતા કેમ ઉત્પન્ન થઇ હશે વારૂ ?" જમની પોતાના મન સાથે બોલી.

"જમની!" બળવંતસિંહ બોલ્યો: "જેને તારો બે–ચાર ઘડીનો પરિચય પણ થયો હોય, તેના મનમાં તારે માટે આદરબુદ્ધિ ઉત્પન્ન થવી જ જોઇએ. હું અહીંથી આનંદપૂર્વક આગળ પ્રવાસ કરૂં છું એમ શું તું માને છે? હું એક વાર રસ્તે પડયો, એટલે તને હું વિસરી જઇશ એવું તને લાગે છે શું? નહિ, નહિ, એવું કદાપિ બને નહિ!"

આનો કેવા શબ્દોમાં ઉત્તર વાળવો એ ધ્યાનમાં ન આવવાથી મનમાં કાંઇક ગુંચવાતાં તે બોલી: "આપનો મારા પર અત્યંત ઉપકાર થયો છે."

"ઉપકાર! તારા ઉપર મારો ઉપકાર? આ તું માત્ર વિવેક દર્શાવવાને જ બોલે છે!" બળવંતસિંહ બોલ્યો.

"મહારાજ! મારા જેવી નિર્માલ્ય અને વિલક્ષણ વ્યક્તિની સાથે મિત્રતા કરવાની તમે ઇચ્છા રાખો છો શું?" જમની કંપિત સ્વરે બોલી.

"હા, જમની! તું ગમે તેવી હોય, પણ તારી સાથે મૈત્રી કરવામાં હું મને મોટું માન મળ્યું સમજું છું. તું એક વાર મને તારો 'મિત્ર' કહે, એટલે ખરેખર મારા મનને આનંદ થશે!"

જમની બોલી: "જો એમ છે, તો હું આપને મારા મિત્ર કહું છું, હવે બસ?"

"અહા! તેં મને આ કેવડી મોટી બક્ષીસ આપી? પણ સુંદરી! હવે તારો અને મારો મેળાપ પુનઃ ક્યાં થશે?" બળવંતસિંહે તેની તરફ નજર કરીને આતુરતાથી પ્રશ્ન કર્યો.

"સભાને દિવસે હું સંગમપુર આવવાની છું." જમની બોલી: "તે દિવસે એકાદ પ્રહર રાત્રી વીત્યા પછી હું આપને રાજદરબારની નજીકના સાર્વજનિક બગીચામાં આવીને મળીશ!" એવું તે સુંદરી બોલી ખરી, પરન્તુ તે હવે લજ્જાના આવેશથી બળવંતસિંહ તરફ જોવાની હિંમત ચલાવી શકી નહિ.

તેના એ શબ્દો સાંભળતાં જ બળવંતસિંહને સાંભર્યું કે લતિકાદેવીએ પણ તે જ દિવસે બપોરે સંગમપુરમાં મળવાની કબુલાત આપી છે. આ સ્મરણ થતાં જ તેને કિંચિત્ શરમ લાગી. તે કાંઇક ગુંચવણમાં પડયો. એટલામાં ત્યાં વીરોત્તમ આવી પહોંચ્યો. એ બહુ સારૂં થયું, નહિતો બળવંતસિંહના વદનપરનો લજ્જાભાવ જમનીના જોવામાં આવી ગયો હોત! તે જ વખતે અશ્વપાલો ઝાડીમાંથી ઘોડા લઇને આગળ આવ્યા. એટલા વખતમાં પોતાના મનને શાન્ત કરીને મોટા મિત્રભાવથી અને પ્રેમથી તેણે વીરોત્તમ તથા જમનીની રજા લીધી.

જાણે કે "દરાવેલા વખતે મળવાનું ચૂકશો નહિ" એવું જમની કહેતી હોયની, તેવો ભાવ દર્શાવનારી મુખમુદ્રાથી તેણે બળવંતસિંહ તરફ જોયું. બળવંતસિંહ પણ તેનો હેતુ સમજી ગયો. તે ઘોડા પર બેઠા અને વારંવાર પાછું વાળીને જમની તરફ જોતા જોતા પોતાના સેવકોની સાથે મોટા મનોઃદુખ સમેત સંગમપુરને માર્ગે પડયો.

## પ્રકરણ ૧૧ મું.

### બળવંતસિંહ સંગમપુરમાં.

બળવંતસિંહ વીરોત્તમની છાવણીમાંથી નીકળીને સંગમપુર પહોંચ્યો, ત્યાંસુધીમાં કશો મહત્ત્વનો બનાવ બન્યો નહિ. ત્યાં પહોંચ્યા પછી રહેવાને માટે તે જગ્યાની તપાસ કરવા લાગ્યો, તો તુરત જ એક ગૃહસ્થના મકાનમાં રહેવાની ગોઠવણ થઇ ગઇ અને તે નિશ્ચિંત બન્યો.

થોડા જ દિવસ પછી જે સભા ભરાવાની હતી, તે સભાને માટે આસપાસના ભાગોમાંથી અનેક જાતના લોકો ત્યાં આવ્યા હતા. શહેરની અંદરના જે ઘરમાં દશ-વીશ માણસોને રહેવાની સગવડ હોય તે ઘરમાં પચાસ-સો માણસને રહેવું પડતું હતું. તે વખતે કોઇ મોટા મકાનમાં સગવડ પ્રમાણે બે, ત્રણ કે ચાર સરદારોને પણ સાથે રહેવું પડતું હતું.

સરદાર બળવંતસિંહ જે મકાનમાં ઉતર્યો હતો, તે મકાનનો માલેક બિચારો બહુ ભલો માણસ હતો. તેને વારંવાર આવજા કરવાની બહુ જરૂર પડતી હતી અને કોઇની સાથે નકામા ગપ્પાં મારવાની બહુ ટેવ હોવાને લીધે જ્યારે જ્યારે તેવો પ્રસંગ મળી આવતો ત્યારે ત્યારે તે પોતાના મનની તૃપ્તિ કરી લીધા વિના રહેતો નહિ. બળવંતસિંહે જો આવા એકાદ માણસને ખાસ શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો હોત તો તે તેને મળી શકત નહિ. બળવંતસિંહને ભોંયતળીયે ઉતારો આપવામાં આવ્યો હતો અને ઘરધણી પણ ત્યાં જ રહેતો હતો. પોતાનો સામન-સુમન બરાબર ગોઠવી દીધા પછી બળવંતસિંહે પોતાના સેવકોને શહેરમાં ફરવા જવાની પરવાનગી આપી. આથી ખુશ થઇને તેજસીંગ અને દાનસીંગ બાગમાં જઇને રેવા તથા રાધાના સ્વરૂપ વિષે વાદવિવાદ ચલાવતા બેઠા.

બળવંતસિંહ હવે નવરો પડયો. તે ઘરધણીની પાસે નિરાંતે આવીને બેઠો. ઘરધણીએ તેને આવકાર આપ્યો અને એક ઉત્તમ આસન ઉપર બેસાડી પાનસોપારીનો દાબડો તેની સામે ધર્યો. બળવં-

તસિંહે આ આતિથ્યને માન આપ્યું, એટલે ઘરધણી બોલ્યો: “ સાહેબ ! આપના જેવા મોટા માણસનાં પગલાં મારે ઘેર ક્યાંથી ? હું તો મારૂં અહોભાગ્ય માનું છું. સભાને માટે આવેલા પરોણાઓથી આખું શહેર ધીચોધીચ ભરાઇ ગયું છે, એટલે જ આપની ચરણરજથી મારૂં ઘર પાવન થયું, નહિતો આ મારી ઝુંપડી કરતાં મોટાં મોટાં મકાનો કાંઈ શહેરમાં થોડાં નથી. ”

“ આપના નગરની એકંદર રચના મને બહુ આનંદ ઉપજાવે છે. ” બળવંતસિંહ વાર્તાલાપની પ્રસ્તાવના કરતો બોલ્યો: “ આવી સુંદર અને ભવ્ય ઇમારતો બીજાં શહેરોમાં ભાગ્યે જ જોવામાં આવે છે. હું શહેરની નજીક આવ્યો, ત્યાં જ એક અત્યંત સુંદર અને ભવ્ય ઇમારત મારી નજરે પડી ! ”

“ આપ પૂર્વ દિશાને દરવાજેથી આવ્યા હો તેમ જણાય છે. ” ઘરધણી બોલ્યો: “ આપે જોયું તે ઘણું કરીને ‘ પુણ્યમંદિર ’ હશે. ત્યાં સાધ્વી સરોજિની રહે છે. ”

“ એ બાઇનું નામ મેં ક્યાંક સાંભળ્યું છે ખરૂં, પરન્તુ અત્યારે બરાબર ધ્યાનમાં આવતું નથી. ” બળવંતસિંહ બોલ્યો.

“ હું ધારૂં છું કે આપ પૂર્વે કોઇ વાર આ પ્રાંતમાં આવ્યા નહિ હો ! ” ઘરધણી બોલ્યો.

બળવંતસિંહે કહ્યું: “ હું અહીં આ પહેલી જ વાર આવું છું. આ મુલક સંબંધે હું કાંઇ બહુ જાણતો નથી. આપ જો કૃપા કરીને કાંઇક માહિતી આપો, તો આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો લેખાશે. ”

“ એમાં ઉપકાર શાનો ? ” ઘરધણી બોલ્યો: “ ત્યારે સાંભળો, હું પહેલાં આપને એ સાધ્વી સરોજિનીની જ હકીકત કહું છું. એના પતિ આ પ્રાંતમાં એક મોટો જાગીરદાર હતો. તેની પાસે અતુલ સંપત્તિ હતી. લગભગ બારેક વર્ષ અગાઉ તે મરણ પામ્યો. ત્યાંસુધી એ બાઇ વિષે લોકો કાંઈ બહુ જાણતા નહોતા. વિધવા થયા પછી તેણે પોતાની સંપત્તિનો ઉપયોગ દાન ધર્મ પાછળ કરવા માંડ્યો. તેના પતિએ જ આ ઇમારત બાંધવાનું કામ શરૂ કર્યું હતું, અને તેના મરણથી એ કામ અધૂરૂં ન રહેવા દેતાં તે બાઇએ એ પૂરૂં કરાવ્યું. હાલમાં તે તે જ મકાનમાં રહે છે. તે ત્યાં કાંઈ એકલી જ રહેતી નથી. અનાથ અને નિરાશ્રિત એવી એકસો અબળાઓ ત્યાં રહે છે અને તેમનું ભરણ-પોષણ એ બાઇ જ ચલાવે છે.”

“ ધન્ય છે તેને ! એનું નામ તે ઉદારતા ! ” બળવંતસિંહ બોલ્યો.

"આ એક જ નહિ, પણ એવી તો હજારો વાતો એ બાઇની ઉદારતા સંબંધે કહી શકાય તેમ છે." ઘરધણી બોલ્યો: "એ જ મકાનમાં આજ બાર વર્ષથી તે પચાસ નિરાશ્રિત કુમારિકાઓ અને પચાસ અનાથ અબળાઓનું પાલનપોષણ ઉત્તમ રીતે કરે છે. એ સો સ્ત્રીઓમાંથી જ્યારે એકાદ કાંઈ કારણથી ઓછી થાય છે, ત્યારે તેની જગ્યાએ તેવી જ બીજી સ્ત્રીની ગોઠવણ થાય છે. ત્યાં રહેવાનું માન કાંઇ જેવીતેવી અને હરકોઈ સ્ત્રીને મળી શકતું નથી. ત્યાં રહેવા ઇચ્છનારી પ્રત્યેક સ્ત્રીને માટે એ બાઇ બારીકાઈથી તપાસ કરે છે અને જે તેની પસંદગી પામે છે તેનો જ ત્યાં પ્રવેશ થઇ શકે છે. કુમારિકા હોય તો ચૌદ વર્ષની ઉપરની અને વીસ-બાવીસ વર્ષની અંદરની, તથા વિધવા હોય તો અઢાર વર્ષ ઉપરની અને ત્રીસ વર્ષની અંદરની હોય તો જ તેને દાખલ કરવામાં આવે છે. તેથી નાની કિંવા મોટી વયની સ્ત્રીઓને તે સંસ્થામાં દાખલ કરવામાં આવતી નથી, કારણકે અનાથ અને નિરાશ્રિત અબળાઓને એ જ વયમાં—અર્થાત્ ખરેખરી યુવાવસ્થામાં જ—ફસાવી પાડવાને પુષ્કળ લોકો ટાંપી રહ્યા હોય છે."

"ત્યારે એવી એ ઉદાર સ્ત્રીનું અવશ્ય દર્શન કરીને પાવન થવું જોઇએ." બળવંતસિંહ બોલ્યો: "આપના બોલવા ઉપરથી જણાય છે કે મોટા મોટા રાજા રજવાડાઓએ પણ માન આપવાને યોગ્ય તે બાઈ છે."

"પણ મહારાજ! ત્યાં કોઇનો પણ પ્રવેશ થઈ શકતો નથી!" ઘરધણી બોલ્યો.

બળવંતસિંહ બોલ્યો: "બરાબર છે. જ્યાં સઘળી સ્ત્રીઓ જ હોય, ત્યાં એવા પ્રકારની કાળજી રાખવામાં આવવી જ જોઇએ. પણ રાજાધિરાજ વીરધવળ મહારાજના આ સેવકને જો એ સંસ્થા જોવાનો લાભ નહિ મળે તો—"

"તેવા કોઇ મોટા માણસો સરોજિની બાઇને અગાઉથી સૂચના કહાવે છે, તો તેઓને માટે અનાથ અબલાગૃહની વ્યવસ્થા જોવાની સગવડ કરી આપવામાં આવે છે." ઘરધણી બોલ્યો: "પણ મહારાજ! એ બાઈ સંબંધે હજી આપને ઘણી વાતો કહેવાની છે. ફકત એકસો સ્ત્રીઓને માટે જ વ્યવસ્થા કરીને તે કેવળ સ્ત્રીઓનો જ પક્ષપાત કરે છે એવું કોઇને લાગે, તેથી તેણે બીજી એક એવી જ સંસ્થા પુરૂષોને માટે પણ કાઢી છે. શહેરની પશ્ચિમ દિશાએ જે મોટી હવેલી છે તેમાં સત્તરથી ત્રીશ વર્ષ સુધીની વયના પુરૂષો રહે છે. તેઓનું પાલનપોષણ પણ તે બાઈના ખર્ચે જ કરવામાં આવે છે, અને તેઓને કાંઈક ઉદ્યોગ-ધંધો શિખવવાની પણ તેણે વ્યવસ્થા કરી છે. કોઈ કોઈ તહેવારને

દિવસે કિંવા એ બાઇ કોઈ વાર કાંઇ વ્રત–પૂજા કરે છે તે દિવસે એ બન્ને સંસ્થાનાં સ્ત્રી પુરૂષોને એકઠાં કરવામાં આવે છે. જે કોઇને જગત્‌માં રહીને ગૃહસ્થાશ્રમ સ્વીકારવો હોય તેઓને એ બાઇ મદદ કરે છે. કોઈ કોઈ વાર એ સંસ્થામાંનાં સ્ત્રીપુરૂષોનાં લગ્નો પણ થાય છે, અને તેઓને એ ઉદાર સ્ત્રી તરફથી કાંઇક દ્રવ્યની મદદ પણ આપવામાં આવતી હોવાથી તેમનું ભવિષ્યનું જીવન સુખમાં વ્યતીત થાય છે."

"આ પ્રકારની ઉદારતા તો અપ્રતિમ જ કહેવાય." બળવંતસિંહ બોલ્યો: "આપે તે બાઈનું જે વર્ણન કર્યું એ ઉપરથી તો એ સ્ત્રી મનુષ્યવેશધારિણી કોઈ દેવી જ હોવી જોઇએ, એમ હું માનુ છું."

"આપણા સમાજમાંની નિરાશ્રિત અબળાઓને દુઃખમુક્ત કરવા ઉપરાંત તેની બીજી કાંઈ ઇચ્છા જોવામાં આવતી નથી, એવું જ્યારે સૌથી પહેલાં લોકોના જાણવામાં આવ્યું, ત્યારે લોકોને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું અને જ્યાં ત્યાં તેનાં કાર્યો ઉપર ટીકા થવા લાગી. કોઇ સારા માણસની પાછળ પણ તેની નિંદા કરનારા તો હોય છે જ, તે પ્રમાણે કોઇ કોઇ માણસો સાધ્વી સરોજિનીની પણ–ધીમે ધીમે–નિંદા કરે છે. પરન્તુ આજ બાર વર્ષના અનુભવ ઉપરથી નિંદકોનાં મ્હોં હવે બંધ થઈ ગયાં છે."

બળવંતસિંહ બોલ્યો: "નિંદકોનાં કૃત્યોથી સજ્જનોનું મહત્ત્વ હમેશાં વૃદ્ધિંગત જ થયાં કરે છે."

"એ પુણ્ય મંદિર સંબંધે હજી પણ એક બીજી વાત આપને કહેવાની રહી છે. એ પુણ્ય મંદિર જ્યારે બંધાઇને પૂરૂં થયું ત્યારે–અર્થાત્ દશ બાર વર્ષ પહેલાં એક વિલક્ષણ બનાવ બન્યો. ઇમારતના કામમાં સેંકડો કારીગરોને રોકવામાં આવ્યા હતા, તેમાં ત્રણ મજુર ભાઇઓ પણ કામ કરનારા હતા. એ ત્રણમાંથી એકને સુતારી કામ બહુ સારૂં આવડતું હતું. જ્યારે મકાન પૂરૂં થયું ત્યારે સઘળા મજુરોને મોટી બક્ષીસો આપીને એ બાઇએ રજા આપી, પરન્તુ મકાનની અંદર કેટલુંક બીજું કામ કરવાનું રહ્યું હતું, તેથી એ ત્રણે ભાઇઓને તેણે બીજા કેટલાક દિવસ સુધી રોકી રાખ્યા. ત્યારપછી છએક મહીના બાદ એ ત્રણે ભાઇઓ એકાએક અદૃશ્ય થઈ ગયા. તેમના કોઇ લ્હેણદારોએ તેમનું ખૂન કર્યું હશે એવી સૌની કલ્પના થઇ. તેમની શોધ કરવાને માટે સરકાર તરફથી મોટાં મોટાં ઇનામો બહાર પાડવામાં આવ્યાં હતાં; તેમ જ એ બાઇએ પણ ઘણા માણસોને પૈસા આપીને તેમની શોધ માટે ચારે દિશાએ મોકલ્યા હતા, પરન્તુ તેમનો બિલકુલ પત્તો લાગ્યો નહિ. સંશય ઉપરથી ઘણાએ માણસોને કેદમાં પુરવામાં આવ્યા

હતા, પરન્તુ તેમના ઉપર આરોપ સાબીત થયો નહિ, એટલે પછી સરકારે તેમને છોડી દીધા. એ અદૃશ્ય થનાર ત્રણ ભાઇઓનાં કુટુંબોને એ ઉદાર બાઇ હજી પણ સર્વ પ્રકારની મદદ કરે છે. તેમને કોઇ પણ પ્રકારની ખામી આવવા દેતી નથી."

બળવંતસિંહે પૂછ્યું: "એ સંબંધે તે વખતે લોકોમાં પણ ભારે ગરબડ મચી રહી હશે, નહિ વારૂ?"

"તે વખતે તો કેટલાક દિવસ સુધી લોકોના મ્હોંમાં બીજી વાત જ નહોતી, એમ કહીએ તો ચાલે." ઘરધણી એ વાત કહેવામાં જરા રંગમાં-ઉત્સાહમાં આવીને બોલ્યો: "સૌ પોતપોતાના મત પ્રમાણે જૂદી જૂદી કલ્પના કરવા લાગ્યા. કોઇ એમ કહેતું કે ઇમારતની અંદર કશું ખોદકામ કરતાં અચાનક કયાંયથી દ્રવ્ય હાથ લાગી ગયું હશે, તે લઇને તેઓ નાસી ગયા હશે. કોઈ કહેતું કે તેઓ દટાઈ મૂઆ હશે! આવી એક બે નહિ, પણ હજારો કલ્પનાઓ તે વખતે થતી હતી! એક ગપાટો એવો પણ ઉડેલો મને સાંભરે છે કે, જે રાત્રે તેઓ અદૃશ્ય થઈ ગયા, તે જ રાત્રે અહીંથી ચાર-પાંચ ગાઉ દૂરના અરણ્યમાં તેઓ કોઇના જોવામાં આવ્યા હતા. તે વખતે તેઓ કેદી હતા અને તેમની આસપાસ ચાલતા પહેરેગીર ઘોડેસ્વારોનાં મ્હોં કેવળ કપડાંથી ઢાંકી દીધેલાં હતાં. તેવી જ રીતે બીજા કેટલાકો કહેતા કે તેઓ એવી જ રીતે કેદીની અવસ્થામાં-મ્હોં ઢાંકેલા સ્વારોની સાથે-**શ્યામ**ગઢની નજીક લોકોના જોવામાં આવ્યા હતા. **શ્યામ**ગઢનો કિલ્લો અહીંથી ત્રણ દિવસની મુસાફરી જેટલો દૂર છે, એ તો આપ જાણતા જ હશો!"

"શું? **શ્યામ**ગઢ?" બળવંતસિંહના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી ગયો.

"હં, મહારાજ! જરા હળવે બોલો." ઘરધણી આસપાસ નજર કરતાં કિંચિત્ ભયથી બોલ્યો. બળવંતસિંહને તેના એ વર્તને કાંઇક નવાઈ ઉપજાવી.

"કેમ વારૂ? **શ્યામ**ગઢનું નામ લેવામાં કાંઇ હરકત છે કે શું?" બળવંતસિંહે પૂછ્યું.

"તેવી કાંઈ હરકત તો નથી, પણ **શ્યામ**ગઢના અધિપતિ ભભૂતમલ આ જ મકાનમાં ઉતર્યા છે." ઘરધણી બોલ્યો.

"વાહ વાહ! ત્યારે તો મારૂં એક કામ સહજમાં જ પતી ગયું!" બળવંતસિંહ બોલ્યો: "મારે તેમને એક પત્ર આપવાનો છે. વારૂ, પણ તમે જે પેલા ત્રણ મજુર ભાઇઓની વાત કહેતા હતા, તેઓને ખરેખર કોઇ પકડી જતા હતા, એ ખબર ઉપર લોકોને વિશ્વાસ બેઠો કે નહિ?"

"છટ્! એવી ઢંગ વિનાની વાત ઉપર લોકોનો વિશ્વાસ ક્યાંથી

બેસે ?" ઘરધણી બોલ્યો: "હું તો તે વખતે કેવળ ગુંચવાઇ જ ગયો હતો. મેં પણુ ઘણી તરેહના વિચાર કર્યા પણુ કશા નિર્ણયપર આવી શકાયું નહિ. એ બનાવ બન્યાને બાર વર્ષ વીતી ગયાં. અત્યારે તો ઘણાએ લોકોને એ વાત સાંભરતી પણુ નહિ હોય !"

બળવંતસિંહ બોલ્યો: "વારૂ, આપ મને બીજી કાંઈક બાબતો વિષે માહિતી આપશો એવી આશા રાખું છું. કહો, હાલમાં શહેરની અને દેશની સ્થિતિ કેવી છે ?"

"પહેલાં આપણે શહેર સંબંધે જ વિચારીએ." ઘરધણી બોલ્યો: "લગભગ ચારેક મહીના પહેલાં વીરોત્તમે આ શહેરપર સ્વારી કરીને પોતાનો અમલ અહીં બેસાડયો હતો. પણુ આ પ્રાંતમાં બીજી બાજુએ ગરબડ ઉઠવાથી ત્યાં બંદોબસ્ત કરવાને તે અહીંથી ચાલ્યો ગયો. તે ચાલ્યો જતાં જ શહેરમાંથી નાસી ગએલા સરદારો તથા જાગીરદારો પાછા આવ્યા અને તેમણે ઘણા લોકોને નોકરીમાં રાખ્યા. તેમણે આસપાસના કિલ્લેદારોને સંદેશા કહાવીને ભવિષ્યમાં કેવી વ્યવસ્થાથી કામ લેવું તે સંબંધે વિચાર ચલાવવા સારૂ એક મોટી સભા ભરવાનો ઠરાવ કર્યો. તે સભામાં ભાગ લેવાને પોતપોતાનાં લસ્કરો સાથે ઘણા સરદારો હાલમાં અહીં એકઠા થએલા છે. વીરોત્તમ હાલમાં ક્યાં છે તેનો કાંઇ પત્તો લાગતો નથી, તોપણુ લોકો એવું માને છે કે બરાબર વખતસર આવી પહોંચીને તે લડાઇ કર્યા વિના રહેશે નહિ. એકઠા થએલા સઘળા લોકો સાવધ રહ્યા છે ખરા, પરન્તુ વીરોત્તમની હીલચાલ કેવી હશે, તેની કોઇ કલ્પના પણુ કરી શકતું નથી !"

"કદાચ એમ પણુ થવાનો સંભવ ખરો !" બળવંતસિંહ બોલ્યો; પરન્તુ તુરત જ તેને ગઈ કાલે વીરોત્તમ સાથે થએલી વાતચીતનું સ્મરણુ થઇ આવ્યું. વીરોત્તમની હીલચાલ કેવળ ગુપ્ત રાખવાની હોવાથી પોતે ભૂલથી થોડું પણુ બોલી ગયો, તે માટે તેને ખેદ થયો. તેણે પુનઃ પ્રશ્ન કર્યો: "વારૂ, આ પ્રાંતની સ્થિતિ કેવી છે ?"

"પ્રાંતમાં તો જ્યાં જુઓ ત્યાં ખેડૂતોની સંખ્યા જ મોટી જોવામાં આવશે, અને તે લોકો તો હમેશાં શહેરને પગલે ચાલનારા હોય છે. શહેરની જ્યારે આવી સ્થિતિ છે, ત્યારે તે ઉપરથી પ્રાંતની સ્થિતિ કેવી હશે એની કલ્પના તમો કરી શકશો. ગયા છ માસમાં—મહારાજા અરૂણમલના મરણુ પછીથી—પ્રજા મોટા સંકટમાં આવી પડી છે. ચાર દિવસ એક સરદારનો અમલ, તો ચાર દિવસ બીજા સરદારનો અમલ ! ધડ ઉપર માથું નહિ અને માથા ઉપર પાઘડી નહિ, એવી સ્થિતિ આજકાલ થઇ પડી છે !"

"વારૂ, પણ હાલમાં રાજકન્યા ચંદ્રપ્રભા ક્યાં છે ?" બળવંતસિંહે પૂછ્યું.

"તેનું શું થયું તે કોઈ પણ જાણતું નથી. મહારાજા મરણ પામ્યા, તે વખતથી તે અદશ્ય થઇ ગઇ છે, તે આજની ઘડી સુધી તેનો કશો પત્તો જ નથી."

"પણ તે અમુક માણસના આશ્રય હેઠળ હશે, એવો કાંઇ તર્ક કરી શકાય છે ?" બળવંતસિંહે પ્રશ્ન કર્યો.

"ના ! તેવો તર્ક પણ કરી શકાતો નથી ! મહારાજા મરણ પામ્યા, તે જ વખતે લોકોએ તેને માટે તપાસ ચલાવી હતી, પરન્તુ ક્યાંય પણ તેનો પત્તો લાગ્યો નહિ. મહારાજાના મરણ પહેલાં એક ઘડીસુધી તો તે રાજમહેલમાં હતી. તે વખતે તે જે અદશ્ય થઇ તે આજસુધી તેની કશી ખબર મળી નથી !"

"કહે છે કે આ પ્રાંતમાં શાક્ત પંથવાળાઓનું બહુ જોર છે !" બળવંતસિંહ બોલ્યો: "શાક્તોનાં આચરણ કેવા પ્રકારનાં હોય છે તે તો આપ જાણતા જ હશો. એ શાક્ત લોકોએ જ વીરોત્તમને કાંઇક ત્રાસ આપ્યો, તેથી ચ્હીડાઇને તેણે આ શહેરપર હલ્લો કર્યો હતો, એવું પણ કેટલાક લોકો કહે છે."

"હા. વીરોત્તમની સગી એક સ્ત્રી ઉપર એક શાક્તે કાંઇક જુલમ કર્યો. કોઇ કહે છે કે બળાત્કાર કર્યો. મને તે વિષે કાંઈ પાકી ખબર નથી. પણ તે વાતમાં કાંઇ સત્યતા હોય એવું મને તો લાગતું નથી, કારણકે તે વીરોત્તમની પણ કોને બરાબર માહિતી છે ? તેનાં માબાપ કોણ છે ? ક્યાંનાં છે ? તે વિષે કોઇને કશી પણ ખબર નથી. પહેલાં તે સુંદરગઢના કિલ્લેદારના સૈન્યમાં પચાસ સ્વારનો એક જમાદાર હતો. ત્યાંથી તે શામાટે નીકળી ગયો, તે કોઇ પણ જાણતું નથી. પછી તે માળવા અને ગુજરાત તરફ ગયો; ત્યાં કેટલીક લડાઇઓમાં તેણે મોટું પરાક્રમ દર્શાવ્યું અને પૈસા પણ કમાયો. ત્યાં જ કોઇ લડાઈમાં તેની એક આંખ ફૂટી ગઇ. પછી તેણે પોતે કેટલાક સિપાઇઓ રાખ્યા અને તે પોતાને સ્વતંત્ર સમજવા લાગ્યો. તે એક પછી એક ગામોમાં પોતાનો અમલ બેસાડતો જાય છે. જેવો તે શૂરો છે, તેવો જ રાજ્ય-કાર્યભારદક્ષ પણ છે, તેથી લોકોને તેનો અમલ પસંદ પડે છે. આ શહેરમાં પણ તેના પક્ષના લોકો પુષ્કળ નીકળી આવશે."

"વીરોત્તમ હજીસુધી અવિવાહિત જ છે, એવું સાંભળવામાં આવે છે." બળવંતસિંહ બોલ્યો.

"હા, તેણે બિલકુલ લગ્ન કર્યું જ નથી." ઘરધણીએ ઉત્તર આપ્યો.

"પણ લોકો એવું કહે છે કે તેનાં કેટલાંક સગાં એટલે કે કોઇ ભત્રિજી, ભાણેજ વગેરે છે, એ શું ખરૂં છે ?"

"મને નથી લાગતું કે તેનાં કોઇ સગાં-સંબંધી હોય! તેની સગી કોઇ સ્ત્રીપર જુલમ કરવામાં આવ્યો એવું લોકો કહે છે, પણ કોણે, કોની ઉપર અને કયે સ્થળે જુલમ કર્યો, એની તો કોઇ ખબર જ આપતું નથી !" ઘરધણી બોલ્યો.

"વારૂ, વીરોત્તમની છાવણીની સાથે સાથે એક વિલક્ષણ સ્ત્રી રહે છે, તેનું નામ, કુળ વગેરે સર્વ કાંઇ વિલક્ષણ જ છે. એ વિષે તમે કદી સાંભળ્યું નથી શું ?" બળવંતસિંહે પૂછ્યું.

"આપ પેલી જમની વિષે કહેતા હો તેમ લાગે છે!" ઘરધણી બોલ્યો: "તેના સંબંધે લોકોમાં કાંઈ કાંઈ ચમત્કારિક વાતો બોલાય છે! તે કોણ છે, ક્યાંની છે, વીરોત્તમ સાથે તેનો કેવો સંબંધ છે, ઇત્યાદિ વાતો સંબંધે મોટી ગૂઢતા રહેલી છે. લોકો કહે છે કે, તે સ્ત્રી બહુ જ સુંદર છે અને તેની આંખોમાં કાંઇ વિલક્ષણ તેજ રહેલું છે. તે કામરૂ દેશની કોઈ પ્રખ્યાત જાદુગરણી છે અને માણસોને કૂતરા બનાવી મૂકે છે, એવી વાતો પણ લોકો કહે છે! મેં કાંઇ તેને પ્રત્યક્ષ જોઈ નથી, અને જોવાની ઇચ્છા પણ નથી."

"તેની સાથે તેની એક બ્હેન પણ રહે છે, એવું તમે કોઇ વાર નથી સાંભળ્યું ?" બળવંતસિંહે પૂછ્યું.

"એવી ચોકસી કરવા કોણ નવરૂં બેઠું છે ?" ઘરધણી બેપરવાઈથી બોલ્યો: "એવી એક રંડા છે તે જ બસ છે! તે એકલી જ આખા જગતનો પ્રલય કરી નાંખે તેવી છે! પણ તેની કોઈ બ્હેન હોત તો તેના વિષે મારા સાંભળવામાં તો આવ્યું જ હોત; હજીસુધી તો મેં તેને બ્હેન હોવા વિષે કશું સાંભળ્યું નથી."

"વારૂ, મેં આપને ઘણો વખત તસ્દી આપી છે અને રોકી રાખ્યા છે, માટે મને માફ કરજો." બળવંતસિંહ બોલ્યો: "કૃપા કરીને એક બીજું કામ પણ કરો. આ પત્ર સરદાર ભભૂતમલને હાથોહાથ પહોંચતો થાય એવી કાંઈક ગોઠવણ કરી આપો."

"વાહ! એમાં શું ? ઘણી ખુશીથી! હું પોતે જ તેમની પાસે જવાનો છું, એટલે ખાસ આ કામ કરવા માટે કાંઈ મને તસ્દી પડશે નહિ." ઘરધણી બોલ્યો. તેણે બળવંતસિંહના હાથમાંથી પત્ર લીધો, અને પછી બન્ને જણ એક બીજાને રામ રામ કરીને છૂટા પડ્યા.

## પ્રકરણ ૧૨ મું.

### ભભૂતમલ અને કાલિકાપ્રસાદ.

ભોંયતળીએ જે વખતે ઘરધણી અને બળવંતસિંહનું સંભાષણ ચાલી રહ્યું હતું, તે વખતે ઉપરના મજલામાં બીજા બે માણસોનું સંભાષણ ચાલતું હતું. ત્યાં એક આસન ઉપર ભવ્ય, ઉંચો અને કાળા વર્ણનો એક પુરૂષ બેઠો હતો. તેનું વય લગભગ પચાસેક વર્ષનું થવા આવ્યું હતું, તોપણ તેના મસ્તકપરનો એક પણ વાળ સફેદ થયો નહોતો. પાણીદાર આંખો, કાળી અને મોટી ભ્રમરો, લાંબી મૂછો અને થોભીયાં, એ સઘળાથી તેનો ચહેરો ઉગ્ર અને પ્રતાપી લાગતો હતો. તેનો પોશાક મૂલ્યવાન હતો અને તેમાં સારી પેઠે ટાપટીપ કરીને તે પહેરનારની વિલાસપ્રિયતા બતાવતો હતો. શરીર ઉપર તેણે હીરા અને માણેકના અલંકારો પહેર્યા હતા, અને તલવારની મૂઠ ઉપર પણ કેટલાંક રત્નો ચળકી રહ્યાં હતાં. એ પોતે જ શ્યામગઢનો અધિપતિ સરદાર ભભૂતમલ હતો. તેની સાથ મહંત કાલિકાપ્રસાદ વાતચીત કરતો હતો અને તેણે પોતાને માથે એક મોટી શાલ વીંટાળેલી હતી.

ભભૂતમલ બોલ્યો: "આપ ઘણા જ ઉતાવળે આવી પહોંચ્યા."

કાલિકાપ્રસાદ બોલ્યો: "ચાર દિવસ પહેલાં હું આપના કિલ્લાથી ચાર–પાંચ ગાઉ દૂર આવેલી એક ગુફામાં જઇને રહ્યો હતો, કારણકે વીરધવળનો સંદેશો ત્યાં આગળ જ મને મળવાનો હતો."

"પછી? તે સંદેશો આપને મળી ગયો?" ભભૂતમલ કાંઇક અધીરો થતો બોલ્યો: "ઘણું કરીને તે સંદેશો આપના લાભનો જ હશે, નહિતો તમે આટલી ઉતાવળથી પાછા આવો નહિ!"

"ભભૂતમલ! તમે પણ ઠીક છો હો!" કાલિકાપ્રસાદે કાંઇક રહીરહીને કહ્યું: "પણ આ ચાર દિવસના પ્રવાસમાં મને જે કાંઇ સંકટો વેઠવાં પડયાં છે તેની તો આપને કલ્પના પણ નહિ હોય! મને જરા વિસામો લેવા દો, પછી હું નિરાંતે સઘળું કહું છું."

"જરા માતાજીના તીર્થોદકનું પાન કરો અને થોડો પ્રસાદ લો, એટલે આપને આરામ મળશે." એમ કહીને ભભૂતમલે પોતાની પેટી ઉઘાડી અને તેમાંથી એક બરણી તથા બે પ્યાલીઓ બહાર કાઢી. બરણીમાંનું પીણું એક પ્યાલીમાં રેડીને તેને ભભૂતમલે એક વાર પોતાને મસ્તકે અરાડી, તે પ્રત્યે પોતાનું વંદન સૂચવી, ઘણા જ આદરથી ગુરૂ-મહારાજને સમર્પણ કર્યું અને તે સાથે પોતાને માટે પણ એક પ્યાલી ભરી લીધી. ગુરૂમહારાજે એક સપાટામાં પ્યાલી ખાલી કરી વાળીને

નીચે મૂકી. તે ઉત્તેજક પદાર્થ પેટમાં જતાંજ મહંતના વદનપર ઉત્સાહ ચમકવા લાગ્યો. ભભૂતમલ તેના ચમકતા વદન તરફ જરા જોઈ રહીને બોલ્યો: "મહારાજ! આપ ક્યાંય પડી ગયા હો એમ લાગે છે! આ કપાળનો ભાગ ક્યાંક છુંદાએલો જ જણાય છે તો!"

"ના, હું ક્યાંય પડી ગયો નથી! કાલિકાના સોગન, પણ એ માટે વેર વાળ્યા સિવાય હું રહેવાનો નથી." આ શબ્દો ઉચ્ચારતાં પેલા ઉત્તેજક પીણાના પ્રભાવથી અને ક્રોધથી કાલિકાપ્રસાદનાં નેત્રો લાલચોળ દેખાવા લાગ્યાં. "પણ એ તો મારી ખાનગી બાબત છે, તેની સાથે તમારો કશો સંબંધ નથી. હું પહેલાં તે ગુફાવાળી હકીકત કહું છું. હું તે ગુફામાં બેઠો હતો, તે વખતે એક માણસ ત્યાં આવ્યો અને મારા સંબંધે ખાત્રી કરીને એવું કહ્યું કે વીરધવળ મહારાજનો એક સેવક મહારાજ તરફથી આપની મુલાકાત લેવા ઇચ્છે છે; માટે આપની અને તેમની ક્યાં મુલાકાત થશે તે મને કહો. તે આજે શ્યામગઢમાં રાત્રિ ગાળવાના છે."

"શું? મારા શ્યામગઢમાં?" ભભૂતમલ બોલ્યો: "ત્યારે તો મારા કુંવરે તેનો સારી રીતે સત્કાર કર્યો જ હશે! વારૂ, પછી શું થયું?"

"પછી મેં તે માણસને એવો જવાબ આપ્યો કે સંગમપુરના રસ્તે જતાં જ્યાં આગળથી બે રસ્તા ફુટે છે ત્યાં એક નાનું શિવાલય છે, તે શિવાલયમાં મારી મુલાકાત થશે. એમ કહીને મેં તેને રજા આપી."

ભભૂતમલે પૂછ્યું: "પછી તે પ્રમાણે તે ત્યાં આવીને આપને મળ્યો કે નહિ?"

"હા, મળ્યો. પણ તેણે એવી શરત કરી, કે રાજકન્યાને પ્રત્યક્ષ જોઇને જો તે સુંદર હોય અને અમારા કુમારશ્રી સાથે વિવાહ કરવાની તેની અંતઃકરણપૂર્વક ઇચ્છા હોય, તો જ હું આ સંબંધ મેળવી આપીશ."

"પણ રાજકન્યા શું એ વાત કબૂલ કરશે?"

"હા. તે મારી આજ્ઞાની બહાર નથી." કાલિકાપ્રસાદે કહ્યું.

"વારૂ. અત્યારસુધી તો કેવળ આપણી ધારણા પ્રમાણે જ સઘળું બનતું આવ્યું છે. રાજકન્યાને આપે આપની આજ્ઞામાં રાખી હોવાથી આપની ઇચ્છા પાર પડવાની અને આપને તેમ જ મને—બન્નેને ફાયદો થવાની વેળા હવે પાસે જ આવી છે." ભભૂતમલે પૂછ્યું: "પણ બીજી એક શંકા એવી ઉત્પન્ન થાય છે કે તે જો વીરધવળના કુંવરને જોવાની ઇચ્છા દર્શાવશે તો કેમ થશે?"

"એ આપની શંકા કેવળ નકામી છે." કાલિકાપ્રસાદ બોલ્યો:

"મેં વાતચીતમાં ઘણીએ વાર ખાસ એજ વાત કાઢીને તે રાજકુમારનું તેની પાસે સુંદર વર્ણન કર્યું છે અને બીજાઓ તરફથી પણ કરાવ્યું છે."

"વારૂ, પણ સરદાર બળવંતસિંહ અહીં કયારે આવશે, અને આપ તેની અને રાજકન્યાની મુલાકાત કયારની ઠરાવશો ?"

"તે જો આજે આવે તો આવતી કાલે સ્હવારે હું તેને તેની પાસે લઇ જઇશ."

"ગુરૂ મહારાજ ! આજે આપ રોજ પ્રમાણે જ બોલો છો-ચાલો છો ખરા, પરન્તુ આપની મુખમુદ્રા કાંઈ સારી પેઠે પ્રસન્ન જણાતી નથી. આપના અંતઃકરણમાં કાંઈ પણ દુઃખ થતું હોય એવું મને જણાય છે." ભભૂતમલ કિંચિત્ નમ્રતાથી બોલ્યો.

"હા, એ બળવંતસિંહ આ પ્રાંતમાં આવ્યો છે, ત્યારથી મને કાંઇ સારૂં લાગતું નથી." કાલિકાપ્રસાદ સંતપ્ત થતો બોલ્યો: "તેના સંબંધે મારો અભિપ્રાય તદ્દન ખરાબ બંધાયો છે. એ કોઇક ભામટો હોવો જોઇએ એવું મને લાગે છે!"

"શા ઉપરથી એવું લાગે છે ?" ભભૂતમલે પૂછ્યું.

કાલિકાપ્રસાદ ભ્રકુટી ચડાવીને બોલ્યો: "પરમ દિવસે મધરાતે મને કાલિકાને માટેનું બળિદાન મળી ગયું હતું, પરન્તુ એ બળવંતસિંહે બખેડો કરવાથી તે મારા હાથમાંથી છટકી ગયું. મેં અગાઉથી જ કેટલીએ સાવધાનતાથી એ ગોઠવણ કરી હતી, પરન્તુ બરાબર ખરે વખતે જ-બળિદાન મારા હાથમાં આવ્યું તે જ ક્ષણે મને જમીન ઉપર પાડી નાંખીને-તે બળિદાનને છોડાવીને લઈ ગયો. મેં તે વખતે મારૂં મ્હોં છુપાવેલું હતું, એટલે સારૂં થયું, નહિતો તે હરામખોર મને ઓળખી ગયો હોત."

એટલામાં બળવંતસિંહે આણેલો પત્ર ભભૂતમલને આપવાને માટે ઘરધણી ત્યાં આવ્યો, તેથી તેઓ બન્ને વચ્ચેનું સંભાષણ અટકી ગયું. પત્ર આપીને ઘરધણી ચાલ્યો ગયો. ભભૂતમલે મોટી ઉત્સુકતાથી પોતાના પુત્ર તરફથી આવેલો તે પત્ર ખોલ્યો. તેણે તે વાંચીને કાલિકાપ્રસાદના હાથમાં આપ્યો. તે પત્રમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો:

"પૂજ્ય પિતાજીની સેવામાં લી. ચી. વિષયમલ. જત આ પત્ર લઇને આવનાર સરદાર બળવંતસિંહે સંગમપુર તરફ જતાં એક રાત્રિ આપણા શ્યામગઢના કિલ્લામાં રહીને આપણને મોટું માન આપ્યું છે. એ ગૃહસ્થ બહુ જ સભ્ય છે. તેમના

જેવા ગૃહસ્થ સભામાં હોય તે સભાનું મોટું ભાગ્ય છે. એમની કીર્તિ મારે કાને ઘણી વાર આવી છે. હાલના કઠણ પ્રસંગે પણ એમના ઉપર વિશ્વાસ રાખવો એ ઘણું જ સારૂં છે. હું અત્રે ખુશીમાં છું. આપની તરફના ખુશીખબર લખતા રહેશો. એ જ વિનતિ."

કાલિકાપ્રસાદ પત્ર વાંચીને બોલ્યો: "વાહ! આપના કુમારશ્રીએ તો એની બહુ જ સ્તુતિ કરી છે ને શું?"

"જરા રહો!" ભભૂતમલ બોલ્યો: "એ પત્રસંબંધે મને કાંઇક શંકા આવે છે. હાલના તોફાની વખતમાં પત્રવ્યવહાર કરવામાં વિશેષ કાળજી રાખવાની બહુ જ અગત્ય છે. આ પત્ર ઉપર મારે એક પ્રયોગ કરી જોવો છે. તે કર્યા પછી જો તેમાંનું લખાણ એવું જ રહે તો આ પત્ર ખરો સમજવો, અને જો તેમાં કાંઇ ફેરફાર થાય તો તે બદલાએલું લખાણ ખરૂં છે એમ સમજવું."

પછી ભભૂતમલે પોતાના ગજવામાંથી એક દાબડી કાઢી અને તેમાંનો પદાર્થ થોડોએક કાઢીને તે તેણે પેલા પત્રની પાછળની બાજુએ ચોપડી દીધો. તેનું આ કાર્ય કાલિકાપ્રસાદ ઉત્કંઠાપૂર્વક જોતો હતો. પછી તેના હાથમાં તે પત્ર આપીને ભભૂતમલે કહ્યું: "ગુરુરાજ! હવે આ પત્રનું લખાણ વાંચી જુઓ જોઇએ!"

કાલિકાપ્રસાદે તે પત્ર પોતાના હાથમાં લઇને વાંચ્યો તો તેમાં નીચે પ્રમાણે લખાએલું માલૂમ પડયું:

> "પૂજ્ય પિતાજીની સેવામાં લી. ચી. વિષયમલ. જત આ પત્ર લઇને આવનાર સરદાર બળવંતસિંહે સંગમપુર તરફ જતાં એક રાત્રિ આપણા શ્યામગઢના કિલ્લામાં રહીને આપણને મોટું અપમાન આપ્યું છે. એ ગૃહસ્થ બહુ જ અસભ્ય છે. તેમના જેવા ગૃહસ્થ સભામાં હોય તે સભાનું મોટું દુર્ભાગ્ય છે. એમની અપકીર્તિ મારે કાને ઘણી વાર આવી છે. હાલના કઠણ પ્રસંગે પણ એમના ઉપર અવિશ્વાસ રાખવો એ ઘણું સારૂં છે. હું અત્રે ખુશીમાં છું. આપની તરફના ખુશીખબર લખતા રહેશો. એ જ વિનતિ."

આ પત્ર જોતાં જ કાલિકાપ્રસાદ જોરથી બોલ્યો: "ખરી રીતે આ બળવંતસિંહ કોઇ પણ લફંગો માણસ છે, એમ માનવામાં હવે બિલકુલ હરકત નથી! તેના સંબંધમાં કાંઇ પણ ખરાબ હકીકત વિષયમલના સાંભળવામાં આવી હોવી જોઇએ, અને તેથી જ તેણે આવો પત્ર લખ્યો છે. એટલા માટે એનાથી પણ આપણે ઘણી વાતો

ગુપ્ત રાખવી જોઇશે, અને ઉપર ઉપરથી મિત્રતા બતાવીને અંદરથી એના ઉપર બારીક દેખરેખ રાખવી જોઇશે."

"હાસ્તો! એવી રીતે જ વર્તવું જોઇએ!" ભભૂતમલ કિંચિત્ સ્મિતપૂર્વક બોલ્યો: "વારૂ, આજની રાત તો આપ અહીં જ ગાળશોને?"

"ના. આવતી કાલે બળવંતસિંહ સાથે રાજકન્યાની મુલાકાત કરાવવાની છે, માટે તે સંબંધે યોગ્ય વ્યવસ્થા કરવાને મારે 'પુણ્ય-મંદિર' માં જવું જ જોઇએ." કાલિકાપ્રસાદ બોલ્યો: "તમે પણ અહીં શાને રહો છો? ચાલોને પુણ્યમંદિરમાં જ, એટલે રાત્રિ પણ મોટા આનંદમાં તો જાય!"

એ પ્રમાણે સંભાષણ થયા બાદ ભભૂતમલ અને કાલિકાપ્રસાદ એક બીજાના હાથમાં હાથ પકડીને દાદર ઉતર્યા અને પછી પુણ્ય-મંદિર તરફ ચાલતા થયા.

## પ્રકરણ ૧૩ મું.

### અંધ પ્રવાસ.

બીજે દિવસે પ્રભાતમાં બળવંતસિંહ જાગૃત થયો, ત્યારે મંદ-મંદ શીતળ વાયુ વાઇ રહ્યો હતો. તે જે ઓરડામાં સૂતો હતો તેની પાછળ મોટો બાગ આવી રહેલો હતો. તે બાગમાંથી પુષ્પોનો અત્યંત મધુર સુવાસ આવતો હોવાથી તે પ્રભાત બળવંતસિંહને બહુ જ આનંદજનક લાગ્યું. તે બારી પાસે ઉભો રહ્યો અને ત્યાં ઊભા ઊભા તે બાગની શોભાનું અવલોકન કરી આનંદ પામ્યો.

દાતણપાણી અને આહ્નિક ક્રિયા વગેરેથી પરવારીને બળવંત-સિંહ કેટલોક અગત્યનો પત્રવ્યવહાર લખવા બેઠો. એકાદ પ્રહાર દિવસ ચડ્યો, એટલામાં તેના સેવકોએ ભોજન તૈયાર કર્યું. અને તે વિષે બળવંતસિંહને ખબર આપી. ત્રણે ભોજન કાર્યથી પરવારી રહ્યા એટલે બળવંતસિંહે તેજસીંગ અને દાનસીંગને શહેરમાં ફરવા જવાની અને આનંદમાં વખત ગાળવાની રજા આપી.

તેઓ ત્યાંથી ચાલ્યા ગયાને થોડો વખત થયો, એટલામાં કા-લિકાપ્રસાદ ત્યાં આવી પહોંચ્યો. જે વખતે તે બળવંતસિંહને પહેલી વાર મળ્યો હતો, તે વખતે તેણે જેવો પોશાક ધારણ કર્યો હતો, તેવો જ પોશાક આ વખતે પણ તેણે ધારણ કર્યો હતો, પરન્તુ આ વખતે તેમાંએ એટલી વિશેષતા જણાતી હતી કે તેણે પોતાને માથે

વીંટાળેલી શાલ ઠેઠ આંખની ભ્રમરો સુધી વીંટાળેલી હતી અને એ રીતે મસ્તકનો આખો ભાગ ઢાંકી લીધેલો હતો. આથી તેના કપાળ ઉપર પછાડ વાગવાનું જે ચિહ્ન ભભૂતમલના જોવામાં આવ્યું હતું, તે બળવંતસિંહના જોવામાં આવી શકે તેવું રહ્યું નહોતું. અંદર જતાં જ કાલિકાપ્રસાદે અત્યંત સંશયભરિત દૃષ્ટિથી બળવંતસિંહ તરફ જોયું. આમ જોવાનો હેતુ એટલો જ હતો કે વીરોત્તમની છાવણીની નજીકના દેવાલયમાં થએલા ઝગડામાં પોતે હતો એવું બળવંતસિંહ સમજી ગયો છે કે નહિ તે તપાસવું. પણ બળવંતસિંહની મુખમુદ્રામાં કાંઇ પણ ફેરફાર જોવામાં આવ્યો નહિ, અને આગળ થોડો વખત તેઓ વચ્ચે જે સામાન્ય વિવેક દર્શાવનારૂં સંભાષણ થયું તેમાં પણ તેવો કશો પ્રકાર કાલિકાપ્રસાદને માલૂમ પડયો નહિ. આ ઉપરથી બળવંતસિંહે પોતાને ઓળખ્યો નથી એવી તે મહંતની ખાત્રી થઇ અને તેના ચિત્તને બહુ જ આશ્વાસન મળ્યું.

"આપણી મુલાકાત વખતે જે કાંઇ થયું હતું, તેનું તો આપને સ્મરણ હશે જ." કાલિકાપ્રસાદ મુદ્દાની વાત ઉપર આવતાં બોલ્યો.

"હા, હા, તે બધું મને સારી પેઠે સાંભરે છે. મેં તે વખતે જે શરત આપની સાથે કરી હતી, તે પૂરી કરવાનું આપે મને વચન પણ આપ્યું હતું." બળવંતસિંહ ખુલ્લા મનથી બોલ્યો.

"અને તે શરત પૂર્ણ કરવાને માટે જ હું આપની પાસે આવ્યો છું." હવે તો કાલિકાપ્રસાદની સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ કે બળવંતસિંહે દેવાલયના ઝગડા વખતે પોતાને ઓળખ્યો નહોતો. તે આગળ બોલ્યો: "આપની સાથે મારે પહેલાં જે કાંઈ વાતચીત થઈ હતી, તે મેં રાજકન્યાને જણાવી છે. તેણે આપની મુલાકાત લેવાનું કબુલ કર્યું છે, અને આજે જ ત્રીજે પ્રહરે આપની અને તેની મુલાકાત કરાવી દેવાની મેં ગોઠવણ કરી રાખી છે."

"આપના બોલવા ઉપરથી એવું જણાય છે કે જ્યાં રાજકન્યાને રાખવામાં આવેલી છે, તે ગુપ્ત સ્થળ અહીંથી બહુ દૂર રહેલું ન હોવું જોઇએ." બળવંતસિંહ બોલ્યો.

"આપ જો તૈયાર જ હો તો આ વખતે જ મારી સાથે ચાલો." એમ કહીને કાલિકાપ્રસાદ ઉઠયો. જરૂર પુરતો પોશાક પહેરીને અને કમરે તલવાર લટકાવીને બળવંતસિંહ પણ તેની સાથે બહાર નીકળ્યો. તે બન્ને જણ દક્ષિણ દિશા તરફના શહેરના દરવાજેથી બહાર નીકળ્યા. કેટલેક દૂર ગયા પછી કાલિકાપ્રસાદે મોટો રસ્તો છોડી દીધો અને તે એક સાંકડી કેડીએ થઇને આગળ ચાલવા લાગ્યો.

કેટલેક દૂર સુધી તેઓ કાંઇ પણુ બોલ્યા ચાલ્યા વિના એકસરખી રીતે આગળ ચાલતા ગયા. આગળ જતાં એક વન આવ્યું. તેમાં પ્રવેશ કર્યા પછી કાલિકાપ્રસાદ બોલ્યો: "સરદાર સાહેબ! આપને એક વાત કહેવાની છે. એક બીજાએ પહેલેથી જ સ્પષ્ટ રીતે વાતચીત કરીને ખુલાસો કરી નાંખવો એ ઘણું સારૂં, કેમ ખરૂં ને?"

"હા, ખરી વાત. પહેલાં કડવું લાગે પણુ પાછળથી મીઠું લાગે. તમારે જે કાંઈ કહેવાનું હોય તે જરા પણુ શંકા નહિ રાખતાં સ્પષ્ટ રીતે કહી દો."

કાલિકાપ્રસાદ ગળચવાં ગળતો બોલ્યો: "પહેલી મુલાકાત વખતે મેં આપને કહ્યું હતું કે મારી સલાહ વિના આપના મહારાજા આ પ્રાંતમાં કાંઈ પણુ કરી શકે તેમ નથી; એટલું જ નહિ, પણુ રાજકન્યા કયાં છે, એ વાત પણુ મારી સહાય વિના કોઈ પણુ માણુસ સમજી શકે તેમ નથી."

"હા, આપે એવું કહ્યું હતું તે બરાબર મારા ધ્યાનમાં છે." બળવંતસિંહ બોલ્યો.

"તેટલા માટે—ગુપ્તતા જાળવી રાખવા માટે આપની સાથે મારે થોડીએક શરતો કરવી પડે તેમ છે." કાલિકાપ્રસાદ બોલ્યો.

"હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે આપની પરવાનગી વિના એ સંબંધે એક અક્ષર પણુ મારા મ્હોંની બહાર નીકળશે નહિ." બળવંતસિંહે ગંભીરતાથી કહ્યું.

"આપ મારો હેતુ સમજી ગયા ખરા, પણુ આપ જરા નિશાન ચૂકી ગયા છો!" કાલિકાપ્રસાદ કાંઇક વિનોદયુક્ત વાણીમાં બોલ્યો: "હાલનો સમય કેટલો વિકટ છે, એ તો આપ જાણો છો જ. એવા પ્રસંગે દીર્ઘ વિચાર કરીને ચાલવું એ જ સારૂં. તેટલા માટે રાજકન્યાને જ્યાં રાખી છે, તે ગુપ્ત સ્થળે આપને લઈ ગયા પહેલાં કાંઇક વિશેષ ખબરદારી રાખવાની મને જરૂર પડે તેમ છે."

"બરાબર છે. તમારે જે કાંઈ કહેવું હોય તે ખુશીથી કહો." બળવંતસિંહ મોકળા મનથી બોલ્યો: "હું આ પ્રદેશમાં પહેલવહેલો જ આવ્યો છું, તેમ જ આપનો અને મારો વિશેષ પરિચય થયો નથી એ પણુ ખરૂં છે, તો આપની પૂરેપૂરી ખાત્રી કરવાને માટે આપ મને શું શું કરવાનું સૂચવો છો?"

"કાંઈ વિશેષ નથી. રાજકન્યાના રહેવાના ઓરડામાં પહોંચતાં સુધી અને તેની મુલાકાત થઇ ગયા પછી ત્યાંથી અહીં પાછા આ-

વતાં સુધી આપની આંખોએ પાટો બાંધી લેવાની માત્ર મને પરવાનગી આપો." અત્યંત નમ્રતાથી કાલિકાપ્રસાદે કહ્યું.

"શું કહો છો?" બળવંતસિંહ ગરમ થઈ જઈને બોલ્યો: "બીજા કોઇ પ્રસંગે જો કોઇએ મને એવું કહ્યું હોત તો મારા અપમાનના બદલામાં—"

"એ વાત હવે જવા જ દો! આપને જો એ પસંદ ન હોય, તો આપણે આ વિષય અહીં આગળ જ પૂરો કરીએ, અને આપ અહીંથી જ પાછા ફરીને ઘેર જાઓ તે વધારે સારૂં." કાલિકાપ્રસાદે એકસરખી શાંતિપૂર્વક કહ્યું.

"ના, ના, એવું કરવાની કાંઈ જરૂર નથી." બળવંતસિંહ સૌમ્યતાથી બોલ્યો: "હું કાંઈ આપની શરત નાકબૂલ કરતો નથી; મને તે માન્ય છે; પરન્તુ મારા વચન ઉપર ભરોસો નહિ રાખતાં આપ જ્યારે આટલી બધી ચોકસીથી કામ લો છો, ત્યારે મારે પણ આપની સાથે કેટલીક શરતો કરવાની છે."

કાલિકાપ્રસાદે ઉત્સુકતાથી પૂછ્યું: "બોલો, તમે કઈ શરતો કરવા માંગો છો?"

"રાજકન્યાની મુલાકાત લીધા પછી તેનો ખજાનો ક્યાં છે અને કેટલો છે એ આપે મને પ્રત્યક્ષ બતાવવું જોઇશે." બળવંતસિંહ બોલ્યો: "કારણ એ કે હાલમાં જોકે તે રાજકન્યા છે તોપણ માત્ર નામની જ છે. રાજ્યની કેવી સ્થિતિ છે એ તો ખુલ્લું જ છે. તેટલામાટે બીજું કશું નહિ તોપણ પહેરામણી તો પુષ્કળ હોવી જોઇએ, અને તેમ હોય તો જ મહારાજાધિરાજ વીરધવળના પુત્ર વિસળદેવની સાથે રાજકન્યાનો સંબંધ થઇ શકે. જોકે વિસળદેવ મહારાજાના બીજા પુત્ર છે, તોપણ તેમના ઉપર મહારાજાની અત્યંત કૃપા છે, તે બહુ જ ચતુર અને શૂરવીર છે અને ભવિષ્યના ગુર્જરેશ્વર તે જ છે. તેમની પદવીને યોગ્ય જ કન્યા અને પહેરામણી પણ હોવી જોઇએ."

"ઠીક છે, એ આપની ઇચ્છા પૂર્ણ થશે." કાલિકાપ્રસાદ આગળ બોલ્યો: "વારૂ, હવે હું ધારૂં છું કે આપણ બન્નેની વચ્ચે કાંઇ ગેરસમજ કે મતભેદ રહ્યો નથી. આપના મનમાં જો કાંઇ શંકા ન હોય તો હવે ચાલો!"

બન્ને જણા ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. કાલિકાપ્રસાદની પાછળ પાછળ બળવંતસિંહ ચાલતો હતો. લગભગ બસો કદમ દૂર ગયા પછી તે જ ઝાડીમાં જ્યાં ત્યાં નાની મોટી સમાધિઓ, સ્મરણસ્થંભો અને પાળીયા ઉભા કરવામાં આવેલા નજરે પડયા. તે ઉપરથી બળવંતસિંહ તુરત જ સમજી ગયો કે આ સ્મશાનભૂમિ છે.

નાની મોટી સમાધિઓ, સ્મરણસ્થંભો અને સર્વત્ર ઉગી નીકળેલાં વિવિધ જાતિનાં વૃક્ષોને લીધે એ શ્મશાનભૂમિ પણ અત્યંત રમણીય દેખાતી હતી. મરનારની યોગ્યતા પ્રમાણે એ સમાધિઓનું કામ પણ ઉંચી–નીચી પંક્તિનું જણાતું હતું. આસપાસનાં વૃક્ષોનો લીલો રંગ અને સમાધિઓ તથા સ્થંભોના પત્થરોનો જૂદા જૂદા પ્રકારનો રંગ, એ બન્નેનું મિશ્રણ પ્રેક્ષકની આંખોને બહુ જ આનંદ આપનારૂં થઇ પડતું હતું. સમાધિઓમાંની કેટલીકમાં શિવલિંગો, કેટલીકમાં દેવીની મૂર્તિઓ, કેટલીકમાં પગલાં, અને કેટલીકમાં તો માત્ર અણઘડ પથરા વગેરે પદાર્થો મરનારના ધર્મ–મતને અવલંબીને સ્થાપન કરવામાં આવેલા હતા. કેટલીક સમાધિઓમાં તો પત્થરમાં કોતરેલા શિલાલેખો ચોડવામાં આવ્યા હતા અને તેમાં મરનારની મરણસમયની ઉંમર, તેનું પરાક્રમ, ગુણવર્ણન વગેરે કરવામાં આવેલું હતું. એ જૂદા જૂદા પ્રકારના લેખો વાંચવામાં વટેમાર્ગુઓને ભારે મજા પડતી હતી. ચિત્રવિચિત્ર પ્રકૃતિનાં મનુષ્યોનું સંગ્રહસ્થાન જ જાણે કે એ શ્મશાનભૂમિમાં ભર્યું હોયની, એવું તે શિલાલેખો વાંચવાથી જણાતું હતું. એ શ્મશાનમાંની અનેક મૂર્તિઓને નમન કરતો કરતો કાલિકાપ્રસાદ શ્મશાનને બીજે છેડે આવેલા એક દેવાલય પાસે પહોંચીને ઊભો રહ્યો.

તે દેવાલયની બાજુએ મધ્યમ વયનો એક ઘોડાવાળો હાથમાં બે ઘોડાની લગામો પકડી રાખીને ઊભો હતો. બન્ને જણા ત્યાં પહોંચતાં જ ઘોડાવાળો આગળ આવ્યો. તેની બગલમાં કપડાંનું એક નાનું પોટલું હતું. તે કાલિકાપ્રસાદના હાથમાં આપીને અને દેવાલયના થાંભલા સાથે ઘોડાને બાંધી દઇને કાંઇ પણ નહિ બોલતાં તે ઝાડીમાં જ ચાલ્યો ગયો. તુરત જ કાલિકાપ્રસાદે એ પોટલું છોડયું અને તેમાંથી એક કફની કાઢીને તે બળવંતસિંહને પહેરવા આપી, અને બીજું એક મ્હોં ઢાંકવાનું વસ્ત્ર કાઢીને તે તેના માથા ઉપરથી નાંખી કમર સાથે બાંધી લીધું. આ પોશાકથી બળવંતસિંહને કાંઈ મુંઝવણ જેવું લાગતું નહોતું, તેમ જ બહારની હવા પણ સારી પેઠે આવતી હતી, પરન્તુ બહારનો કોઇ પણ પદાર્થ દેખી શકાતો નહોતો. એ પ્રમાણે સઘળી ગોઠવણ પૂરી થયા પછી કાલિકાપ્રસાદે બળવંતસિંહને એક ઘોડા ઉપર બેસવામાં મદદ કરી અને બીજા ઘોડાપર પોતે સ્વાર થયો. કાલિકાપ્રસાદે બન્ને ઘોડાઓની લગામો પોતાના હાથમાં લીધી અને પછી બન્ને જણ આગળ વધવા લાગ્યા.

એ પ્રમાણે કેટલોક વખત ચાલ્યા પછી પોતે ઝાડીમાંથી બહાર નીકળ્યો હોય એવું એ અંધપ્રવાસમાં બળવંતસિંહના ધ્યાનમાં આવ્યું,

કારણકે વૃક્ષોનાં પાદડાંનો ખડખડાટ હવે બિલકુલ સંભળાતો નહોતો અને વાયરો પણ ખુલ્લા મેદાનના જેવો આવતો હોવાથી વસ્ત્રો ફડફડવા લાગ્યાં હતાં. થોડો વખત મેદાનમાં પ્રવાસ કર્યા બાદ પોતે પુનઃ એક ઝાડીમાં આવ્યો એવું તેને લાગ્યું. વળી પાછો કરીથી તે એક મેદાનમાં આવ્યો હોય તેવું તેને માલૂમ પડ્યું.

આ ઉપરથી બળવંતસિંહના મનમાં શંકા આવી કે કાલિકાપ્રસાદ ફક્ત વ્યર્થ કાળક્ષેપ કરવાને જ પોતાને અહીં તહીં ફેરવતો નહિ હોય ! એક વાર એવી શંકા ઉત્પન્ન થતાં જ તેણે સાવધાનતાથી ઘોડાની ચાલ ઉપર લક્ષ આપવા માંડ્યું. તે ઉપરથી તેને એવો ભાસ થયો કે થોડી વાર જમણી તરફ તો વળી થોડી વાર ડાબી તરફ અને ફરી પાછો જમણી તરફ એવી રીતે ઘોડાને આડીઅવળી ચાલથી ચલાવવામાં આવે છે !

બળવંતસિંહ જેવા એક ઉમદા ઘોડેસ્વારને ઘોડાની ગતિ ઉપરથી પોતે કેવી રીતે પ્રવાસ કરી રહ્યો છે એ ધ્યાનમાં આવવાનું કાંઇ બહુ કઠણ નહોતું. પોતે પ્રવાસ કરે છે એ માર્ગ ખરેખર ટૂંકો હોવા છતાં તેને એવડો–ત્રેવડો દેખાડવા માટે એ ધૂર્ત સાધુ આ સઘળી હીકમત ચલાવી રહ્યો છે એ બળવંતસિંહના સમજવામાં તુરત જ આવી ગયું. આમ કરવામાં કાલિકાપ્રસાદનો હેતુ બળવંતસિંહ રસ્તો જોઈ ન જાય એટલો જ નથી, પરન્તુ વસ્તુતઃ જે સ્થળ સંગમપુરની નજીકમાં જ આવેલું છે તે સ્થળ ઘણે જ છેટે આવેલું છે એવું દર્શાવવાનો પણ કાલિકાપ્રસાદનો હેતુ છે, એવો બળવંતસિંહના મગજમાં તર્ક ઉઠી આવ્યો.

ત્રણેક ઘડીસુધી આ અંધ પ્રવાસ ચાલ્યા બાદ ઘોડા એક ઠેકાણે ઊભા રહ્યા. એટલામાં એક દરવાજો ઉઘડવાનો અવાજ સાંભળવામાં આવ્યો. ઘોડા થોડેક આગળ જતાં જ પુનઃ દરવાજો બંધ થયો. એ વખતે ઘોડાના ડાબલા નીચેની ફરસબંધી ઉપર ટપટપ વાગતા હતા. થોડેક આગળ ગયા પછી કાલિકાપ્રસાદ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેણે બળવંતસિંહને પણ હાથ દઇને નીચે ઉતાર્યો. પછી તેણે તેના મ્હોં ઉપર ઢાંકેલું વસ્ત્ર દૂર કર્યું. તે વખતે પોતે એક ભવ્ય ઇમારતના વિશાળ ચોકમાં ઉભો છે એવું બળવંતસિંહને માલૂમ પડ્યું.

એ મકાન ઘણું ઉંચું અને વિશાળ હતું. તે સંગેમરમરના અને બીજા ઉંચી જાતના કાળા પત્થરથી બાંધેલું હતું. મકાનનું સઘળું કામ સુંદર અને ઉત્તમ જાતનું હતું. બારીઓ પણ ઘણી દેખાવડી અને મજબૂત હતી, પરન્તુ તેની રચના એવા પ્રકારની હતી કે

તે ફક્ત મકાનની અંદર હવા તથા અજવાળાના પ્રવેશ માટે જ ઉપયોગી થઇ પડે. મકાનની સઘળી શોભા નિરાંતે જોવાની સગવડ બળવંતસિંહને મળી શકી નહિ, કારણકે જેવા તેમના બન્ને ઘોડાઓને લઇ જનારા બે ઘોડાવાળા આગળ આવ્યા અને ઘોડા લઈને ચાલ્યા ગયા તેવા જ તેમને માર્ગ દેખાડવા માટે બીજા બે ઉત્તમ પોશાક પહેરેલા સેવકો આગળ આવીને ઉભા રહ્યા અને તેમણે તેમને પોતાની સાથે આવવાનું સૂચવીને આગળ ચાલવા માંડયું. તેમની પાછળ પાછળ બળવંતસિંહ અને કાલિકાપ્રસાદ ચાલ્યા. એક દાદરે થઇને ઉપર ચડતાં તેઓ એક દિવાનખાનામાં જઇ પહોંચ્યા. ત્યા મોટાં મોટાં સંગેમરમરમાંથી કોતરી કાઢવામાં આવેલાં સુંદર સ્ત્રીઓનાં પુતળાં હાથમાં ફૂલનાં કુંડાં અગરતો દીવીઓ પકડેલી સ્થિતિમાં ઠેકાણે ઠેકાણે ઉભેલાં જોવામાં આવ્યાં. છેવટે ત્યાં થઇને તેઓ બીજા દિવાનખાનામાં જઇ પહોંચ્યા. એ આખા દિવાનખાનામાં મખમલના ગાલીચા બિછાવેલા હતા. આસપાસની દિવાલોપર પ્રખ્યાત વીરપુરૂષોનાં, લડાઇઓનાં, સુંદર સ્ત્રીઓનાં અને સૃષ્ટિસોંદર્યના દેખાવોનાં ચિત્રો ટાંગવામાં આવેલાં હતાં. અનેક પ્રકારનાં સુંદર વાસણો અને તબકોમાં તાજાં પુષ્પો ભરી રાખેલાં હતાં. ચંદન અને કેસરના મઘમઘાટથી મિશ્રિત થએલો વાયુ વાઇ રહ્યો હતો, અને આસપાસના સુંદર દૃશ્યથી સ્વર્ગમાં હોવાનું જ ભાન થતું હતું. આ દિવાનખાનામાં જ્યાં ત્યાં આટલી બધી સુંદર અને ચિત્તાકર્ષક વસ્તુઓ મૂકી રાખેલી હતી, છતાં કાલિકાપ્રસાદે તેમાંની એક પણ વસ્તુ તરફ બિલકુલે લક્ષ આપ્યું નહિ, એ ઉપરથી તેને એ સ્થળ અતિપરિચિત હોવું જોઇએ એમ માલૂમ પડતું હતું. દિવાનખાનામાંથી બહાર નીકળતાં જ કેટલેક દૂર એક દરવાજો આવ્યો, તેનાં બન્ને બારણાં ઉઘાડીને સેવકો ત્યાં આગળ જ ઉભા રહ્યા. એ બન્ને જણાઓ અંદર જતાં જ સેવકોએ તે ઓરડાનું દ્વાર બંધ કરી વાસ્યું. એ સ્થળે તો પાછળના દિવાનખાના કરતાં પણ વધારે સુંદર રચના કરવામાં આવેલી હતી, પરન્તુ તે તરફ ધ્યાન નહિ આપતાં બન્ને જણે અંદર પ્રવેશ કર્યો. તેઓને આવેલા જોતાં જ તેમનું સ્વાગત કરવાને એક સુંદરી પોતાની જગ્યાએથી ઉભી થવા લાગી, તેના તરફ જ બળવંતસિંહનું ધ્યાન આકર્ષાયું.

# પ્રકરણ ૧૪ મું.

## રાજકન્યા ચંદ્રપ્રભા.

બળવંતસિંહને જે ઓરડામાં લઈ જવામાં આવ્યો, તે ઓરડામાં ઘણા સુંદર અને ઉપયોગી પદાર્થો ગોઠવીને મનોરમ શોભા કરવામાં આવી હતી. તે ઓરડાને એક જ બારી હતી, અને તેની રચના પણ બીજી બારીઓના જેવી જ હોવાથી તેમાંથી જો કે હવા અને પ્રકાશ પુષ્કળ આવતાં હતાં, તોપણ તેમાંથી બહારનો દેખાવ જરા પણ જોઈ શકાતો નહોતો.

તેમાં એક સુંદર આસન માંડેલું હતું અને તેના ઉપર ઉત્તમ જાંબુડીયા રંગની મખમલ જડી દીધેલી હતી. તે મખમલની કિનારીઓપર સુંદર રેશમી વેલબુટ્ટા કાઢેલા હતા. સઘળી દિવાલોપર સાટીનના પડદા નાંખી દેવામાં આવેલા હતા. એકંદરે હીરા, માણેક, સોનું, રૂપું, રેશમ ઇત્યાદિ મૂલ્યવાન્ પદાર્થોની જ સમૃદ્ધિ ત્યાં જોવામાં આવતી હતી.

આવા સુંદર ઓરડામાં ઉત્તમ આસનપર રાજકન્યા ચંદ્રપ્રભા બેઠી હતી. કાલિકાપ્રસાદે કહ્યા પ્રમાણે તે ખરેખર સુંદર જ હતી. તે શરીરે પાતળી હોવાથી બહુ જ નાજુક જણાતી હતી. અંગકાન્તિમાં તે કનકવર્ણી દેખાતી હતી. હાલમાં જોકે અજ્ઞાતવાસમાં હોવાથી તેના રાજવિલાસો બંધ થઇ ગયા હતા, તોપણ તેના મ્હોંપરની કાન્તિ જરા પણ ઓછી થએલી જણાતી નહોતી. સિંહના જેવી નાજુક કટી, ઉન્નત વક્ષસ્થળ, સરલ અને સુદીર્ઘ નાસિકા, દાડમની કળીઓ જેવા સુંદર દાંત, વિશાળ અને ચપળ નેત્ર ઇત્યાદિ લક્ષણોથી તે સાક્ષાત્ પદ્મિની જેવી લાગતી હતી. પહેલાં કુશળ કારીગરોએ હાથીદાંતની એક પ્રતિમા બનાવી હોય અને પછી કોઇએ મંત્રસામર્થ્યથી તેમાં જીવનનો સંચાર કર્યો હોય એવી કલ્પના કોઇ કરે તોપણ તે વાજબી જ લેખાય.

એ સુંદરીના શરીરપરનાં વસ્ત્રાભૂષણો પણ તેના સૌંદર્ય અને ઐશ્વર્યને અનુરૂપ જ હતાં, તેથી તે તરુણ રાજકન્યાના અંગમાં અધિક મોહકતા આવી હતી. કાલિકાપ્રસાદે તેના સૌંદર્યનું જે થોડું વર્ણન પૂર્વે કર્યું હતું તે કરતાં તે ખરેખર વધારે સુંદર છે, એવી બળવંતસિંહને પ્રથમદર્શને જ ખાત્રી થઇ ગઇ.

કાલિકાપ્રસાદ અને બળવંતસિંહ ઓરડાના દ્વારમાં આવેલા જોવામાં આવતાં જ તે સુંદરી આસન ઉપરથી નીચે ઉતરી અને

તેમા પગમાંનાં ચાંદીનાં નુપૂરના ધ્વનિ કરતાં પણ વિશેષ કર્ણ-મનોહર શબ્દોવડે તેણે બન્નેને આવકાર આપ્યો. તેણે અત્યંત પૂજ્યભાવથી મહંતને નમન કર્યું એટલે મહંતે ગંભીર સ્વરે કહ્યું: " રાજકન્યા ! તારૂં કલ્યાણ થાઓ! આ મોટા ગૃહસ્થ તારી મુલાકાત લેવાને આવ્યા છે, તેમનું આગમન પણ તને શુભદાયક હો, એવો મારો આશીર્વાદ છે !"

"પોતાનું કલ્યાણ કરવાનું કાર્ય સર્વાંશે તેના જ હાથમાં રહેલું છે." બળવંતસિંહે એ શબ્દો કાંઈ એવા જ સ્વરથી ઉચ્ચારીને તે બન્ને તરફ જોયું કે રાજકન્યાના સૌંદર્ય સંબંધે તેને હવે શંકા રહી રહી નથી એવું કાલિકાપ્રસાદને લાગ્યું. તેવી જ રીતે રાજકન્યાની પણ ખાત્રી થઈ ગઈ કે એ ગૃહસ્થ પોતા સંબંધે વીરધવળ મહારાજની પાસે સારૂં જ બોલશે.

રાજકન્યાના વદનપર ક્ષણમાત્ર લજ્જાની સુરખી પ્રસરી રહી. તેના ગાલપર લાલી ચડી આવી. પોતાની એ સ્થિતિ તે બન્ને જણના ધ્યાનમાં નહિ આવવા દેવા માટે તેણે પોતાનું માથું બાજુએ ફેરવીને બાજુએ પડેલો એક મોરનાં પીછાંનો સુંદર પંખો હાથમાં લીધો. એ બન્ને જણને મન ખુલ્લું કરીને વાતચીત કરવાનો પ્રસંગ મળે અને અત્યંત લજ્જાળુપણાથી રાજકન્યા ગભરાય નહિ, એવી ઇચ્છાથી કાલિકાપ્રસાદ ત્યાંથી જરા દૂર ગયો અને તે બન્ને ત્યાં આવ્યા પહેલાં રાજકન્યા જે પુસ્તક વાંચતી હતી તે જ પુસ્તક લેઇને તે વાંચતો બેઠો.

રાજકન્યાએ બતાવેલા આસનપર બેઠા પહેલાં બળવંતસિંહે તેને પણ પોતાના આસનપર વિરાજમાન થવાનો અત્યંત આગ્રહ કર્યો. તે પહેલાં બેઠી, પછી બળવંતસિંહ એક બીજા આસનપર બેઠો અને બોલ્યો: " સુંદર વસ્તુ ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ તે સુંદર જ દેખાય છે, એવું જે કહેવાય છે તે ખરેખરૂં છે. રાજકન્યા ! તને તારા પરમપૂજ્ય પિતાના વિયોગનું દુઃખ થાય છે, તારા રાજ્યની ધૂળધાણી થઈ રહી છે અને તને પોતાને અજ્ઞાતવાસ વેઠવો પડે છે, એ માટે મને કિંવા અમારા મહારાજાને તો શું પણ પ્રત્યેક વિવેકી પુરૂષને પણ અત્યંત દુઃખ ઉત્પન્ન થયા વિના રહે નહિ."

" મહારાજ ! આપનો મારા પર અત્યંત ઉપકાર થયો છે." રાજકન્યા ગળગળે સાદે બોલી: " આપ એક મોટા રાજાના પ્રતિનિધિ છો, એટલાં માટે હું કાંઇ વિવેક દર્શાવવા સારૂ આ ભાષણ કરૂં છું એમ સમજશો નહિ; પરન્તુ આપે મારા સંબંધે અત્યંત લાગણી

દર્શાવનારા જે શબ્દો ઉચ્ચાર્યા, તે ઉપરથી આપને માટે મારા મનમાં પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ છે. એવા આશ્વાસનજનક શબ્દો આજે ઘણે દિવસે મારે કાને પડયા!"

"રાજકન્યા! તારા સંબંધે મારા જેવા એક ક્ષુદ્ર સેવકે સહાનુભૂતિ દર્શાવવી, એ વાત હાસ્યાસ્પદ કહીએ તોપણ ચાલે! જે અગત્યના કાર્ય માટે મને આજે તારા દર્શનનો લાભ મળ્યો છે, તે કાર્ય તારી ઇચ્છાથી, સંમતિથી અને રાજીખુશીથી તો થાય છે ને?"

એ શબ્દો ઉચ્ચારતાં બળવંતસિંહે સહજ કાલિકાપ્રસાદ તરફ જોયું. એ જ વખતે કાલિકાપ્રસાદ હાથમાંથી પુસ્તક નીચે મેલીને તીવ્ર દૃષ્ટિથી રાજકન્યા તરફ જોઇ રહ્યો હતો, એવું બળવંતસિંહના લક્ષમાં આવ્યું. બળવંતસિંહ પોતાની નજર કળી ગયો છે, એવું દર્શનમાં આવતાં જ કાલિકાપ્રસાદે ફરીથી પુસ્તક હાથમાં લીધું અને નજર પુસ્તકમાં રાખી કાનને બળવંતસિંહ તરફ મોકલ્યા. રાજકન્યાની દૃષ્ટિ પણ કાલિકાપ્રસાદ તરફ જ હતી. પોતા જેવી રાજકન્યાને એ જોગટાના તાબામાં રહેવું પડે છે, એ અપમાન તેના હૃદયમાં જોકે સાલી રહ્યું હતું, તોપણ તે જોગટાની નજર ઉપરથી પોતે હવે બળવંતસિંહના પ્રશ્નનો શો ઉત્તર આપવો જોઇએ, એ રાજકન્યાના ધ્યાનમાં સંપૂર્ણ રીતે આવી ગયું!

કાલિકાપ્રસાદ સાંભળી શકે નહિ એવા ધીમે સ્વરે બળવંતસિંહ બોલ્યો: "રાજકન્યા! આ જે કાર્ય યોજવામાં આવ્યું છે તે તારી પૂર્ણ સંમતિથી જ યોજવામાં આવ્યું છે ને? વીરધવળ મહારાજના પુત્ર વિસલદેવ સાથે તારૂં લગ્ન થાય એવી તારી અંતઃકરણપૂર્વકની ઇચ્છા છે ને? અહીં—આ અજ્ઞાતવાસમાં—તું સ્વતંત્ર છે શું? તું તારી ખુશીથી અહીં રહે છે, કે આ બંદીખાનું હોઇ તેમાંથી નાસી છૂટવાની તારી ઇચ્છા છે? ચંદ્રપ્રભા! ખરેખરૂં કહી દે. હું તારી સેવામાં તત્પર ઉભો છું. તારી આ એકંદર સ્થિતિ ઉપરથી તો તું મોટા સંકટમાં હોય એવું મને લાગે છે!"

"હા, હા, મહારાજ! હું તદ્દન સુખી છું. આ જગતમાં બીજે કોઈ પણ સ્થળે જેટલું સુખ મળી શકે તેટલું સઘળું સુખ મને અહીં પણ મળે છે." રાજકન્યાએ એ પ્રમાણે ઉત્તર આપ્યો ખરો, પરન્તુ તે જ ક્ષણે મોટાં બે અશ્રુબિંદુઓ તેના ગાલ ઉપર પડેલાં બળવંતસિંહના જોવામાં આવ્યાં.

એ જોતાંજ બળવંતસિંહને તેની બહુ જ દયા આવી. કોઇ પણ કાર્ય તેની સંમતિથી થતું ન હોવું જોઇએ અને તેના ઉપર કોઇનો

પણ સખ્ત દાબ હોવો જોઇએ, એવું તે સંપૂર્ણ રીતે સમજી ગયો, પણ આ દાબ કેવા પ્રકારનો હશે તે બળવંતસિંહ સમજી શક્યો નહિ. એ દાબ તેના ઉપર જુલમ તરીકે રાખવામાં આવ્યો હશે એવું નિશ્ચયરૂપે કહી શકાય નહિ, કારણકે તરુણ સ્ત્રીઓના તરંગો કોઇ વાર અવળે માર્ગે ચડી જતા હોવાથી તેઓ પોતાના દેહનું અને આત્માનું અકલ્યાણ કરી નાંખે છે તેટલા માટે તેમના શ્રેયને અર્થે પણ દાબ રાખવાની કેટલીક વાર જરૂર પડે છે. આ બે પ્રકારમાં ચંદ્રપ્રભા ઉપરનો દાબ કેવા પ્રકારનો હશે તેના વિચારમાં તે ખેદપૂર્ણ દૃષ્ટિથી તેના તરફ જોઈ રહ્યો હતો, એટલામાં એક વાર તેણે કાલિકાપ્રસાદ ભણી નજર કરી એવું બળવંતસિંહના જોવામાં આવ્યું.

ગંભીર પણ હલકે સ્વરે બળવંતસિંહ બોલ્યો: "રાજકન્યા! તું એક બલાઢ્ય રાજાની પુત્રી છે, અને હું એક ક્ષુદ્ર સરદાર છું, પરન્તુ મારા મહદ્ ભાગ્યથી તારી સાથે વાતચીત કરવાની મને તક મળી છે; તોપણ હું વીરધવળ મહારાજાનો પ્રતિનિધિ હોઇને તારા સરખી રાજકન્યાના સુખને માટે બની શકતો પ્રયત્ન કરવાને કદાપિ પાછો હઠીશ નહિ, એ તું નક્કી માનજે. તું એમ જ સમજજે કે હું તારો એક હિતકર્તા છું. તું મને અજાણ્યો અને પારકો માનીશ નહિ. મનમાં કાંઈ પણ ગુપ્તતા રાખ્યા વિના તારા પર જે કાંઇ સંકટો આવ્યાં હોય તે મને કહી દે. તને જે સાહાય્યની જરૂર પડશે, જે દુઃખનું વિદારણ કરવાની તારી ઇચ્છા હશે, અગર કોઇને પણ શિક્ષા કરવાની હશે, તો તે માટે તું મને ખુશીથી આજ્ઞા કર. તારી આજ્ઞા કદાપિ નિષ્ફળ જશે નહિ. તું અહીં કેદખાનામાં પુરાએલી છે, એટલું જ તું મને કહે, અને પછી આ વિજયી તલવારની મદદથી તને માત્ર એક ક્ષણમાં સ્વતંત્ર કરી દઇશ! તને કોઈ પીડા કરતું હોય, તો તે નાર્મદનું મને નામ આપ, એટલે હું તેની બરાબર ખબર લઈ નાંખીશ. પણ રાજકન્યા! 'હું સુખી છું' એવું ખોટું બોલ નહિ! કારણકે તારી આ મુખમુદ્રા તો તેથી કેવળ ઉલટી સ્થિતિનું જ સૂચન કરે છે!"

આ ભાષણ રાજકન્યા લક્ષપૂર્વક સાંભળતી હતી અને તેથી તેનાં વિશાળ નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી! તેણે પુનઃ એક વાર કાલિકાપ્રસાદ તરફ નજર કરી તે વખતે તે પોતાની જગ્યાએથી ઉઠીને સક્રોધ વદને પોતાની તરફ જોઈ રહ્યો છે એવું ચંદ્રપ્રભાને માલૂમ પડ્યું. કાલિકાપ્રસાદ અત્યંત ક્રોધપૂર્વક તેની પાસે આવ્યો. પોતાના સ્વરમાં જેટલો પ્રેમભાવ આણી શકાય તેટલો આણીને તેણે રાજકન્યાને કહ્યું: "પુત્રી! આ ગૃહસ્થ અત્યંત સ્નેહભાવથી જે કાંઇ પ્રશ્ન તને પૂછે છે, તેના ઉત્તરો સત્વર દઇ દે, એટલે બધું પતી જાય!"



"અને પછી આ વિજયી તલવારની મદદથી તને માત્ર એક ક્ષણમાં સ્વતંત્ર કરી દઇશ!"

લક્ષ્મી આર્ટ મુંબઇ. પૃષ્ઠ ૭૪.

બળવંતસિંહ બોલ્યો: "ગુરૂ મહારાજ! એટલી બધી ઉતાવળ કરો નહિ! મને લાગે છે કે આવી નાજૂક બાબતમાં જરા નિરાંતે અને વિચારપૂર્વક જ ઉત્તર આપવો જોઇએ."

"શું આવડી મોટી રાજકન્યાએ—" કાલિકાપ્રસાદ આગળ કાંઇક બોલવા જતો હતો, પરન્તુ એકાએક તે સ્તબ્ધ બની ગયો, કારણકે પોતે એ શબ્દો ગુસ્સાપૂર્વક બોલતો હતો એવું તેના ધ્યાનમાં આવી ગયું. તથાપિ એટલા ઉપરથી જ તે દુર્ભાગ્યવતી રાજકન્યા ઉપર તેનો કેટલો મોટો દાબ છે એ બળવંતસિંહના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ.

કાલિકાપ્રસાદ બોલ્યો: "સરદાર સાહેબ! આપને મેં કહેલી સઘળી વાતો જો સાંભરતી હોય, તો રાજકન્યાની ફરીથી મુલાકાત લેવાનું કામ કેટલું અશક્ય છે એ પણ આપ સમજતા જ હશો. તેટલા માટે આપ જે કાંઇ પૂછો તેના ઉત્તર તેણે ઉતાવળે આપી દેવા જોઇએ. તેનું મન અત્યારે ગભરાઇ ગએલું છે. આપ કૃપા કરીને મને તેની સાથે થોડી વાતચીત કરવાની જો તક આપશો તો સત્વર હું તેને આશ્વાસન આપીને ઠેકાણે લાવી શકીશ."

પોતે અહીં રહેવું કે અહીંથી જવું એ બેમાંથી રાજકન્યાને શું ગમે છે એ જોવા માટે બળવંતસિંહે તેની તરફ નજર કરી. પણ તેણે આ વખતે પોતાના મનને બરાબર સ્થિર બનાવ્યું હતું—પત્થર જેવું દૃઢ બનાવ્યું હતું, તેથી થોડા વખત પહેલાં તેના વદન ઉપર સૌંદર્યનું જે તેજ ચમકી રહ્યું હતું, તે સઘળું અત્યારે નષ્ટ થઈ ગયું હતું અને જાણે કે તે અચેતન પાષાણમૂર્તિ હોય એવો ભાસ થતો હતો!

હવે આગળ શું કરવું, તે માટે બહુ વિચાર નં કરતાં કાલિકાપ્રસાદે દર્શાવેલી ઇચ્છા પ્રમાણે બળવંતસિંહે તેને રાજકન્યા સાથે થોડી ગુપ્ત વાતચીત કરવા દેવાની તક આપવાનું વાજબી માન્યું અને તેથી તે ત્યાંથી જરા દૂર ગયો.

"ચંદ્રપ્રભા! તે સરદાર શું પૂછે છે, તે જરા ધ્યાનમાં લે!" કાલિકાપ્રસાદ હળવેથી, પણ જરા ધમકી બતાવતો બોલ્યો.

"ગુરૂ મહારાજ! જરા થોભો!" ચંદ્રપ્રભા બોલી: "જરા થોભો, અને આજની મુલાકાત હવે અત્યારે જ પૂરી કરો! હું તમારે પગે પડીને કહું છું કે આજે હું ગભરાઈ ગઇ છું, માટે મને કશું પૂછશો નહિ. થોડાએક દિવસ પછી અને નહિતો છેવટે આવતી કાલે મારૂં મન શાન્ત થયા પછી—હું તેની ફરીથી મુલાકાત લઇશ."

"નહિ, નહિ!" કાલિકાપ્રસાદ ક્રોધ દર્શાવતો બોલ્યો: "તારા

જેવી મૂર્ખ છોકરીના કહ્યા પ્રમાણે કરીને તેને અહીં વારંવાર તેડી લાવું એવો હું કાંઇ મૂર્ખ નથી!".

"શું હું મૂર્ખ છું?" ચંદ્રપ્રભા બોલી: "નહિ, નહિ, ગુરૂ-મહારાજ! જોઇએ તો એમ કહો કે હું ભોળી છું-પણ મૂર્ખ નથી!".

"તું માત્ર મૂર્ખ જ નથી-પણ સોગણી મૂર્ખ છે!" કાલિકાપ્રસાદ બોલ્યો: "ચંદ્રપ્રભા! તું મને ગુસ્સે કરે છે! વિચાર કર! તને થોડુંએક સ્મરણ કરાવી આપીશ, એટલે હવે તું ઠેકાણે આવીશ. તેં લીધેલા સોગંદને જરા સંભાર. તે સોગંદ લેવાથી તું મારી ગુલામ બની ગઈ છે. **મધરાતે થતો રૂપાના ઘંટનો નાદ—**"

"બસ કરો! બસ કરો!" કાલિકાપ્રસાદના એ શબ્દો સાંભળતાં જ ચંદ્રપ્રભા ભયથી થર થર કમ્પવા લાગી. તે શબ્દોથી જે વાતનું તેને સ્મરણ થયું, તે વાત કેટલી ભયંકર છે, તે તેના ધ્યાનમાં આવી ગયું અને તે કંપિત સ્વરે બોલી: "ગુરૂમહારાજ! કૃપા કરીને હવે આગળ બોલશો નહિ! તમે જે પ્રમાણે શીખવ્યું છે તે પ્રમાણે જ હું બોલીશ."

"હા! હવે કેવી ડાહી થઇને બોલી?" રાજકન્યાને સત્વર ઠેકાણે આવેલી જોતાં જ તેને અત્યંત આનંદ થયો અને તેણે બળવંતસિંહને કહ્યું: "સરદાર સાહેબ! આવી મહત્ત્વની બાબત વિષે ઉત્તર દેવાનો આ પહેલો જ પ્રસંગ હોવાથી રાજકન્યા બહુ જ ગભરાઈ ગઇ હતી. હવે તેનું મન જરા શાન્ત થયું છે. આપની મરજીમાં આવે તે હવે પૂછો, તે તેના તડાતડ જવાબ આપી દેશે. તેના મ્હોંમાંથી હકાર નીકળ્યો એટલે આપનું અર્ધું કામ તો પતી ગયું જ સમજવું!"

કાલિકાપ્રસાદ આ શબ્દો ધીરે ધીરે બોલતો હતો, કારણકે તેટલા વખતમાં રાજકન્યાના મન ઉપર થએલું ભયનું પરિણામ દૂર થઈ જાય એવો તેનો હેતુ હતો. તોપણ એ ચતુર બળવંતસિંહ તો રાજકન્યાની ખરી સ્થિતિ કળી ગયો હતો. તે બોલ્યો: "રાજ-કન્યા! મારો તર્ક ખરો પડ્યો! તું અહીં સ્વતંત્ર નથી પણ કેદખાનામાં પુરાએલી છે એ વિષે હવે મને જરા પણ શંકા રહી નથી."

રાજકન્યા ધીમેથી બોલી: "સરદાર સાહેબ! આપે મને હમણાં જે પ્રશ્ન પૂછ્યો હતો, તેનો ઉત્તર એટલો જ છે કે જે કાંઈ ચાલી રહ્યું છે તેને મારી સંમતિ-પૂર્ણ સંમતિ છે! આપનો વિજય થાઓ! હવે આપ પધારો!" એમ બોલીને રાજકન્યા તુરત જ પોતાના આસનપરથી ઉઠી અને પાસેનું જ એક દ્વાર ઉઘાડીને ચાલી ગઈ!

પોતે હવે સંપૂર્ણ વિજય મેળવી ચૂક્યો, એવી ભાવનાથી કાલિકાપ્રસાદે એક વાર બળવંતસિંહ તરફ જોયું અને કહ્યું: " આટલા ઉપરથી હવે આપની ખાત્રી થવી જ જોઇએ ! " પરન્તુ બળવંતસિંહના વદનપર સમાધાનીનું ચિહ્ન ન હતું. તે પોતા તરફ તુચ્છતાસૂચક દૃષ્ટિથી જોઇ રહ્યો છે એવું કાલિકાપ્રસાદને જણાઇ આવ્યું.

" ચાલો, હવે આપણે અહીંથી જઇએ." બળવંતસિંહ ત્રાસ અને તિરસ્કારથી બોલ્યો, અને એકદમ બારણા તરફ ચાલ્યો, તે ક્ષણે જ તેની તરફ જોતાં કાલિકાપ્રસાદે જે મુખમુદ્રા—જે રાક્ષસી મુખમુદ્રા ધારણ કરી હતી, તે જો તેના જોવામાં આવી હોત, તો આવડો મોટો ધીર અને વીર બળવંતસિંહ પણ ગભરાઈ ગયો હોત !

દાદર ઉતરીને ઠેઠ ભોંયતળીયે જતાંસુધીમાં ' હવે શું કરવું ' એ વિષે કાલિકાપ્રસાદના વિચાર ચાલુ જ હતા. તેનો નિશ્ચય થતાં જ તેણે બળવંતસિંહના અંગરખાને સ્પર્શ કરીને કહ્યું: " જુઓ, આપણે ઠરાવ્યા મુજબ આપની અને રાજકન્યાની મુલાકાત તો થઇ ચૂકી અને તેનો અભિપ્રાય કેવો છે તે પણ તેના પોતાના જ મ્હોંએથી આપે જાણી લીધું. હવે ફક્ત તેના પિતાએ મારા હાથમાં સોંપેલો ખજાનો આપને દેખાડવાનો છે. તે જોવાને આપ પધારો છો ને ? "

" હા ચાલો." બળવંતસિંહ બોલ્યો: " હું તૈયાર જ છું."

કાલિકાપ્રસાદે ત્યાં ઉભેલા ચાકરના કાનમાં કાંઇક કહ્યું, પણ તે બળવંતસિંહના લક્ષમાં આવ્યું નહિ કારણકે તે આગળ હતો. ચાકર ચાલ્યો ગયો એટલે કાલિકાપ્રસાદ આગળ થયો અને દાદર પાસેની દિવાલમાંનું એક ગુપ્ત દ્વાર ઉઘાડીને બોલ્યો: " મારી પાછળ પાછળ ચાલ્યા આવો અને અંદર આવો એટલે તે દ્વાર બંધ કરી દેજો."

અહીં કાંઇ પણ દગો હોવો જોઈએ, એવી શંકા ક્ષણમાત્ર બળવંતસિંહના મનમાં આવી; પરન્તુ તે સ્વભાવે જ ધૈર્યવાન્ હોવાથી જરા પણ ડર્યા વિના અંદર પેઠો અને પોતાની પાછળનું દ્વાર બંધ કરી વાળ્યું. તે સાથે જ અંદર સર્વત્ર અંધકાર ફેલાઇ ગયો.

" જરાએ બીધા વિના આ દાદરવડે નીચે ઉતરો. પગથીયાં બધાંએ સરખાં અને મજબૂત છે એટલે પડવા—બડવાની ધાસ્તી નથી. હું હમણાં જ દીવો લઇ આવું છું." કાલિકાપ્રસાદ બોલ્યો.

બળવંતસિંહ હળવે હળવે નીચે ઉતરવા લાગ્યો. પગથીયાં પૂરાં થતાં તે અંધકારમાં તેવી જ રીતે આગળ ચાલતાં તેણે સહજ પોતાના

હાથ લંબાવ્યા, તે ઉપરથી તેને માલૂમ પડયું કે એ રસ્તો લગભગ બે-અઢી હાથ જેટલો જ પહોળો હતો અને તેની બન્ને બાજુની ભીંતો પત્થરથી બાંધેલી હતી. તે માર્ગ કાલિકાપ્રસાદના હમેશના અનુભવનો હોવાથી તે ઉતાવળો ચાલ્યો ગયો એવું તેના પગરવ ઉપરથી બળવંતસિંહ સમજી શક્યો.

એટલામાં કાંઇ પણ લોખંડનો જડ પદાર્થ પોતાની પાછળની બાજુએ ધીમે ધીમે નીચે ઉતરતો બળવંતસિંહના જોવામાં આવ્યો. તે પદાર્થ નીચે ઉતરતાં થતો કચડડાટ હજી તો તે ભોંયરામાં ગાજી રહ્યો હતો, એટલામાં સામેની બાજુએ પણ એવો જ લોખંડનો જડ પદાર્થ નીચે ઉતરતો નજરે પડયો.

“ વિશ્વાસઘાત ! દગો !” એટલા જ અક્ષરો માત્ર બળવંતસિંહના મુખમાંથી બહાર નીકળ્યા. તુરત જ તેણે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી, પણ રસ્તામાં એક મોટો લોખંડના સળીયાવાળો દરવાજો આડો આવવાથી તેનો રસ્તો બંધ થયો હતો. પાછા ફરવાનો રસ્તો હવે રહ્યો છે કે નહિ તે જોવાને તે પાછો ફર્યો, પણ થોડાં પગલાં આગળ જતાં ત્યાં પણ એવો જ લોખંડનો દરવાજો ભીડી લેવામાં આવેલો તેના જોવામાં આવ્યો.

પોતે કેદમાં પડ્યો છે, એટલું જ નહિ, પણ એક નાના પીંજરામાં પુરાયો છે એવી તેની ખાત્રી થઇ. તે ગભરાઇ ગયો. જાણે કે તેના ભયમાં વધારો કરવાનું હજી પૂરૂં થયું ન હોય તેવી રીતે કાલિકાપ્રસાદના ગંભીર વાણીથી ઉચ્ચરાએલા શબ્દો તેના કાન સાથે અથડાયા કે: “ આ પણ એક **કાલિકાને બળિદાન !** ”

આ શબ્દો તે ભોંયરામાં જાણે કે અનેક વ્યક્તિઓના મુખમાંથી બહાર પડતા ન હોય તેવી રીતે છેવટના શબ્દનો પ્રતિધ્વનિ “ બળિદાન, બળિદાન, બળિદાન, બળિદાન ” એ પ્રમાણે ઉત્તરોત્તર ઓછો સ્પષ્ટ સંભળાતો કેટલીક વાર સુધી ચાલુ જ રહ્યો.

પછી દૂરનો એક દરવાજો ઉઘડતો હોય તેવો અવાજ તેને કાને પડ્યો. પુનઃ તે દરવાજો બંધ થયો અને તેનો અવાજ પણ તેના કાન સાથે અફળાયો ! તેનો પ્રતિધ્વનિ ધીમે ધીમે ઓછો થતો ચાલ્યો અને જ્યાં ત્યાં સર્વત્ર શાન્તતા તથા અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું !



## પ્રકરણ ૧૫ મું.

### સપડાયો અને બચ્યો !

જોકે બળવંતસિંહ અત્યંત ધૈર્યવાન હતો, તોપણ હાલના ભયંકર પ્રસંગથી—અને તેમાં પણ કાલિકાપ્રસાદે ઉચ્ચારેલા ભયંકર શબ્દો સાંભળવાથી તેનું અંગ ભીતિથી કંડુગાર બની ગયું, અને તેમાંથી પ્રસ્વેદની ધારાઓ છૂટવા લાગી. "કાલિકાને બળિદાન" એ શબ્દોનો અર્થ શું હશે, એ જોકે હજીસુધી તેને સંપૂર્ણ રીતે માલૂમ નહોતું, તોપણ એ જ શબ્દો પૂર્વે એક વાર એવા જ પ્રસંગે તેણે સાંભળ્યા હતા, અને તે શબ્દો સાંભળતાં જ લતિકાદેવીએ કેવી ચીસ નાંખી હતી અને પુનઃ જ્યારે પોતે તે શબ્દો ઉચ્ચારતો હતો ત્યારે તે કેટલી ભયગ્રસ્ત થઈ જતી હતી, એ સર્વે પ્રસંગોનું તેને આ વખતે એકદમ સ્મરણ થવા લાગ્યું. કાલિકાપ્રસાદે ઉચ્ચારેલા જે ભયંકર શબ્દો અત્યારે તેના કાનમાં ગણગણી રહ્યા હતા, તેવા જ પ્રકારના શબ્દો વીરોત્તમની છાવણી પાસેના દેવાલયમાં તેના સાંભળવામાં આવ્યા હતા, એ ઉપરથી તે દેવાલયમાં મ્હોં ઢાંકીને ઉભેલો લતિકાદેવીને ઉંચકીને લઈ જનારો અને પોતે જેને એક મુક્કો મારીને ભોંયે પાડી દીધો હતો તે માણસ કાલિકાપ્રસાદ જ હોવો જોઇએ એવો તેના મગજમાં તર્ક ઉઠી આવ્યો; પરંતુ તે ભયંકર શબ્દોનો હેતુ શો હોવો જોઇએ, બળિદાન કઈ રીતે દેવાતું હશે, ક્યાં દેવાતું હશે, વગેરે બાબતોની કાંઇ પણ કલ્પના તે કરી શક્યો નહિ ! આ પ્રકારના અનેક વિચારો તે બંદીખાનામાં પડ્યો ત્યારથી તેના મગજમાં ઉઠ્યા કરતા હતા.

તે નાના પીંજરામાં તે આમથી તેમ વિચાર કરતો ફરતો હતો. જે મકાનના ભોંયરામાં તે પુરાયો હતો તે મકાન કોનું હશે, ક્યાં આવેલું હશે તેની તેને બિલકુલ ખબર નહોતી. પોતાની ભયંકર સ્થિતિ થશે, પણ તે સ્થિતિ કેવી થશે, તે વિષે પણ તે કશું જાણતો નહોતો. પોતા ઉપર ગમે તેવો પ્રસંગ આવે, પરન્તુ તે ધીરજથી વેઠી લેવો એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો; અથવા તો એવો નિશ્ચય કર્યા વિના તેનો છૂટકો જ નહોતો એમ પણ કહી શકાય. તે નીતિમાન્ અને ધૈર્યશીલ હતો ખરો, પરન્તુ અત્યારના પ્રસંગમાં તે બન્ને ગુણોનો કશો ઉપયોગ થઈ શકે તેમ નહોતું. ભોંયરામાં સર્વત્ર શૂન્યતા વ્યાપી રહેલી હતી. કાલિકાપ્રસાદ જોકે ત્યાંથી ચાલ્યો ગયો હતો, તોપણ તે ત્યાં પાછો તો અવશ્ય આવવાનો જ હતો. પણ તે ક્યારે આવવાનો હશે ? તે

આવે ત્યાંસુધીમાં બળવંતસિંહ નાસી જઇ શકે ખરો કે નહિ ?

પોતાની બન્ને બાજુએ આવેલા લોખંડી દરવાજા ઉંચકી શકાય છે કે નહિ તે જોવાનો બળવંતસિંહે પ્રયત્ન કર્યો. તે દરવાજા ઘણા જ ભારે અને મજબૂત હતા અને તે ઉપરાંત બન્ને બાજુએ આવેલી ભીંતોની સાથે જડી લીધા હોય તેવા જોવામાં આવતા હતા. દરવાજાના સળીયાપર જરા ઉંચે ચડીને તેણે જોયું તો તેને માલૂમ પડ્યું કે ઉપરની પત્થરની છતમાંથી તે દરવાજો નીચે ઉતારવામાં આવ્યો છે અને તે લગભગ પાંચ-છ હાથ જેટલો ઉંચો છે. દરવાજો ઉંચકવાને તેણે પોતાના શરીરમાંનું સઘળું બળ ખરચી જોયું, પણ તે વ્યર્થ જ નીવડ્યું ! હવે તે સરાસરી ચાર હાથ ચોરસ જગ્યામાં જ ગોંધાઈ રહ્યો હતો ! તેની બે બાજુએ પત્થરની બાંધેલી દિવાલો હતી અને બે બાજુએ લોખંડના સળીયાવાળા દરવાજા હતા ! !

પુનઃ એક વાર બળવંતસિંહ સ્વસ્થ ઉભો રહ્યો. રાજપૂતસ્થાનમાં પગ મેલ્યો ત્યારથી જોએલા વિલક્ષણ બનાવો તેને સાંભરવા લાગ્યા. અલકકુમારી, શ્યામગઢનું ભોંયરૂં, જમની, લતિકાદેવી, કાલિકાપ્રસાદ, રાજકન્યા ચંદ્રપ્રભા, અને એ સૌની સાથે સંબંધ ધરાવનારો વિલક્ષણ પ્રકાર એ સઘળું તેની આંખો સામે આવીને ઉભું રહ્યું. ઘડી ઉપર ઘડી વીતી જવા લાગી. તે વખતે તેના મનમાં એમ પણ લાગ્યું કે કદાચ એ જ ઠેકાણે પોતાને ભૂખે મારી નાંખીને કાલિકાને બળિદાન દેવાનો કાલિકાપ્રસાદનો વિચાર હશે !

પણ શું એવું થયું હોત ? ભૂખ અને તરસથી રીબાવીને તેને શું મારી નાંખવામાં આવત ? ના, ના ! એ પ્રકારનું રાક્ષસી અઘોર કૃત્ય મનુષ્ય પ્રાણીના હાથથી થાય શું ? પણ એવી રીતે જો મરણ નીપજાવવામાં આવે, તો તે બળિદાન કાલિકાને કેવી રીતે પહોંચે ? અને કાલિકાપ્રસાદ તો એવું જ બોલ્યો હતો કે "આ પણ કાલિકાને બળિદાન !" પણ આટલા વખતમાં કોઇ પણ માણસ તેની પાસે આવે નહિ, એ શું ચમત્કાર ન કહેવાય ? આ વખતે રાત્રિ પડી ગઇ હોવી જોઇએ એવું બળવંતસિંહને લાગ્યું અને એક રીતે એ ઠીક હતું, કારણકે તે અંધીયાર જગ્યામાં ટાઢી હવા આવવાથી ગરમીનો ત્રાસ તેને વેઠવો પડતો નહોતો ! પણ સાંભળો, આ કોઇનો પગરવ સંભળાવા લાગ્યો ! તે તો કાલિકાપ્રસાદ જ ! પણ તેની સાથે વળી બીજું કોણ હશે ?

એક-બે-ત્રણ-ચાર-પાંચ-છ ! ઓહો ! આટલા બધા માણસો કોણ જાણે શામાટે આવતા હશે ! ભોંયરામાં તે આવનારાઓના

પગનો અવાજ ઘુમી રહેતો હોવાથી આવનારાઓની સંખ્યા કેટલી હશે તેનું અનુમાન કરી શકાતું નહોતું. એટલામાં પીંજરાનું દ્વાર ઉંચકાયું અને તે સઘળા એકદમ તેની ઉપર તૂટી પડયા. તેઓએ શરીરે બખ્તર પહેર્યાં હતાં એટલે બળવંતસિંહની તલવારની તેમને બિલકુલ પરવા નહોતી. તેઓમાંના એકે તેની તલવાર ઝુંટવી લીધી અને બીજા બે જણાઓએ તેને મજબૂત રીતે પકડી લીધો. બીજા એક બે જણાઓએ તેમને મદદ કરીને બળવંતસિંહના હાથપગ જેમ તેમ બાંધી વાળ્યા. પછી સૌએ મળીને બળવંતસિંહને ઉંચક્યો લીધો અને તેઓ સૌ કાલિકાપ્રસાદની પાછળ પાછળ ચાલવા લાગ્યા. છેવટે તે ભોંયરૂં પૂરૂં થયું અને એક દરવાજામાં થઇને તે સઘળા બહાર નીકળ્યા. બહાર પણ અત્યારે સર્વત્ર અંધકાર જ વ્યાપેલો હતો, એટલે ભોંયરામાંથી પોતે ક્યાં આગળ બહાર નીકળ્યો તે બળવંતસિંહના સમજવામાં આવ્યું નહિ!

બળવંતસિંહને ઉંચક્યો ત્યારથી તે સઘળા જણ જોકે બહુ ઉતાવળથી ભોંયરાના બીજી બાજુના મ્હોં તરફ જતા હતા, તોપણ તેઓને ત્યાં આગળ પહોંચતાં લગભગ પોણી ઘડી થઈ હતી. આ ઉપરથી બળવંતસિંહે સહજ અનુમાન કર્યું કે એ ભોંયરૂં લગભગ અર્ધા ગાઉ જેટલું લાંબું હોવું જોઇએ. બળવંતસિંહને સાચવનારાઓ અંધકારમાં ઉભા હતા એટલામાં કોઇ બોલ્યું: "આ તો બહુ જ મોડું થઇ ગયું. રૂપાનો ઘંટ વાગ્યાને પણ બહુ વખત વીતી ગયો."

"હા, મોડું તો થયું જ!" એ કાલિકાપ્રસાદના શબ્દો બળવંતસિંહને કાને પડયા. "વારૂ, હવે ચાલો આપણા કામે લાગો." ગંભીર વાણીથી કાલિકાપ્રસાદે પોતાના સેવકોને હુકમ કર્યો.

એટલામાં હાથમાં મશાલો લઇને ઉતાવળે ઉતાવળે એક જ બાજુએ જતા કેટલાક માણસો બળવંતસિંહના જોવામાં આવ્યા. 'રૂપાનો ઘંટ વાગ્યો' એનો અર્થ શું અને આ સઘળા લોકો કઇ બાજુએ જતા હશે? પોતાનું બળિદાન દેવાનો સમય નજીક જ આવી પહોંચ્યો કે શું? એવા વિચારો તેના મગજમાં ઘોળાયા કરતા હતા, એટલામાં તેના રક્ષકોએ તેને પુનઃ ઉંચક્યો અને એક મોટો દરવાજો ઉઘાડીને તેઓ બહાર નીકળ્યા. ત્યાં આગળ તેણે ઘોડાના ખોંખારા સાંભળ્યા અને ઘોડાઓની ગંધ પણ આવવા લાગી. પાંચ છ ઘોડાને આગળ લાવવામાં આવ્યા જેમાંના એક ઉપર બળવંતસિંહને બેસારીને તેના પગ ઘોડાના પેધડા સાથે બાંધી લીધા. બંધ ઠીક બાંધ્યા હતા એટલે જોકે તેને ઘોડાપર બેસતાં ઇજા થતી નહોતી, તોપણ તેમાંથી છૂટીને નાસી જવાય નહિ એવી રીતે તે મજબૂત પણ બાંધવામાં આવ્યા

હતા. પછી તેના રક્ષકો પણ ઘોડાપર બેઠા. બળવંતસિંહના ઘોડાને બે લગામો રાખવામાં આવી હતી અને તે બન્ને બે સ્વાંરો હાથમાં પકડીને તેની બાજુએ ચાલતા હતા.

આવી સ્થિતિમાં પણ એક વાર બળવંતસિંહ ખુલ્લા મેદાનમાં આવ્યો એટલે તેનામાં ઘણી હિંમત આવી. જ્યાંસુધી તે ભોંયરામાં હતો, ત્યાંસુધી શત્રુના હાથમાંથી છૂટવાનું તેને માટે કેવળ અશક્ય હતું, પણ આવા છુટા મેદાનમાં જો કાંઈક યુક્તિ કે લુચ્ચાઈ કરવામાં આવે તો કદાચ પોતાનો છુટકો પણ થાય એવી કલ્પના તેના મગજમાં ધીમે ધીમે આવવા લાગી અને કિંચિત્ આશ્વાસન મળ્યું.

આ વખતે બળવંતસિંહની સ્થિતિ કેવી હતી તે સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. તેને જે વખતે પકડવામાં આવ્યો, તે વખતે બાંધવામાં આવેલા તેના હાથ પગ હજીસુધી તેમ ને તેમ જ હતા, પરન્તુ એક ભગવી કફની તેના શરીર ઉપર પહેરાવવામાં આવી હોવાથી તેના બન્ને હાથ ઢંકાઇ ગયા હતા; તેવી જ રીતે કપડાનું એક મ્હોં-ઢાંકણુ તેના મ્હોં ઉપર નાંખી દેવામાં આવ્યું હોવાથી તેની મુખમુદ્રા ઉપર થતા ફેરફારો જોઇ શકાતા નહોતા. ઘોડાના પેટ નીચે એક દોરી વડે તેના પગ પેઘડા સાથે બાંધી લેવામાં આવ્યા હતા. તેવી જ રીતે તેની બન્ને બાજુએ હથીયારબંધ અને બખ્તરવાળા ચાર ચાર ઘોડે-સ્વારો ચાલતા હતા. તે ઘોડેસ્વારો એટલા પાસે ચાલતા હતા કે જો બળવંતસિંહ છૂટવાનો જરા પણ પ્રયત્ન કરવા લાગે તો તે તુરત જ તેઓના લક્ષમાં આવી ગયા વિના રહે નહિ.

પછી આ નાની સ્વારીએ જંગલમાં પ્રવેશ કર્યો. પવનથી ડોલતાં વૃક્ષોનાં પાંદડાના અવાજ ઉપરથી બળવંતસિંહ જાણી શક્યો કે હવે પોતે જંગલમાં મુસાફરી કરવા માંડી છે. પોતાના હાથ છૂટા થવા પામે તો ઠીક, એવો તેણે વિચાર કર્યો અને અવઘડીએક તેવો પ્રયત્ન ચાલુ રાખવાથી તેના હાથે બાંધેલી દોરીઓ ઢીલી પડી ગઈ; પછી તેણે હળવેથી પોતાના હાથ છૂટા કરી વાળ્યા. જોકે હજી તેના પગ બાંધેલા જ હતા, તોપણ હાથ છૂટા થવાથી જાણે કે પોતાનો અર્ધો છૂટકારો થઈ ગયો હોય એવું તેને લાગ્યું !

હાથ છૂટા થતાં જ તેણે પોતાના દાંતવડે ચાવી ચાવીને મ્હોં ઉપરના મ્હોંઢાંકણને એક નાનું છિદ્ર પાડયું અને તેમાં થઇને તેણે જોવા માંડ્યું. અત્યારે પોતે કયે સ્થળે આવેલો છે, પોતાની સાથે કેટલા પેહેરેગીરો છે, તેમ જ તેમની પાસે કેવાં અને કેટલાં હથીયારો છે, વગેરે બાબતો તેણે બારીકાઈથી જોઇ લીધી. પોતાના ઘોડાની

બન્ને લગામો ખુદ કાલિકાપ્રસાદના હાથમાં જ છે અને દરેક બાજુએ ચાર ચાર હથિયારબંધ ઘોડેસ્વારો ભારે ખબરદારીથી ચાલી રહ્યા છે એવું તેને માલૂમ પડ્યું.

આખે શરીરે બખ્તર પહેરેલા અને મ્હોંઢાંકણથી મ્હોંને છુપાવીને ચાલતા ઘોડેસ્વારો પોતાને લઇ જાય છે એવું ધ્યાનમાં આવતાં જ, પૂર્વે ઘરધણીએ કહેલી ત્રણ અદૃશ્ય થએલા મજુર ભાઇઓની વાતનું તેને સ્મરણ થઇ આવ્યું. એ ઉપરથી જે સ્થળે પોતાને કેદ કરવામાં આવ્યો હતો તે સ્થળ ' પુણ્યમંદિર ' અથવા ' સુવર્ણમંદિર' એ બેમાંનું એક હોવું જોઇએ એવું તેણે અનુમાન કર્યું. તોપણ તેણે દેવી સરોજિનીની જે કીર્તિ સાંભળી હતી તે ઉપરથી તેના મકાનમાં આવું અઘોર કૃત્ય બને એવી તેના મનની ખાત્રી થઇ નહિ ! તોપણ બાર વર્ષ પહેલાં જે ત્રણ મજુર ભાઈઓની સ્થિતિ થઇ હતી, તે જ સ્થિતિ આજે પોતાની પણ થવાની છે એવું તો તેના સમજવામાં આવી ગયું અને એક વાર ફરીથી તે ગભરાટથી કમ્પી ઉઠયો.

આ ગાઢ અંધકારનો લાભ લઇને પોતાથી બને તેટલો પ્રયત્ન કરીને નાસી જવાનો હવે તેણે દઢ વિચાર કર્યો; પણ તે સાથે એટલું પણ તેના ધ્યાનમાં હતું કે જો પોતાની થોડી પણ હીલચાલ તેઓના ધ્યાનમાં આવી ગઇ તો તે આઠે સ્વારોની તલવારો એકદમ પોતાના શરીર ઉપર પડયા વિના રહેશે નહિ ! ' થોડે છેટે ઝાડી આવશે અને ત્યાં પહોંચતાં જરા હાથ પગ હલાવીને છૂટા થઇ તક મળતાં ઝાડીમાં છુપાઈ રહેવામાં બહુ મુસ્કેલી પડશે નહિ, ' એવો વિચાર કરીને તેણે હળવેથી પોતાના એક પગની દોરી એક હાથવડે છોડી નાંખી. તેવી જ રીતે બીજા પગને પણ છૂટો કર્યો. એટલામાં તો સઘળાએ ઝાડીમાં દાખલ થયા.

હવે તેણે વિચાર કર્યો કે પોતાના મ્હોંપરનું મ્હોંઢાંકણુ એકદમ દૂર ફેંકી દઇ શકાશે કે નહિ. આટલી તૈયારી થતાં જ કાલિકાપ્રસાદનું લક્ષ બીજી તરફ ગએલું જોઇને તેણે તે મ્હોંઢાંકણુ મ્હોં ઉપરથી કાઢી નાંખ્યું અને જોરથી તે કાલિકાપ્રસાદના હાથપર માર્યું. તે સાથે જ તેના હાથમાંથી લગામો છૂટી ગઈ અને તુરત તે પોતાના હાથમાં લઇને પોતાના ઘોડાને તેણે એકદમ દોડાવી મેલ્યો !

આ સાહસિક કાર્ય બળવંતસિંહે આટલી થોડી વારમાં કેવી રીતે કર્યું, તે માટે તે સઘળાઓને ક્ષણભર મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું; તોપણ તેઓએ એકદમ તેની પૂંઠ પકડી. કાલિકાપ્રસાદ તો બહુ જ ચ્હીડાઇ ગયો હતો અને તેને પકડવાને સ્વારોને ઉત્તેજન દેતો હતો. તેને

પકડનારને મોટાં ઇનામો મળશે એવી તેણે તેમને લાલચો બતાવવા માંડી.

બળવંતસિંહનો ઘોડો અંધકારમાં ચારે પગે ઉછળતો દોડતો હતો, એવામાં તેને એક પત્થરની ઠોકર વાગી એટલે તેનાથી આગળ ચાલવાનું અશક્ય થઇ પડ્યું. હવે ઘોડાપર બેસવામાં બળવંતસિંહને કશો લાભ જણાયો નહિ એટલે તે નીચે ઉતર્યો, પણ એટલામાં તો ઘોડેસ્વારો આવી પહોંચ્યા અને તેને ઘેરી લીધો. બળવંતસિંહ જમીન પર એકલો જ છે, એ જોતાં જ તેને પકડવાને સૌ એકદમ ઘોડાપરથી નીચે ઉતરી પડયા. પુનઃ બળવંતસિંહપર ભયંકર પ્રસંગ આવી પડ્યો, જેમાંથી છૂટવાને તેની પાસે એક શસ્ત્ર પણ નહોતું!

પણ એ જ ક્ષણે–એટલે બળવંતસિંહની નિરાશાની જ ક્ષણે–નજીકમાં જ તે તરફ આવતા ઘોડેસ્વારોના ડાબલાનો અવાજ સૌને કાને પડ્યો. જે દિશાએ બળવંતસિંહને લઈ જવાનો હતો તે જ દિશામાંથી ઘોડેસ્વારો સામે આવતા હતા, એટલે કાલિકાપ્રસાદ સંતપ્ત થઇને ઉતાવળે બોલ્યો: "પકડો જલ્દી એ હરામખોરને, અને તેને એકદમ બાંધી લ્યો, નહિતો કદાચ તેને મદદ મળી જશે!"

બળવંતસિંહે પણ હિંમત ધરીને એક વાર ફરીથી પોતાના શત્રુના હાથમાંથી નાસી છૂટવાનો નિશ્ચય કર્યો અને ઘોડેસ્વારોમાંના બે જણને જોરથી ધક્કો મારીને જે દિશાએથી ઘોડાના ડાબલાનો અવાજ આવતો હતો તે તરફ તે નાસી છૂટ્યો! સ્વારો તેની પાછળ પડ્યા, અને બહુ વખત સુધી ભૂખ્યો હોવાથી બળવંતસિંહના પગ થાકી ગયા એટલે તુરત જ તે સ્વારોને હાથે પકડાઈ ગયો!

"હવે જો એ કાંઈ મસ્તી કરે, તો તેનું ડોકું જ એકદમ છટકાવી નાંખજો." કાલિકાપ્રસાદ બોલ્યો.

પારધીઓએ ઘેરેલો સિંહ જ્યારે છેડાય છે, ત્યારે જેમ તે પોતાના જીવની પણ દરકાર કરતો નથી પણ પોતાના શત્રુ ઉપર એકદમ તરાપ મારે છે, તેવી જ રીતે બળવંતસિંહે એક સ્વારના શરીર પર એકદમ હલ્લો કરીને તેના હાથમાંની ખુલ્લી તલવાર ઝુંટવી લીધી. તલવાર હાથમાં આવતાં જ બળવંતસિંહમાં બમણું જોર આવ્યું, અને તેણે બરાબર ધ્યાન રાખીને એક ઘોડેસ્વારના બખ્તરના સાંધા ઉપર જ બરાબર ઘા મારીને તેનો હાથ ખભા આગળથી તોડી નાંખ્યો. તેની તલવાર એવી રીતે જ ફરવા લાગી કે તેના શરીરપર શત્રુનું હથિયાર આવે તે પહેલાં તો તે પોતાની તલવારને શત્રુની તલવાર સામે અફાળતો, એટલે કાંતો શત્રુ ઘા ચૂકી જતો, અથવા તલવારો અથડાતી, કિંવા શત્રુના બખ્તર ઉપર ઘા પડતો! એટલામાં કાલિકા-

ાસાદે પોતાનો ઘોડો બાજુએ કાઢ્યો, એટલે તેની સાથેના સ્વારોએ ાણુ હળવે હળવે તેની પાછળ જવાનો પ્રારંભ કર્યો, કારણકે તે દેશાએ આવતી ઘોડેસ્વારોની ટોળી કેવળ નજીકમાં જ આવી પુહોંચી હતી.

પોતાનો સંપૂર્ણ રીતે છુટકારો થએલો જોઇને બળવંતસિંહને જે આનંદ થયો, તેનું વર્ણન આ કલમ કરી શકતી નથી! તે નિશ્ચિંતપણે ઉચ્શ્વાસ લેતો હતો, એટલામાં પચાસ ઘોડેસ્વારોની ટોળીએ તેને ઘેરી લીધો. એ ટોળીમાંનો મુખ્ય સ્વાર બહુ ઉમદા માણસ હતો. તેણે બળવંતસિંહને જોતાં જ તેના પોશાક અને મુખમુદ્રા ઉપરથી તે કોઈ ઉંચા કુળનો માણુસ હોવો જોઇએ એવું સહજ અનુમાન કર્યું. આ મોટા માણુસને ઘણું કરીને લુંટારાઓએ પકડ્યો હોવો જોઇએ અને તે તેઓના હાથમાંથી મોટા શૌર્યથી છૂટ્યો હોવો જોઇએ, એવું તે મુખ્ય ઘોડેસ્વારે માન્યું.

"તે હરામખોરો મારો ઘોડો પણ લેઈ ગયા કે શું?" બળવંતસિંહ આસપાસ પોતાનો ઘોડો નહિ જોવાથી બોલી ઉઠ્યો.

"હા; પણ આપ હવે ક્યાં જવાના છો?" મુખ્ય ઘોડેસ્વારે બળવંતસિંહને પૂછ્યું.

"મારે સંગમપુર જવું છે." બળવંતસિંહે ઉત્તર આપ્યો.

"વાહ! ઠીક થયું! અમારે પણ ત્યાં જ જવું છે." તે ઘોડેસ્વાર બોલ્યો: "આપણે માત્ર બે ઘડીમાં હવે સંગમપુર પહોંચી જઇશું. અત્યારે મધરાત થઇ ચૂકી છે અને આખા દિવસની મુસાફરીથી અમે સઘળા પણ થાકી ગયા છીએ. અમારી પાસે કેટલાક વધારાના ઘોડા છે, તેમાંના એક ઉપર બેસીને આપ અમારી સાથે ચાલો, એટલે આપ સુરક્ષિતપણે આપને મુકામે પહોંચી જઇ શકશો."

"આપનો મારા પર બહુ જ ઉપકાર થયો છે." બળવંતસિંહ બોલ્યો: "હું ગુર્જરેશ્વર વીરધવળ મહારાજનો પ્રતિનિધિ છું, એટલું જ અત્યારે તો હું આપને કહું છું."

"ત્યારે હું પણ સુંદરગઢનો સરદાર છું અને મારૂં નામ શૂરસેન છે." પેલા મુખ્ય ઘોડેસ્વારે કહ્યું.

"આપનો મેળાપ થઇ ગયો, એ હું મારૂં મોટું ભાગ્ય સમજું છું. મેં આપની કીર્તિ આ પ્રદેશમાં બહુ સાંભળી છે." એક સ્વારે આણેલા ઘોડા ઉપર બેસતાં બળવંતસિંહ બોલ્યો: "કેટલાક દિવસ પહેલાં હું જ્યારે આ પ્રદેશમાં આવ્યો, ત્યારે શ્યામગઢ નજીકના અરણ્યમાં રહેતા એક સજ્જનસીંગ નામના વનરક્ષકની ઝુંપડીમાં હું

કેટલોક વખત રોકાયો હતો. તેણે આપની યોગ્યતાનું મારી પાસે બહુ જ વર્ણન કર્યું હતું."

"તે વૃદ્ધ પુરૂષ બહુ ભલો માણસ છે." શૂરસેન બોલ્યો: "વારૂ, પણ આપણે હવે ઘોડાને જરા ઉતાવળા ચલાવવા જોઇએ, નહિ-તો નકામું મોડું થશે."

આ વખતે ચંદ્રોદય થયો હતો અને ચંદ્ર ધીમે ધીમે ક્ષિતિજમાં આવી ગયો હતો જેથી માર્ગમાં આછો આછો પ્રકાશ પડતો હતો. સરદાર શૂરસેને ઘોડાને જરા ઉતાવળે ચલાવ્યો, એટલે બળવંત-સિંહે પણ ઘોડાને જરા દબાવ્યો, અને તે સાથે આખું મંડળ ઉતાવળે પ્રવાસ કરવા લાગ્યું.

શૂરસિંહ સાથે થએલા સંભાષણ ઉપરથી પોતે સંગમપુરથી માત્ર બે ઘડીના પ્રવાસ જેટલે જ દૂર આવ્યો છે, એ વાત બળવંત-સિંહને બહુ જ ચમત્કારિક લાગી; અને તે ઉપરથી બપોરે રાજકન્યાની મુલાકાતે જતાં કાલિકાપ્રસાદે પોતાને નકામો બહુ જ ભ્રમાવ્યો હતો એવો તેને જે સંશય પડ્યો હતો, તે સંશયને આ ઉપરથી ટેકો મળ્યો.

ઘડી દોઢ ઘડીના પ્રવાસ પછી 'સુવર્ણમંદિર' દેખાવા લાગ્યું અને થોડેક આગળ જતાં તો 'પુણ્યમંદિર' પણ પોતાના ભવ્ય સ્વ-રૂપનું દર્શન કરાવવા લાગ્યું. "એ પરોપકારી બાઈ સરોજિનીની એક વાર મુલાકાત લઇને તેની સાથે ઓળખાણ કરવી જોઇએ" એવું બળવંતસિંહે પોતાના મનમાં વિચાર્યું. પુણ્યમંદિરની પાસે આવતાં જ તેની ચિત્તવૃત્તિ ક્ષુબ્ધ થઈ ગઇ, પણ એવું શાથી થઈ ગયું, તે તેના સમજવામાં આવ્યું નહિ!

અધઘડીમાં તો સૌએ સંગમપુરમાં પ્રવેશ પણ કર્યો. સરદાર શૂરસેન પણ સભામાં ભાગ લેવાને જ આવ્યો હતો, એટલું જ નહિ પણ બળવંતસિંહ જે મકાનમાં ઉતર્યો હતો, તે જ મકાનમાં તે પણ ઉતરવાનો હતો, એ જોઇને બળવંતસિંહને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. શહેરની બહાર કેટલાક તંબૂ ઠોકવામાં આવ્યા હતા, તેમાં તેના પ-ચાસ ઘોડેસ્વારોએ આશ્રય લીધો.

આટલી મોડી રાત્રે પોતાનો માલેક પાછો આવ્યો, તેથી તેજ-સીંગ અને દાનસીંગને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું, પણ તે સાથે તેઓને નિરાંત પણ થઇ કારણકે બપોરે બળવંતસિંહ બહાર નીકળ્યો ત્યારે તે પોતાના સેવકોને કંઈ જ કહી ગયો નહોતો, તેથી તેઓ મોટી ચિંતામાં પડ્યા હતા અને પ્રભાત થતાં જ તેની શોધ કરવાને બહાર નીકળવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

# પ્રકરણ ૧૬ મું.

## લતિકાદેવીનો મેળાપ.

આસો વદી આઠેમને દિવસે બપોરે બળવંતસિંહ સુંગમપુરના દક્ષિણ દરવાજે થઇને બહાર નીકળ્યો. તે વખતે તેણે બહુ જ ભભકાદાર પોશાક ધારણ કર્યો હતો, તેમ જ ઘણાં હથિયારો પણ પોતાની સાથે લીધાં હતાં. તેના વદન ઉપર એ વખતે જે તેજ દેખાતું હતું, તે ઉપરથી એ જાણે કે વીરશ્રીનો મૂર્તિમંત અવતાર જ હોયની, એવો ભાસ થતો હતો. તેમ જ તેના વદન ઉપર જે ઉદારતા વ્યક્ત થતી હતી, તે ઉપરથી તો સંકટમાં પડેલો અજાણ્યો માણુસ પણ તેને એકદમ પોતાને સાહાય્ય કરવાને પ્રાર્થના કર્યા વિના રહે નહિ !

શહેરમાંથી બહાર નીકળીને તે એક બૂરજ તરફ જવા લાગ્યો. પણ એટલામાં તો પોતે તે તરફ જવું કે ન જવું તેનો તેના મનમાં વિચાર આવવા લાગ્યો. પોતે જે કામ કરી રહ્યો છે, તેનો પૂર્ણ વિચાર કર્યો છે શું? તેમ જ પોતાનું આ કામ ન્યાયપૂર્વક છે શું? એવી શંકા તેના મગજમાં ઉદ્દભવી.

જેના પૂર્વ ચરિત્રની તેને બિલકુલ ખબર નહોતી, એવી એક અજાણી પરન્તુ સુંદર સ્ત્રીના મોહમાં પડીને તેનો મેળાપ કરવા સારૂ તે તે તરફ જતો હતો. વળી તેના કરતાં પણ વિશેષ ગૂઢ ચરિત્રવાળી એક બીજી સ્ત્રી તરફ તેનું મન આકર્ષાયું હતું અને આજે રાત્રે તેની મુલાકાત લેવાનું પણ તેણે કબૂલ કર્યું હતું! તે બન્નેમાંની કઇ મૂર્તિ પોતાના મનોમંદિરમાં સ્થાપવાને યોગ્ય છે તેનો નિશ્ચય તેને હજી હવે કરવાનો હતો. જે બન્ને સુંદરીઓએ તેને કેવળ મોહમુગ્ધ બનાવી મેલ્યો હતો, તેમાંની એકની મુલાકાત લેવી તે બીજીની અવગણના કરવા બરાબર હતું અને એ વાત તેના ધ્યાનમાં હતી, તોપણ જ્યારે તેણે તે બન્નેને મળવાનું વચન આપ્યું, ત્યારે તેના ચિત્તની વિવેકબુદ્ધિ કેવળ ક્ષીણ થઈ ગઇ હતી, તેથી જ તેણે એ મુલાકાતો લેવાનો ઠરાવ કર્યો હતો, અને કોઇ પણ વાત વિષે એક વાર નિશ્ચય કર્યા પછી પાછા હઠી જવું એવો તેનો સ્વભાવ નહોતો.

એ બન્ને બ્હેનોના સૌંદર્યમાં રહેલી વિચિત્રતા, તેમનું યૌવન, તેમનાં નેત્રોમાં રહેલું અલૌકિક તેજ, તેમની ચપળતા, વગેરે આકર્ષણોથી કોઇનું પણ મન મુગ્ધ થયા વિના રહે નહિ. લતિકાદેવીનો રમ્ય ગૌર વર્ણ અને જમનીનો કૃષ્ણ વર્ણ: એથી પ્રત્યેકના સૌંદર્યમાં

કાંઈ જૂદા જૂદા પ્રકારની મોહકતાનો ભાસ થતો હતો. લતિકાદેવીના સૌંદર્યમાં મોહી પડીને તેના મુખમાંના એક અક્ષરને માટે પણ મોટા રાજ્યના જેવા ઐહિક સુખને ત્યજી દેવાને કોઈ તૈયાર થઇ જાય, ત્યારે જમનીના મુખમાંના એક શબ્દને માટે તો કોઇ પ્રત્યક્ષ સ્વર્ગસુખને પણ ગણકારે નહિ ! આ પ્રકારનું વિલક્ષણ મોહકપણું એ બન્ને સુંદરીઓના સ્વરૂપમાં ભરેલું હતું !

લતિકાદેવીની મુલાકાત લેવાનું એક બીજું પણ કારણ હતું. બળવંતસિંહે તેને જે પ્રસંગમાંથી છોડાવી હતી, તે પ્રસંગ બહુ જ ભયંકર હતો અને તેથી કોમળ મનની સ્ત્રીઓ ઉપર તેનું ભયંકર પરિણામ થવાનો સંભવ હતો; તેથી બળવંતસિંહને તેની આગલી હકીકત સાંભળવાની તીવ્ર ઉત્કંઠા હતી અને તે ભયંકર પ્રસંગથી તેની પ્રકૃતિપર કાંઈ પરિણામ થયું કે કેમ એ જાણવાની તેની ઇચ્છા પણ સ્વાભાવિક હતી. વળી ફરીથી મુલાકાત લેવાની ઇચ્છા પોતે દર્શાવતાં જ લતિકાદેવીએ પોતાના મંજુલ સ્વરથી આ મુલાકાતની વેળા નક્કી કરી હતી; એટલે તે વેળાએ બરાબર જઈ પહોંચીને તેની પ્રકૃતિ જોવાનો પ્રસંગ મેળવી લેવો એ પણ તેનો હેતુ હતો.

જમનીની મુલાકાત પણ આજે જ લેવાનું ઠર્યું હતું, તે પ્રસંગ શું ટાળી શકાય તેવો નહોતો ? ના, તે પ્રસંગને બળવંતસિંહ ટાળી શકે તેમ નહોતું જ, કારણકે જમનીએ વીરોત્તમની છાવણીમાં તેનું ઉત્તમ પ્રકારનું આતિથ્ય કર્યું હતું અને થોડાએક વધારે દિવસ રોકાવાને વિનતિ કરી હતી, પરન્તુ તે વખતે બળવંતસિંહને તેની વિનતિનો અસ્વીકાર કરવો પડયો હતો; અને આ મુલાકાતનો ઠરી ચૂકેલો પ્રસંગ પણ જો તે ટાળી દે, તો એ સુંદરીના મનમાં બળવંતસિંહના સંબંધે બહુ ખરાબ અભિપ્રાય બંધાયા સિવાય રહે નહિ. વળી છાવણીમાંથી નીકળતી વેળાએ બળવંતસિંહે પોતે જ પોતાને 'મિત્ર' તરીકે ઓળખવાનું જમની પાસેથી વચન લીધું હતું, તેથી ઠરાવેલે મુલાકાતને વખતે જમનીની મુલાકાત લેવાનું કાર્ય બળવંતસિંહને માટે અનિવાર્ય હતું.

બળવંતસિંહના મનમાં આ પ્રમાણે વિચારો ઘોળાયા કરતા હતા. લતિકાદેવી આવી પહોંચે ત્યાંસુધી તેની રાહ જોતાં ત્યાં ઉભા રહ્યા સિવાય હવે બીજો માર્ગ જ તેને માટે રહ્યો નહોતો.

એ પ્રમાણે ઉભા રહેવામાં તેને બહુ વખત ગાળવો પડયો નહિ. બરાબર બપોરે સૂર્ય માથે આવવાની વેળાએ અને શહેરનાં દેવાલયોમાં બપોરનાં ચોઘડીઆંના અવાજ કર્ણગોચર થતાંની સાથે

બુરખાથી ઢાંકેલા મુખવાળી એક સ્ત્રી પોતાની તરફ આવી રહી છે એવું બળવંતસિંહની નજરે પડ્યું.

બુરખો પહેરેલો હોવાથી તેનું એક પણ અવયવ બહાર દેખાતું નહોતું, તોપણ તેની હસ્તિનીના જેવી સુંદર ગતિ, તેના નુપૂરનો મંજુલ નાદ, અંગની નાજુકાઇ અને પોતાના હૃદયમાં તે સુંદરીને મળવાની ઉત્કંઠા: એ સઘળા ઉપરથી બળવંતસિંહની ખાત્રી થઈ કે જે સુંદરીની પોતે રાહ જોઇ રહ્યો છે તે સુંદરી તે પોતે જ છે. તેની આ કલ્પના કાંઈ ખોટી નહોતી. તદ્દન નજીક આવતાં જ તેણે પોતાના મ્હોંપરનો બુરખો કાઢી નાંખ્યો, કે તુરત તેની ખાત્રી થઇ કે એ અપ્સરાને પણ લજાવે તેવા સૌંદર્યવાળા લતિકાદેવી જ છે! આ વખતે તેનું અંતઃકરણ સુપ્રસન્ન હોવાથી તેના સૌંદર્યમાં પહેલાં કરતાં ઘણો ફેરફાર પડી ગયો હતો. પહેલાં ભયથી ફિક્કા દેખાતા ગાલ ઉપર અત્યારે ગુલાબી રંગની સુરખી ચડી આવેલી દેખાતી હતી. તે વેળાએ અસ્ત-વ્યસ્ત થએલો કેશગુચ્છ અત્યારે વ્યવસ્થિત કરીને બાંધવામાં આવેલો હતો. તે સમયે ભયથી નિસ્તેજ દેખાતાં નેત્રો અત્યારે આનંદથી તેજસ્વી બનીને અલૌકિક નૃત્ય કરતાં દેખાતાં હતાં.

કોઇ વાર એવું પણ બને છે કે કલ્પનાશક્તિ જાગૃત થવાથી અદૃશ્ય પદાર્થનું પણ માર્મિક વર્ણન સહેજે કરી શકાય છે; પરંતુ તે વર્ણન કરેલો પદાર્થ જ્યારે મૂર્તિમંત બનીને સમીપમાં આવીને ઉભો રહે છે, ત્યારે ચિત્તવૃત્તિ એટલી ક્ષુબ્ધ બની જાય છે કે તેનું યથાર્થ વર્ણન કરવાની મનની શક્તિ કેવળ નષ્ટ થઈ જાય છે! બળવંતસિંહને જો આ વખતે એ સુંદરીનું વર્ણન કરવાનો પ્રસંગ આવ્યો હોત, તો તેના ખરા સ્વરૂપનો એક શતાંશ પણ તેનાથી વર્ણી શકાયો ન હોત, એટલો બધો એ વખતે તે ગુંચવાઇ ગયો હતો.

"લતિકાદેવી!" બળવંતસિંહ બોલ્યો: "તારી અને મારી અહીં પુનઃ મુલાકાત થઇ એ મોટો દૈવયોગ જ સમજવો જોઇએ; ઠરાવેલા દિવસે અને બરાબર ઠરાવેલા વખતે જ તું અહીં આવી, તે માટે મને અતિશય આનંદ ઉત્પન્ન થાય છે."

લતિકાદેવી મધુર સ્વરે વિનયપૂર્વક બોલી: "સરદાર સાહેબ! આપે પુનઃ મને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી, અને મેં તે પૂર્ણ કરવાનું વચન આપ્યું, પછી હું અહીં બરાબર ઠરાવેલે વખતે જ આવી પહોંચું એમાં શું આશ્ચર્ય છે?"

બળવંતસિંહ મનમાં કાંઇક ગુંચવાતો બોલ્યો: "મેં તારા દર્શનની ઇચ્છા કરી હતી ખરી! પણ મેં તે વખતે તારી મુલા-

કાતની ઇચ્છા જો કરી ન હોત, તો જ ઘણું સારું હતું એવું હવે મને જણાય છે.”

લતિકા આશ્ચર્યચકિત બનીને કિંચિત્ દુઃખયુક્ત સ્વરે બોલી: “મહારાજ! મારાથી આપનો કશો અપરાધ થઈ ગયો છે કે શું? જો મારા માટે જ આપને કાંઇ પણ ત્રાસ વેઠવો પડ્યો હોય, તો હું મને પોતાને મોટી અભાગિની સમજીશ. જો કાંઈ ચૂક થઇ ગઈ હોય, તો ક્ષમા—”

“નહિ, નહિ! શું તારે હાથે ચૂક થાય અને વળી તે માટે તું ક્ષમા માંગે છે? લતિકા! તારે એવી શંકા પણ લાવવી નહિ. મારા કથનનુ તાત્પર્ય એટલું જ છે કે આજની આ બીજી મુલાકાતને લીધે વળી ફરીથી ત્રીજી મુલાકાતની ઇચ્છા થશે, ત્રીજી મુલાકાતથી વળી ચોથી–પાંચમી–એવી રીતે પરંપરા થવાથી તે ઇચ્છામાંથી હું મુક્ત થઇ શકીશ નહિ, એવું મને લાગે છે. આપણી આ મુલાકાતનું પરિણામ શું આવશે?”

લતિકા આ સાંભળીને રડવા જેવી બની ગઇ અને બોલી: “વારુ, ત્યારે હું જઉં છું. મારાથી જો આપને દુઃખ જ થતું હોય તો–આપના પ્રત્યે–મારી—”

બળવંતસિંહ વચમાં બોલી ઉઠ્યો: “આ તારી કેવી વિચિત્ર કલ્પના? શું તારા સહવાસથી મને દુઃખ થાય? આપણે એકઠાં થયાને હજી દશ પળ પણ થઈ નથી, એટલામાં શું તું જવા માગે છે!”

“પણ મને જણાય છે કે હું અહીં આવી ત્યારથી આપને કાંઇ સારૂં લાગતું નથી!” લતિકા તેના તરફ નિરખી રહીને બોલી.

“તે ગમે તેમ હો, પણ હું તને મળવા માટે જ અહીં આવ્યો છું તો ખરો કે નહિ? મને તેથી બહુ જ આનંદ થાય છે. પહેલાં જોકે મને એ કાંઇક ચમત્કારિક લાગ્યું, પણ હવે તારા સમાગમથી મને આનંદ જ થાય છે. સુંદરી! ખરેખર, તું કોઇ દેવયોનિમાં જ જન્મ પામી હોઇશ! અપ્સરા વિના બીજા કોઇના અંગમાં આટલી મોહક શક્તિ હોવી અશક્ય છે!”

“પણ મહારાજ! મારૂં નામ લતિકાદેવી છે, એ તો આપ વિસરી ગયા નથીને?” તે સુંદરીએ આ શબ્દો ઉચ્ચારતી વખતે બળવંતસિંહ તરફ એવી કાંઇ ગૂઢ દૃષ્ટિથી અવલોકન કર્યું કે તે કેવળ ભ્રમિત જેવો બની ગયો; જાણે કે તેની વિચારશક્તિ જ કેવળ ગુમ બની ગઇ હોયની!

તે લતિકા તરફ નિરખીને જોવા લાગ્યો. "મારૂં નામ લતિકા છે" એ શબ્દ ઉચ્ચારતાં તે સુંદરીની જે મુખમુદ્રા થઈ હતી, તે થી "તે ખરેખર લતિકાદેવી–પુરૂષોને મોહ પમાડનારી પુષ્પલચિત ના જેવી નાજુક સુંદરી જ છે" એવી તેની ખાત્રી થઈ. ખરા રની વેળા હોવાથી તાપ સખ્ત પડતો હતો, તેથી તે સુંદરીના પ્રદેશપર પ્રસ્વેદબિંદુઓ ઝમી આવ્યાં હતાં. પોતાના સાળુના વડે એ પ્રસ્વેદબિંદુને લૂછતાં લતિકાદેવીએ જરા મસ્તકને નમા- ે જે આપાંગાવલોકન કર્યું, તે વખતે તેના કટાક્ષથી તો જાણે ળવંતસિંહ પોતાનું દેહભાન જ વિસરી ગયો! તેના સૌંદર્ય અને હકતાથી મુગ્ધ બની જઇને તે તેના તરફ ફક્ત નજર કરીને તેને તો જ સ્થિર ઉભો રહ્યો!

પણ તે સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમા–મનુષ્યને મુગ્ધ કરનારી મો- ની–પોતાની ચાલમાં અનેક પ્રકારની લીલા દર્શાવતી અને વારંવાર છું વાળી જોતી તથા બળવંતસિંહ ઉપર નયનબાણનો વર્ષાદ ર્શાવતી નૂપુરોના મંજુલ નાદથી જાણે કે નૃત્ય કરતી કરતી ચાલી ઈ! બળવંતસિંહના હૃદયમાં તે સુંદરી પોતાની પ્રતિમાને સ્થાપી ઇ હોવાથી તે ત્યાંથી ઘણી દૂર ચાલી ગઇ, તોપણ બળવંતસિંહને ની ખબર રહી નહિ!!

---

# પ્રકરણ ૧૭ મું.

## જમનીનો મેળાપ.

તે જ દિવસે એક પ્રહર રાત્રિને સુમારે તદ્દન સાદો પોશાક ધા- રણ કરીને બળવંતસિંહ રાજમહાલયની નજીકના સાર્વજનિક બગી- ચામાં એક લતાકુંજમાં બેઠો હતો, તે સમયે આસપાસના પ્રદેશની અને આકાશની શોભા મનોહર દેખાતી હતી. આકાશ નિરભ્ર–કેવળ સ્વચ્છ હોવાથી અને શરદ્ ઋતુ ચાલતી હોવાથી તે રૂપાના પતરાની પેઠે ચમકી રહ્યું હતું, અને અંધકારમાં ચમકતા તારા તેમાં જડવામાં આવેલાં તેજસ્વી રત્નોના જેવા દેખાતા હતા. નજીકમાં જ આવી ર- હેલા રાજમહાલયના મિનારા આકાશની ઉંચાઇ માપવાને જાણે કે એક બીજાની સાથે હરીફાઇ કરતા ઉંચા ને ઉંચા જતા હોય, તેવો દેખાવ લાગતો હતો. બગીચાની સામે પણ કેટલેક દૂર ચર્મણ્વતી ન- દીનો પ્રવાહ શાંત–શાંત વહી જતો હતો અને તેના જળમાં શ્વેત આ-

કાશ તથા મિનારાનાં પ્રતિબિંબો પડી રહ્યાં હતાં. સંધ્યાસમયે ખીલેલાં સુગંધી પુષ્પોનો પરાગ આસપાસ પ્રસરી રહીને મગજને તર કરી નાંખતો હતો અને મંદ શીતળ વાયુ ત્વચાને સ્પર્શસુખનું દાન કરતો ધીરે ધીરે વાઇ રહ્યો હતો.

આ સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કરતાં બળવંતસિંહના મનમાં અનેકાનેક વિચાર ચાલવા લાગ્યા. મનુષ્યનું કૃત્રિમ કળાકૌશલ્ય અને કુદરતની નૈસર્ગિક શોભા : એ બન્નેમાં કેટલો ભેદ રહેલો છે અને મનુષ્યની શક્તિ કેટલી મર્યાદિત તથા ઇશ્વરની શક્તિ કેવી અનંત છે તેનું તેને ભાન થવા લાગ્યું. તે એ વિચારોમાં એટલો તો લીન બની ગયો હતો કે જમની તેની સામે આવીને ઉભી રહી તોપણ તે તેના જોવામાં આવી નહિ ! તેણે પોતાનો કોમળ કરપલ્લવ હળવેથી તેની ખાંધપર મેલ્યો, કે તુરત જ બળવંતસિંહને દેહભાન આવ્યું !

તેના હૃદયમંદિરમાં ઘણા જ વખતસુધી વાસ કરી રહેલી જમનીની મૂર્તિ જોકે અત્યારે પ્રત્યક્ષ તેની સમીપે ઉભી રહી હતી અને મ્હોંપરનો બુરખો દૂર કરીને રાત્રિના કાળા રંગમાં પોતાની કૃષ્ણ અંગકાન્તિથી વધારો કરતી હતી, તોપણ તેને જોઇને બળવંતસિંહના મુખમાંથી આશ્ચર્યનો ઉદ્ગાર નીકળ્યો નહિ; અને એમ બનવું સ્વાભાવિક જ હતું, કારણકે ઇશ્વરની જે અનંત શક્તિ વિષે તે વિચાર કરતો હતો, તે જ શક્તિએ એ અનુપમ કૃષ્ણ મનુષ્યમૂર્તિને પણ નિર્માણ કરીને પોતાની અગમ્યતા વિશેષતઃ વ્યક્ત કરી હતી, એવું તે સમયે તેના ધ્યાનમાં જ હતું ! તત્સંબંધી વિચાર જ તેના મનમાં ચાલતો હતો !

પહેલાં વીરોત્તમની છાવણીમાંથી નીકળતી વખતે તેને બળવંતસિંહે જોઇ હતી, તે કરતાં કેવળ જૂદા જ પ્રકારની તે તેને અત્યારે દેખાતી હતી. અત્યારે તેણે જાંબલી રંગની સાડી પહેરી હતી અને તેવા જ રંગની એક આછી પામરી શરીરપર નાંખેલી હતી. તે ઉપરાંત અત્યારે તેણે ચાર-પાંચ નાના પણ મૂલ્યવાન અલંકારો ધારણ કરેલા હતા તેથી તેના નૈસર્ગિક સૌંદર્યમાં બહુ જ વૃદ્ધિ થતી હતી.

તેના સૌંદર્યનું વર્ણન તો આટલા થોડા શબ્દોમાં કરી શકાયું, પરન્તુ એ વખતે તેના વદન ઉપર જે પ્રેમાળપણું વ્યક્ત થતું હતું, તેનું વર્ણન હવે કેવી રીતે કરવું ? વીરોત્તમની છાવણીમાંથી છૂટા પડતી વખતે તે બળવંતસિંહને જેટલી સુંદર દેખાતી હતી, તે કરતાં, બરાબર ઠરાવેલે વખતે તે પોતાની મુલાકાત લેવાનું વિસરી ગઈ નહિ તે ઉપરથી તો તે તેને ઘણી જ સુંદર દેખાવા લાગી ! જેનાં નેત્રોનું

તેજ અસિ, તારા કિંવા રત્નોના તેજ કરતાં વિશેષ અને કેવળ જૂદા જ પ્રકારનું હતું, તેના સુંદર કટાક્ષે બળવંતસિંહ જેવા શૃંગારવિષયમાં અજાણ્યા અથવા શૃંગારવ્યાપારમાં પ્રવેશ કરનારા યુવકને કેટલો બધો મોહિત કરી નાંખ્યો હશે એની કલ્પના તો, પ્રિય વાચક! તું પોતે જ કરી લેજે !

આ સુંદર મૂર્તિ તેની દૃષ્ટિ સમીપે આવતાં જ બપોરે પોતે લતિકાદેવીને મળ્યો હતો, એ વાતને તે કેવળ વિસરી ગયો. બપોરે જે સુંદરીએ પોતાને મુગ્ધ કરી નાંખ્યો હતો તેને તો તે અત્યારે વિસરી જ ગયો, બલકે લતિકાદેવી નામની કોઇ બાળાએ પોતાની મુલાકાત લીધી હતી, એ પ્રસંગનું પણ તેના મનમાંથી બિલકુલ વિસ્મરણ થઈ ગયું ! અત્યારે તેના હૃદયમંદિરમાં એકલી જમનીની જીવંત મૂર્તિ જ વિરાજમાન થઈ રહી હતી. તેના સંબંધના જ સર્વે વિચારો તેના મગજમાં ચાલી રહ્યા હતા. તેનું મન અને આંખો બલકે દેહ અને આત્મા સર્વે કાંઇ જમનીમય જ થઇ ગયાં હતાં એમ કહીએ તોપણ ચાલે !

"સરદાર સાહેબ!" કેટલીક વાર સ્તબ્ધ રહીને જમની બોલી: "તે દિવસે આપે છાવણીમાંથી નીકળતી વખતે આપણો મેળાપ એક વાર ફરીથી થાય એવી આશા પ્રદર્શિત કરી હતી; તે વખતે ઠર્યા પ્રમાણે હું આજે આપના દર્શનાર્થે આવી છું."

સોનાની ઘંટડીના મધુર રણકારના જેવા જમનીના આ મંજુલ શબ્દોથી જાણે કે પોતે નિદ્રામાંથી જાગૃત થતો હોય એવું બળવંતસિંહને લાગ્યું, અને તે બોલ્યો: "મારા પર આપનો તે મોટો ઉપકાર થયો છે!"

"લગભગ આઠ–દશ દિવસ અગાઉ આપે વીરોત્તમ મહારાજની છાવણીમાંથી નીકળતી વેળાએ મારી સાથે આપની મિત્રતા થાય એવી ઇચ્છા દર્શાવી હતી, અને આપની તે ઇચ્છા મેં કબુલ કરી હતી, એ વાત તો આપના ધ્યાનમાં હશે જ !" જમનીએ પૂછ્યું.

"ધ્યાનમાં હશે જ એટલે શું ?" બળવંતસિંહ કાંઇક અધીરો થતો બોલ્યો: "આપણી તે દિવસની મુલાકાત હું વિસરી ગયો હોઇશ એમ શું તું માને છે? એવી બાબતને ભૂલી જવી તે તો એક ગૃહસ્થ અને ખાસ કરીને સરદાર કહેવડાવનારને માટે તેના શીલને કલંક લગાડનારું કાર્ય જ કહેવાય; અને ખાસ કરીને તારા સંબંધમાં તો તેવું કાર્ય મને મોટું શરમભરેલું જ થઈ પડે, કારણકે સ્ત્રીઓના અંગમાં જેટલા ગુણ વધારે હોય છે, તેટલું તેઓનું વર્ચસ્વ પુરૂષોપર

વધારે બેસે છે; અને જેટલું એ વર્ચસ્વ વધારે બેસે છે, તેટલાં શૌ-ર્યનાં વધારે કાર્યો કરવાનું ધૈર્ય પુરૂષમાં આવે છે !"

જમની આનંદથી બોલી: "ત્યારે તો સરદાર સાહેબ હજીસુધી મારા મિત્ર જ છે, અને મારે પણ તેમની સાથે મિત્રાચારીથી જ વ-ર્તવું જોઇએ !"

બળવંતસિંહે પૂછયું: "પણ તને આવી શંકા કેમ આવી વારૂ ?"

"શંકા આવી છે એવું કશું જ નથી; પણ જે સ્થિતિમાં, જે સ્થળે અને જે સમયે આપણો આ મેળાપ થાય છે, તે સ્થિતિમાં પહેલાં આપણાં મનની પક્કી ખાત્રી કરી લેવી એ મને અગત્યનું જ-ણાવાથી હું માત્ર તેમ બોલી; બીજી કશી શંકા રાખશો નહિ." જ-મનીએ ઉત્તર આપ્યો.

બળવંતસિંહ આતુરતાથી બોલ્યો: "સુંદરી ! તારૂં કહેવું બ-રાબર છે. હું તારા પ્રત્યે કેવો આદરભાવ ધરાવું છું તે દર્શાવવાનો યોગ્ય પ્રસંગ હજીસુધી આવ્યો નથી; તેવો પ્રસંગ એક વાર-ગમે ત્યારે પણ-અવશ્ય આવશે, અને તે વખતે આ એક ગરીબ સરદારના વચનમાં અને વર્તનમાં કેટલું એકસરખાપણું રહેલું છે તે હું સ્પષ્ટ રીતે બતાવી આપીશ. અત્યારે તું જેના આશ્રયમાં રહેલી છે, તે પરાક્રમી પુરૂષ જોકે લોકહિતને માટે શ્રમ ઉઠાવી રહ્યો છે, તોપણ તેના ઉદ્યોગમાં હજી સ્થિરતા આવી શકી નથી. એક વાર તેને પો-તાનું કાર્ય સંપૂર્ણ કરી લેવા દે, એટલે પછી હું પણ મારે જે કાંઇ કરવાનું છે, તે કરી બતાવીશ."

"સરદાર સાહેબ ! આ ભાષણથી આપ મારા પર કેટલો બધો ઉપકાર કરો છો, મારૂં કેટલું બધું સન્માન કરો છો, તેની મને પૂર્ણ રીતે કલ્પના પણ આવી શકતી નથી !" આ શબ્દો બોલતી વખતે જમનીએ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ બળવંતસિંહ તરફ જ રાખી હતી. તે આગળ બોલી: "પણ સરદાર સાહેબ ! આપને મારે એટલી એક વધુ બાબત પૂછવાની છે કે આપ જે કાંઈ બોલો છો, તેનો આપે પૂર્ણ રીતે વિચાર કર્યો છે કે ? આપણ બન્ને વચ્ચે મૈત્રી થવાથી આગળ જતાં તેનું કેવું પરિણામ આવશે, તેની આપને સારી પેઠે કલ્પના આવી છે કે ?"

"આપણી મૈત્રીનું પરિણામ પ્રતિકૂળ આવશે, એવું મારા મનમાં કોઇ પણ વાર આવ્યું નથી !" બળવંતસિંહે આ શબ્દો જોરથી ઉચ્ચાર્યા ખરા, પરન્તુ જમનીના કથનમાં કાંઇ પણ ગૂઢ પ્રકાર

રહેલો છે, એવું તેના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ. તે બોલ્યો: "જમની! હું જે કાંઈ કહું છું તે તું લક્ષપૂર્વક સાંભળી લે."

"પણ સરદાર સાહેબ! આવી વાત આપણે આ સ્થળે બેસીને કરીએ, તેને બદલે જરા દૂર નદીને કાંઠે ફરતાં ફરતાં કરીએ, તો તે વધારે સારૂં, નહિ વારૂ?" જમનીના એ શબ્દો સાંભળતાં જ બળવંતસિંહ એકદમ ઉઠયો અને નદીના કિનારા તરફ જવા લાગ્યો. જમનીના મ્હોંમાંથી એક શબ્દ નીકળ્યો કે તુરત તે પ્રમાણે વર્તવું, એવી જ તેના મનની સ્થિતિ થઈ ગએલી હતી! નદીને કાંઠે ગયા પછી જમની હાસ્ય કરીને બોલી: "મહારાજ! આપ મને કાંઈક લક્ષપૂર્વક સાંભળવાનું કહેતા હતા, નહિ વારૂ? પણ મારા સંબંધી ગૂઢ વાતો આપ જાણતા નથી, તેથી જ આપ એમ બોલતા હતા."

"નહિ, નહિ, સુંદરી!" બળવંતસિંહ આવેશપૂર્વક બોલ્યો: "તારા સંબંધે મારા મનમાં જે પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો છે તે કાંઇ જેવી તેવી વાતથી નષ્ટ થઈ જાય તેવો નથી. જે સમયે સૌથી પહેલી તું મારી નજરે પડી, તેજ સમયે તારે માટે મારા મનમાં પૂજ્ય ભાવ જાગૃત થયો હતો, અને તેથી જ તે દિવસે તારાથી છૂટા પડતી વખતે તારી સાથે સ્નેહ–મૈત્રી જોડવાની ઇચ્છા મેં પ્રદર્શિત કરી હતી."

"પણ મારી સાથે એવી મૈત્રી કરવા માટે આપને હવે કાંઈ ખરાબ લાગતું નથીને?" જમનીએ પ્રશ્ન કર્યો.

બળવંતસિંહ ઉતાવળો બોલી ઉઠયો: "મને લાગે છે કે તારૂં મન કેવળ નિષ્ઠુર છે; તેમાં દયા જ નથી, નહિતો તારા મનમાં આવા પ્રકારની શંકા જ આવે નહિ! તારી સાથે બહુ પરિચય નહિ હોવા છતાં મેં તારો સ્નેહ સંપાદન કરવાની ઇચ્છા કરી તેથી કદાચ તને એમ લાગતું હશે, પણ હું એક વાર આપેલું વચન પાછું લેનારો માણસ નથી, એ વાત તો તારા ધ્યાનમાં આવવી જ જોઇતી હતી."

આ ઉપર જમનીએ કાંઇ જ જવાબ આપ્યો નહિ. કેટલીક વાર સુધી બન્ને જણે મૌન ધર્યા કર્યું. છેવટે બળવંતસિંહ બોલ્યો: "જેમ જેમ હું વધારે ને વધારે વિચાર કરૂં છું તેમ તેમ તારા સ્નેહથી મને વધારે ને વધારે આનંદ ઉત્પન્ન થાય છે; વધારે તો શું કહું પણ કાંઇ રાજકારસ્થાનને લીધે મારે કદાચ વીરોત્તમની સાથે લડવું પડશે, તોપણ હું તારી સાથે જોડેલી મૈત્રીમાં અંતર પડવા દઇશ નહિ. મેં ગુર્જ્જર રાજપૂત કુળમાં જન્મ લીધો છે, અને મારા કુળની કીર્તિને સાટે પણ તને જેથી સુખ ઉત્પન્ન થાય તે કાર્ય મારે કરવું એને હું મારૂં કર્તવ્ય કર્મ સમજું છું!" બળવંતસિંહ

વીરશ્રીપૂર્વક આગળ બોલ્યો: " સુંદરી ! તારા સંબંધે જે કાંઈ ગૂઢ વાતો હોય તે સઘળી મને કહી દે. મારા પર તું સંપૂર્ણ વિશ્વાસ રાખજે. પ્રત્યક્ષ મૃત્યુની સાથે મારે લડવું પડશે, તોપણ હું કદાપિ ડગમગીશ નહિ, પછી બીજાની તો શી વાત કરવી ? તારા પર જે કાંઈ સંકટો આવી પડયાં હોય તે તું મને કહે. તેમાંથી પાર પડવાનું સામર્થ્ય જો મારા અંગમાં હશે, તો હું કદી પણ પાછો હઠીશ નહિ, એ તું તારા મનમાં નક્કી માનજે.

"મહારાજ, આપ ખરેખર અત્યંત શૂરવીર અને ઉદાર છો. આપના આ શબ્દો સાંભળીને મારૂં ચિત્ત બહુ જ શાંતિનો અનુભવ કરે છે." જમની હર્ષપૂર્વક બોલી: " આપ જેવું બોલો છો તેવું જ કરી બતાવશો, એમાં કશી શંકા નથી. પણ આ આપના ઉપકારનો બદલો વાળવાને મારી પાસે ફક્ત સારા શબ્દો સિવાય બીજું કશું સાધન નથી એથી મને બહુ જ ઓછું આવે છે ! મારા કલ્યાણને માટે સાહસ કરતાં આપને કદાચ કાંઇ ઇજા થશે, તો હું આપની પાસે બેસીને આપની સેવા કરીશ, અને આપના કલ્યાણને માટે પરમેશ્વરની પ્રાર્થના કરીશ, એ સિવાય હું રંકની પાસે બીજું શું હોઈ શકે ? "

" સાબાશ ! જમની ! સાબાશ ! " બળવંતસિંહ પ્રેમપૂર્વક બોલ્યો: " આહા ! તારૂં મન કેટલું સુકોમળ છે ? આવી એક અનુપમ લાવણ્યવતી સુંદરીને–પ્રેમની પુતળીને 'જમની' એવું ભયંકર નામ શામાટે આપવામાં આવ્યું હશે તે મને મોટો ચમત્કાર જણાય છે."

" સરદાર સાહેબ ! મારૂં ચરિત્ર બહુ જ મોટું છે. તે બહુ જ ભયંકર છે ! તે ક્રૂરતાથી ભરેલું છે ! ! મનુષ્યની નીચ મનોવૃત્તિની તો તેમાં અવધિ થઇ ગઈ છે ! ! ! " એ શબ્દો ઉચ્ચારતાં જમનીએ બળવંતસિંહનો હાથ પકડયો એટલે બળવંતસિંહને જણાયું કે તેના શરીરે એકદમ પરસેવો વળી ગયો છે અને તે થરથર કંપી રહી છે !

" સુંદરી ! " બળવંતસિંહ કિંચિત્ ખિન્ન થઇને બોલ્યો: તારા મનને ઉદ્વેગ ઉત્પન્ન થાય એવી વાત મારાથી ભૂલથી બોલાઈ ગઇ, તે માટે મને ક્ષમા કરજે ! તારા મન ઉપર ખરાબ અસર થાય એ ઉદ્દેશથી હું કાંઇ એ વાત બોલ્યો નથી. સહજ જ એ વાત મારા મ્હોંમાંથી નીકળી ગઇ છે. "

" મહારાજ ! આપ એવું ન બોલો. " જમનીએ કહ્યું: " શું આપ મારા મિત્ર નથી ? તો પછી આપણા બન્ને વચ્ચે કોઇ પણ વાત છાની કેવી રીતે રહી શકે ? આપને આવી ચમત્કારિક સ્થિતિમાં

છોડીને હું કદી પણ દૂર જઈશ નહિ. વળી મારા જીવનની કેટલીક વિચિત્ર વાતોના સંબંધમાં આપના જેવા વીર અને ઉદાર પુરૂષની મારે સલાહ લેવી જોઇએ. મારી સર્વ હકીકત હું એક વાર આપને કહી નાંખું છું. અનેક સંકટો, ભયંકર પ્રકાર અને અસાધારણ ક્રૂરતા, એ સઘળું—"

એટલા શબ્દો તેના મુખમાંથી બહાર નીકળ્યા–ન નીકળ્યા, એટલામાં તો પૃથ્વીના ઉદરમાંથી બહાર નીકળ્યાના જેવો ગંભીર પરન્તુ કર્કશ સ્વર સંભળાયો: "જમની પુત્રી! બસ કર!! નહિતો તારી ઘડીઓ ભરાઈ ચૂકી સમજ!!!" આ શબ્દો બન્ને જણાંએ સાંભળ્યા!

"રાક્ષસ! ચાલ, નિકળ અહીંથી—" એટલા શબ્દો ઉચ્ચારતાં જ તે સુંદરી અચેતન બની ગઈ; જો બળવંતસિંહે તેને ચાલાકીથી ઝીલી લીધી ન હોત તો તેણે જરૂર ભોંયપર પછાડ ખાધી હોત!

એટલામાં કોઈ કર્કશ અવાજથી–મોટે સ્વરે ખડખડ હસતું હોય એવું બળવંતસિંહને જણાયું. તે વિકટ હાસ્ય સાંભળીને તેનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. પોતાના શરીર કરતાં તે મૂર્છિત પડેલી દુર્ભાગી સુંદરી તરફ તેનું વધારે લક્ષ હોવાથી તેને આ પ્રકારથી કશો ભય લાગ્યો નહિ. તે તેને સંભાળપૂર્વક ઉંચકીને જરા છૂટી જગ્યામાં લઇ ગયો અને જમીન પર સુવાડી દીધી.

જમની તે વખતે કણસતી હતી, એ ઉપરથી તેને કાંઈ પણ અંતરની વ્યથા થતી હોવી જોઈએ, એવું બળવંતસિંહને લાગ્યું. આ કોઈ ભૂત–પ્રેતનો ચમત્કાર હોય એવી તેને શંકા આવી, એટલે તેણે શાંતિપૂર્વક ઇશ્વિરસ્મરણ કર્યું.

તેને સાવધ કરવાને નદીના વહેણમાંથી પાણી લેવા જવાનો વિચાર બળવંતસિંહ કરતો હતો, એટલામાં તો જમનીએ પોતાની આંખો ઉઘાડી અને એક વાર ચારે તરફ દૃષ્ટિ કરી. એકાએક સર્પ કિંવા બીજું કોઇ પ્રાણઘાતક જાનવર દૃષ્ટિએ પડતાં જ માણસની દૃષ્ટિ જેવી ગભરાએલી બની જાય છે તેવી જ ભીતિયુક્ત દૃષ્ટિ અત્યારે જમનીના પણ થઈ ગઇ હતી. તેની તેવી દૃષ્ટિ ક્ષણભર બળવંતસિંહ ઉપર ઠરી, કે તુરત જ તેનો ભય દૂર થઇ ગયો અને સ્ત્રીજાતિના સ્વાભાવિક લજ્જા–મૃદુતા આદિ વિકારો તેના સુંદર વદન ઉપર ચમકવા લાગ્યા. તે બોલી: "સરદાર સાહેબ! મારા પર આપના અગણિત ઉપકાર થયા છે! પેલા ભયંકર શબ્દોથી તો હું ગર્ભગળિત જેવી જ બની ગઇ!"

"પણ જમની! પહેલાં મને એટલું કહે કે હમણાં કોઇએ જે ભયંકર શબ્દો ઉચ્ચાર્યા તેનો અર્થ શું?" બળવંતસિંહે પૂછ્યું.

"તેં કહેવાનું અત્યારે મારામાં ચૈતન્ય જ રહ્યું નહિ." જમની ચારે તરફ લક્ષપૂર્વક જોતી જોતી ધીમેથી બોલી: "ફરીથી કોઇ વાર વળી યોગ્ય તક મળતાં જ હું મારી સઘળી હકીકત આપને કહીશ."

"સુંદરી! મને આમ સંશયમાં જ ગુંચવાતો મૂકીને તું જા નહિ. હું ભૂતપ્રેતને માનતો જ નથી અને મને તેથી કશી બ્હીક પણ લાગતી નથી. પણ હમણા અહીં કોઇએ ઉચ્ચારેલા એ ભયંકર શબ્દો સંબંધે મને તું ગુંચવણમાં ન રાખ!" બળવંતસિંહે આતુરતાથી કહ્યું.

"મહારાજ! મારા પર દયા કરો અને એ સંબંધે અત્યારે મને બહુ આગ્રહ ન કરો." જમની તદ્દન દીન વાણીથી બોલી: "અત્યારે હું કેવળ ચિત્તભ્રમિત બની ગઈ છું. અત્યારે હું મારી હકીકત બરાબર રીતે મેળ મેળવીને કહી શકીશ પણ નહિ. વળી તે હકીકત એટલી બધી ભયંકર છે કે તે પ્રસંગનું વર્ણન કરતાં મને જે ભય લાગશે તે ભય સહન કરવાની પણ અત્યારે મારામાં તાકાત નથી! હમણાં મારી જે સ્થિતિ થઇ હતી તેવી જ સ્થિતિ પુનઃ થઇ જાય, એવી ઇચ્છા આપ કૃપા કરીને ન કરો, અને મારી વિનતિ લક્ષમાં લો!"

જમનીની આ દીન વાણી સાંભળીને બળવંતસિંહ દયાર્દ્ર બની ગયો. તેની હકીકત સાંભળીને તેના સંકટને દૂર કરવું એવી જે ઇચ્છા તેના અંતઃકરણમાં જાગૃત થઈ હતી તે ઇચ્છા તેની સુકોમળ વાણીથી હૃદયમાં ને હૃદયમાં શાન્ત બની ગઈ. તે ફક્ત એટલું જ બોલ્યો: "પણ પુનઃ આપણે થોડા જ વખતમાં મળી શકીશું તો ખરાંને?"

"હા, આપણે થોડા જ વખતમાં પાછાં ફરી મળીશું." આ વખતે જમની ઊભી થઇ અને તે અંધકારમાં પણ તેના તીવ્ર કટાક્ષ પોતાપર પડતા હતા એ બળવંતસિંહના ધ્યાનમાં આવી ગયું.

"પુનઃ આપણે મળીશું એવું તું કહે છે ખરી, પરન્તુ ક્યાં અને ક્યારે મળીશું?" બળવંતસિંહે પૂછ્યું.

"તે હું અત્યારે નક્કી કરતી નથી." જમની બોલી: "પણ મને યોગ્ય તક મળતાં જ હું આપની મુલાકાત લઈને આપને સઘળી હકીકત કહીશ, એટલું જ અત્યારે તો કહું છું. મારા આ વચન ઉપર વિશ્વાસ રાખજો. વારુ, ત્યારે હવે હું જઉં છું."

"પણ એક જ શબ્દ બોલ-માત્ર મને એટલું જ કહે કે તે શબ્દ કોણ બોલ્યું, અને તે રાક્ષસ કોણ હતો?" બળવંતસિંહે ઉત્કંઠ બનીને પૂછ્યું.

"સરદાર સાહેબ ! મારૂં નામ જમની છે, એ તો ધ્યાનમાં છેને ?" એ શબ્દો તેણે એવા કાંઈ વિલક્ષણ અવાજે ઉચ્ચાર્યા અને પોતાની દૃષ્ટિ એટલી તીક્ષ્ણ કરી કે જાણે તેમાંથી વિદ્યુતના તણખા ઉડતા હોયની ! એ અંધકારમાં પણ તેની ચમકતી આંખો બળવંતસિંહને મુગ્ધ કરવા લાગી !

"જમની" એ નામ જોકે તેણે તેના મુખમાંથી પહેલાં ઘણી વાર સાંભળ્યું હતું, તથાપિ તે કેટલું ભયંકર છે તેની કલ્પના તેના મનમાં અત્યારના જેટલી પૂર્વે કોઇ વાર આવી નહોતી. "અહો ! ઘણો જ ભયંકર પ્રકાર !" એટલું બોલીને બન્ને હાથવડે તેણે પોતાનું મ્હોં ઢાંકી દીધું !

થોડીએક ક્ષણ પછી તે ભાનમાં આવ્યો, અને આંખો આડેથી હાથ દૂર કરીને તેણે ચારે બાજુએ નિરીક્ષણ કરવા માંડ્યું, પરન્તુ જમની તેની નજરે પડી નહિ. તે તો ત્યાંથી ક્યારનીએ ચાલી ગઈ હતી !

---

## પ્રકરણ ૧૮ મું.

---

### તેજસીંગ અને દાનસીંગ.

આ તરફ જે વખતે બગીચામાં જમની અને બળવંતસિંહનો પ્રેમસંવાદ ચાલી રહ્યો હતો, તે વખતે બીજી તરફ બળવંતસિંહના બન્ને સેવકો તેજસીંગ અને દાનસીંગ સંગમપુરની શોભા નિહાળવાને અને રાત્રિના શાંત સમયમાં ઠંડી હવા ખાવાને પોતાના ઉતારામાંથી બહાર નીકળી ગયા હતા. લગભગ એકાદ પ્રહર રાત્રિ વીતી ગયા પછી શહેરની આસપાસ ફરતાં તેઓ દક્ષિણ તરફના દરવાજા પાસે આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ ઉતારે જવાને પાછા ફરવાના હતા, એટલામાં ત્યાં આગળ એક વૃદ્ધ સ્ત્રી તેમની નજરે પડી. તેનું વય સાઠેક વર્ષની આસપાસ જણાતું હતું, તોપણ તેની મુખમુદ્રા ઉપરથી તે એક આનંદી સ્ત્રી જણાતી હતી અને તેણે પહેરેલાં વસ્ત્રો પણ એક જુવાન સ્ત્રીને શોભે તેવાં જણાતાં હતાં.

તે વૃદ્ધ સ્ત્રીએ એ બન્ને જણ તરફ એક વાર બારીકીથી નજર કરી અને જાણે કે તે બહુ જ આનંદ પામી હોય તેવી રીતે બોલી : "છોકરાઓ ! આજની રાતનો બહાર કાંઈ અજબ તરેહનો ખીલી રહ્યો છે, નહિ વારૂ ?"

તેજસીંગ જવાબ આપતો બોલ્યો: "હા, આજની હવા બહુ જ મૃદુ અને રોચક છે, તેમ જ તુમારા શહેરમાં દિવસ ફરતાં રાત્રિના શાન્ત સમયમાં ફરવામાં બહુ મજાહ મળે છે."

"ત્યારે તો આ શહેરમાં તમે કેવળ નવા જ આવેલા જણાઓ છો!" એ વૃદ્ધાએ પૂછ્યું.

"અમે આ શહેરમાં તદ્દન નવાસવા નથી. અમને અહીં આવ્યાને આઠ–દશ દિવસ થઇ ગયા છે." હાનસીંગ બોલ્યો.

"વારુ, પણ અહીં તમે ઘણા દિવસ રહેવાના હશો, નહિ વારુ?" વૃદ્ધાએ પૂછ્યું.

"તે કાંઈ અત્યારથી કહી શકાય નહિ." તેજસીંગે જવાબ આપ્યો: "અમે બીજાના સેવકો છીએ–સ્વતંત્ર નથી, તોપણ અહીં અમારો મુકામ પંદર દિવસ કે મહિનાથી વધારે રોકાવાનો નથી. કાલે અહીં જે સરદારોની સભા ભરાવાની છે તેમાં નક્કી થયા પ્રમાણે અમારો અહીંનો નિવાસ વધારે કે ઓછો નક્કી થશે."

"એ ઉપરથી મને એમ લાગે છે કે અહીં જે મોટા મોટા સરદારો અને કિલ્લેદારો એકઠા થયા છે, તેમાંના જ કોઈ સરદારના તમે આશ્રિત હશો." વૃદ્ધાએ કહ્યું.

"હા બાઇ, તમારું અનુમાન ખરું છે." તેજસીંગ બોલ્યો: "પણ હવે રાત્રિ બહુ વીતી ગઇ છે અને મોડું થાય છે, માટે આપણે ઉતારે જવું જોઇએ; ચાલ હાનસીંગ!"

"શું? મોડું થાય છે?" આ શબ્દો તે વૃદ્ધાએ એવા તો મશ્કરીના સ્વરથી ઉચ્ચાર્યા કે તે સાંભળતાં જ પાછા ફરવા જતા તે બન્ને જણા ફરીને એ વૃદ્ધાની તરફ મ્હોં કરીને ઉભા રહ્યા. તે આગળ બોલી: "આ ઉપરથી જણાય છે કે તમારો સરદાર બહુ જ કડક મીજાજનો હોવો જોઇએ, કારણકે શહેરમાંના લોકો હજી હવે જ ગાવા બજાવવાનો આનંદ લૂંટવા લાગ્યા છે અને સુંદર પ્રમદાઓનાં નેત્ર પ્રેમના મદથી હજી હવે ચમકવા લાગ્યાં છે, એવા મજાના સુમધુર સમયે તમારો સરદાર તમને શહેરમાં ફરવાની પણ પરવાનગી આપતો નથી! વળી આ શહેરમાં તમારી આદરપૂર્વક સેવા કરવાને અને પોતાના નાજુક કરકમળથી તમને મદ્યની પ્યાલીઓ ભરીને પાવાને અનેક યુવતીઓ ઉત્સુકતાથી રાહ જોઈ રહી છે, ત્યારે તમે એકાન્તમાં એક ગોદડીમાં પડીને ઘસઘસાટ ઉંઘવાની ઇચ્છા કરી રહ્યા છો, તો પછી તમારી રસિકતાને શેની ઉપમા આપવી, તે જ મને સમજાતું નથી!"

"આ ડોસલીને કાંઈ ગાંડપણ લાગ્યું જણાય છે! ચાલ, આપણે ચાલતા થઈએ." એમ કહીને દાનસીંગે તેજસીંગનો હાથ પકડ્યો અને તે તેને પાછો ફેરવી લઈ જવા લાગ્યો.

"થોભ જરા." તેજસીંગ બોલ્યો: "એ ભલે ઘડપણની ઘેલછામાં બોલતી હોય, પણ તેમાંએ કાંઇ ખરૂં તત્ત્વ રહ્યું છે. હું તને કહું છું કે આજની રાત્રે આપણને કાંઇ ને કાંઈ મોજ મળવાની, અને જો ન મળે તો મારૂં નામ તેજસીંગ નહિ."

"છોકરાઓ! હું કાંઇક નકામો બડબડાટ કરૂં છું એમ શું તમને લાગે છે?" આ વખતે તે વૃદ્ધાએ બરાબર જાણી લીધું હતું કે એકના મનમાં જવાનું છે અને બીજાના મનમાં રહેવાનું છે. તે આગળ બોલી: "પણ ભાઇઓ! મને તમારી વિનાકારણે મસ્કરી કરવા જેટલો વખત નથી એટલું ધ્યાનમાં રાખજો. હું હમણાં અહીંથી પૃથ્વીપરના એક નંદનવનમાં જવાની છું. ત્યાં અનેક યુવાનો અને યુવતીઓ એકઠાં મળ્યાં છે. આનંદપૂર્વક નૃત્ય ગાયન ચાલી રહ્યાં છે. એશ આરામના અનેક પદાર્થોની અને સાધનોની ત્યાં એટલી બધી વિપુલતા છે કે પૃથ્વીપરના મોટા મોટા રાજાઓ પણ એ સુખની કલ્પના કરી શકે નહિ! પણ શું કરૂં? આજે ત્યાં મને એકલીને જ જવું પડે છે!"

આ ભાષણ સાંભળીને તેજસીંગ તો ખીલી ઉઠયો અને બોલ્યો: "મેં નહોતું કહ્યું કે આજે આપણને કાંઇ પણ નવી મોજ મળવાની છે? કેમ બાઇ! તમે કહો છો એ ઠેકાણે અમને તમારી સાથે લઇ જશો કે?"

"ઇચ્છા હોય તો ચાલો!" વૃદ્ધા બોલી: "ત્યાં તમારૂં આતિથ્ય એવા ઉત્તમ પ્રકારે થશે કે તમે જીંદગીભર તેને સંભારતા જ રહેશો!"

"હું આવત ખરો, પણ એક મોટી અડચણ છે." દાનસીંગ જરા આનાકાની કરતો બોલ્યો.

"એ તો હું સમજી ગયો." તેજસીંગ બોલ્યો: "આપણા સરદાર સાહેબ રાત્રે મોડા પાછા ફરવા માટે આપણને કાલે ઠપકો આપશે એટલુંજ ને? પણ એ માટે તું ચિંતા રાખીશ નહિ. સરદાર સાહેબે જતાં જતાં જ મને કહી રાખ્યું છે કે રાત્રે પોતે પણ ઉતારે મોડા પાછા ફરશે. વળી આજ કાંઇ તેમને આપણી જરૂર પડવાની નથી."

"જો એમ હોય તો મને પણ સાથે આવવામાં કશો વાંધો

નથી." પછી તે વૃદ્ધા તરફ જોઇને દાનસીંગ બોલ્યો: "બાઇ! તમે જે ઠેકાણાનું વર્ણન કરો છો, ત્યાં તમારી સાથે આવવાને અમે બન્ને એકમત થયા છીએ. પણ અમે તો કેવળ સાદો પોશાક પહેરીને બહાર નીકળ્યા છીએ; માટે ઉતારે જઇને અમારી યોગ્યતા મુજબ પોશાક પહેરીને આવીએ એટલી વાર જરા થોભો તો સારૂં."

"બીજાં કપડાં પહેરવાની કશી જરૂર નથી." તે વૃદ્ધા બોલી: "જે વિલાસભુવનમાં હું તમને લઇ જાઉં છું, ત્યાં તમને બંધ બેસે તેવાં સુંદર અને જાતજાતનાં કપડાંના ઢગલે ઢગલા પડેલા છે. તમને જેવો પસંદ આવે તેવો પોશાક ત્યાં તૈયાર મળી શકશે, માટે જલ્દી ચાલો મારી સાથે. તે સ્થળ અહીંથી બહુ જ દૂર હોવાથી આપણને થોડેક સુધી ઘોડા ઉપર પ્રવાસ કરવો પડશે."

"શું ઘોડા ઉપર પ્રવાસ કરવો પડશે?" તે બન્ને જણ એકી સાથે બોલી ઉઠયાઃ "હું તો ધારતો હતો કે તે સ્થળ આટલામાં જ ક્યાંય શહેરની અંદર હશે!"

"તમે દેખાઓ છો તો શૂરવીર લડવૈયા જેવા, અને થોડી વાર ઘોડાપર પ્રવાસ કરવામાં પાછા કેમ હઠો છો? આ તો ભારે આશ્ચર્યની વાત!" વૃદ્ધા જરા ભાવ ખાતી બોલી: "જો તમારે ન જ આવવું હોય, તો પછી તમારે રસ્તે જાઓ. તમે મને સભ્ય માણસ જણાયા, અને તમારા ચહેરાપર જરા તેજ જણાયું, તેથી મેં તમને ત્યાં લઈ જવાની ઈચ્છા કરી, પણ આ ઉપરથી તો તમારી યોગ્યતાને માટે શંકાશીલતા પેદા થાય છે." એમ બોલીને તે વૃદ્ધા ત્યાંથી એકદમ ચાલી જવા લાગી.

તેજસીંગ એકદમ તેની આડે ઉભો રહીને બોલ્યો: "બાઈ! એમ ચ્હીડાઓ નહિ. અમારા મનમાં પહેલાં આશા ઉત્પન્ન કરીને હવે અમને આશાતુર સ્થિતિમાં જ છોડીને ચાલ્યાં જાઓ તે તો ઠીક નહિ."

"ચાલ્યા આવો ત્યારે, મારી પાછળ પાછળ." વૃદ્ધા પાછી વળીને બોલી: "પણ હું તમારી સાથે જે આ શરત કરૂં છું અને બીજી જે કાંઈ શરત કરૂં તે જો તમને કબૂલ હોય, તો જ તમે તે વિલાસભુવનમાં દાખલ થઇ શકશો અને ત્યાં તમારો ઉત્કૃષ્ટ આદરસત્કાર થશે." એ શબ્દો બોલતાં તેણે હેતુપૂર્ણ દૃષ્ટિથી તેમની તરફ અવલોકન કર્યું અને તુરત જ તેણે ઉતાવળે પગલે ચાલવા માંડ્યું. તેજસીંગ અને દાનસીંગ પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

શહેરના દરવાજાની બહાર નીકળી ગયા પછી તે ત્રણે જણા પગરસ્તે એક વજરાજિ તરફ ચાલતા થયા. વજરાજિથી આગળ ચાલતાં

તેઓ શ્મશાનમાં આવી પહોંચ્યા. આ વખતે તે બાઈ વૃદ્ધ હોવા છતાં આટલી ઉતાવળી કેમ ચાલી શકતી હશે તે જોઇને તેમને આશ્ચર્ય ઉત્પન્ન થયું. શ્મશાનમાં જ્યાં ત્યાં અનેક સમાધિઓ બાંધેલી હતી, તેમાંની એક સમાધિ પાસે જઇને તે બાઇએ કાંઇક ઇશારત કરી કે તુરત જ એક માણસ ત્રણ ઘોડા લઇને ત્યાં આવ્યો.

તે ત્રણે ઘોડા ઉપર ઉત્તમ પ્રકારનું પલાણ બાંધેલું હતું. તેજસીંગ અને દાનસીંગને તે ઘોડા જોઇને બહુ જ આનંદ થયો અને તેઓ ઘોડા ઉપર બેસવાને આગળ થયા. એટલામાં તે બાઈ સમાધિમાં જઇને બે બુરખા લઇને આવી પહોંચી અને તે બન્ને બુરખા પોતપોતાનાં મ્હોં ઉપર પહેરી લેવાની તેણે તેજસીંગ અને દાનસીંગને સૂચના કરી. આ સાંભળીને તેઓ આશ્ચર્ય પામ્યા અને બન્ને એક બીજાના મ્હોં સામે જોવા લાગ્યા. આ જોઈને વૃદ્ધા બોલી: "જે વિલાસભુવનમાં હું તમને લઇ જઉં છું, તેનો માર્ગ કેવળ ગુપ્ત જ રહેવો જોઇએ. હું જે શરતો કરૂં તે કબૂલ કરવાનું તમે માન્ય રાખ્યું છે અને પછી જ તમે મારી સાથે આવ્યા છો, તો હવે તમે તમારૂં વચન પાળશો એવી મને ખાત્રી છે."

પોતે જે સાહસકર્મનો પ્રારંભ કર્યો હતો તેનું પરિણામ શું આવશે તેની કાંઇ પણ ચિંતા નહિ કરતાં તે બન્ને જણ બોલ્યા: "બાઇ, અમારે હવે શું કરવાનું છે?"

"મને આ બુરખા તમારા મ્હોં ઉપર ઢાંકી લેવા દો." વૃદ્ધા તેઓના તરફ નિશ્ચળ દૃષ્ટિથી જોઈ રહીને બોલી: "અને તે સાથે મને એવું વચન આપો કે આપણો આ પ્રવાસ પૂરો થાય ત્યાંસુધી તમે આ બુરખા કાઢી નાંખશો નહિ, કિંવા ચોરી-છુપીથી રસ્તો જોઈ લેવાનો પ્રયત્ન કરશો નહિ."

"વારૂ, કશી ફીકર નહિ. તમારી મરજી પ્રમાણે વર્તવા અમે કબૂલ છીએ. એક વાર અમે આ સાહસમાં હાથ નાંખ્યો છે, પછી અમે પાછા હઠીએ તેમ નથી." આ શબ્દો ઉચ્ચારતાં તેજસીંગ દાનસીંગ તરફ અર્થપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો.

દાનસીંગ હળવેથી બોલ્યો: "પણ આ સાહસનું અનિષ્ટ પરિણામ ન આવે એટલે બસ." આ શબ્દો તે વૃદ્ધાના સાંભળવામાં આવ્યા નહિ.

તુરત જ તે વૃદ્ધાએ તેજસીંગ અને દાનસીંગના મુખ ઉપર બુરખા પહેરાવી દીધા અને પાછળ એવી મજબૂત ગાંઠ વાળી દીધી કે તે

તેઓ સહેલાઇથી છોડી શકે નહિ અને રસ્તો જાણી શકે નહિ. એ પ્રમાણે તેઓ આંધળા જેવા બન્યાં, એટલે પેલા ઘોડાવાળીએ તેમને ઘોડા ઉપર બેસવામાં મદદ કરી. તે વૃદ્ધા પણ એક ઘોડા ઉપર બેઠી અને તેજસીંગ તથા દાનસીંગના ઘોડાઓની લગામો તેણે પોતાના હાથમાં લીધી. એટલી તૈયારી થઈ જતાં ત્રણે ઘોડા સપાટાબંધ ચાલવા લાગ્યા. અર્ધા કલાક સુધી ઘોડા એકસરખી રીતે ચાલ્યા અને માર્ગમાં કોઈ કશું પણ બોલ્યા નહિ. પછી ઘોડાને જરા હળવે હળવે ચલાવીને તે વૃદ્ધાએ ધીમેથી કહ્યું: “ જુવાનો! તમને હું આટલી અગવડ વેઠાવીને લાવી છું તેથી તમને કદાચ ખોટું તો નહિ લાગતું હોય, પણ ખાસ કરીને આશ્ચર્ય તો લાગતું હશે જ. પણ જે સ્થળે હું તમને લઇ જઉં છું, ત્યાંનાં સુખ અને વૈભવનો એક વાર અનુભવ લીધા પછી તમને તેનું સ્મરણ પુનઃ પુનઃ થયા વિના રહેશે નહિ. પરંતુ અમારો એવો ઠરાવ છે કે આ ચંચળ જગતના જે પુરૂષને આ સ્વર્ગીય સુખનો અનુભવ એક વાર મળી ચૂક્યો તેને તે પુનઃ મળી શકે જ નહિ. ત્યાંનાં મધુર ગાયનો, તે ગાનારી રમણીય લલનાઓ, ત્યાંના અનેકાનેક ઉપભોગના પદાર્થો અને તે સ્થાનનો એકંદર દેખાવ, એ સઘળું જેણે એક વાર જોયું તેને તે સ્થળે પુનઃ જવાની ઇચ્છા થયા વિના રહેવાની જ નહિ. પણ એક જ પુરૂષને એ સુખનો લાભ બીજી વાર આપવો નહિ એવો અમારો નિયમ હોવાથી અમને તે સ્થાનનો રસ્તો ગુપ્ત રાખવો પડે છે. તમારી આંખો ઉપર બુરખો પહેરાવીને તમને હું એ વિલાસભુવનમાં શામાટે લઇ જઉં છું તેનું કારણ હવે તમારા ધ્યાનમાં આવ્યું હશે.”

“ એવો જ જો તમારો નિયમ હોય તો પછી અમે તેનો ભંગ કરવા ઇચ્છતા નથી.” તે બન્ને જણ એકી સાથે બોલ્યાઃ “ આ કરતાં પણ વધારે કઠીન કોઇ પ્રસંગ અમારા પર આવવાનો હોય તો તે વેઠવા પણ અમે તૈયાર જ છીએ, કારણકે તમે કરેલા વર્ણન ઉપરથી તે સુખનો ઉપભોગ કરવાને અમારૂં મન બહુ જ ઉત્સુક બની ગયું છે.”

પછી અધઘડી સુધી તેઓનો પ્રવાસ કેવળ મૌનપણે ચાલ્યો. ત્યારબાદ તેમના ઘોડા ઉભા રહ્યા અને એક મોટો દરવાજો ઉઘડતો હોવાનો તેમને ભાસ થયો. તે દરવાજામાં થઇને ઘોડા અંદર પેઠા પછી તેમના પગ પત્થરની ફરસબંધી ઉપર પડતા હોય એવા અવાજ થવા લાગ્યા. તુરત જ ઘોડા ઉભા રહ્યા અને બન્ને જણ ઘોડા ઉપરથી નીચે ઉતરી ગયા. વૃદ્ધાએ તેમના મ્હોં ઉપરથી બુરખા કાઢી નાંખ્યા.

એ વખતે પોતે એક ભવ્ય ઇમારતના સુંદર ચોકમાં ઉભા હોય એવું તેમના જોવામાં આવ્યું. તે ઇમારતનું અવર્ણનીય સૌંદર્ય જોઇને તેઓ દિઙ્મૂઢ જેવા બની ગયા. ઇમારતની સઘળી દિવાલો ઉંચા આરસપહાણની બાંધેલી હતી અને બારીઓને જૂદા જૂદા રંગોથી રંગીને સુશોભિત બનાવવામાં આવી હતી, એવું તેમના ધ્યાનમાં આવ્યું. તેઓ એ સઘળું જોઈ રહ્યા હતા એટલામાં ઉંચા પ્રકારનો પોશાક પહેરેલા કેટલાક નોકરો આગળ આવ્યા અને તેઓમાં કોઇએ ઘોડા પકડી રાખ્યા અને કોઈ તેમને દિવાનખાના તરફ લઇ ચાલ્યા. એક વિશાળ દિવાનખાનામાં જઇ પહોંચતાં વૃદ્ધાએ તેજસીંગ અને દાનસીંગની રજા લીધી અને તે ત્યાંથી ચાલી ગઇ. તે ગયા પછી કેટલાક સેવકો એ બન્ને જણને એક બીજા દિવાનખાનામાં લઇ ગયા. તે દિવાનખાનામાં આરસપહાણમાંથી કોતરી કાઢેલાં સ્ત્રીઓનાં મોટાં મોટાં પૂતળાં હતાં અને તેમના હાથમાં ફુલઝાડનાં કુંડાં તથા દીવીઓ આપવામાં આવી હતી. તેમાંનાં ફુલોથી અને બીજા કેટલાક પદાર્થોથી એ આખું દિવાનખાનું બહેક બહેક થઈ રહ્યું હતું અને દીવાઓના પ્રકાશથી જ્યાં ત્યાં ઘણો સુંદર અને ચકચકિત દેખાવ નજરે પડતો હતો. એ પ્રમાણે ચક્ષુ અને નાસિકાની તૃપ્તિની સાથે કર્ણેન્દ્રિયને તૃપ્ત કરનારાં અનેક વાદિત્રો અને ગાયનોનો મંજુલ ધ્વનિ ચોમેરથી સંભળાતો હતો.

એ સ્થળે આવ્યા પહેલાં જ પેલી વૃદ્ધાએ કરેલા વર્ણન ઉપરથી તેજસીંગ અને દાનસીંગની વૃત્તિ ઘણી ઉત્સુક બની ગઇ હતી; તેમાં તે શોભાથી, સુગંધથી અને સંગીત ધ્વનિથી વધારે ઉત્તેજકતાનો પ્રવેશ થયો. આથી પોતે કોણ છે અને કેવા સાહસમાં પડે છે તેનુ તેમને ભાન જ રહ્યું નહિ. પછી તેમને ચાકરો એક ઓરડામાં લઈ ગયા. ત્યાં અનેક પ્રકારના મૂલ્યવાન્ વસ્ત્રાલંકારો ગોઠવી રાખેલા હતા, તેમાંથી તેમને પસંદ પડે તેવાં વસ્ત્રો ધારણ કરવાની ચાકરોએ તેમને વિનતિ કરી. "વખત બહુ થોડો રહ્યો છે, અને બધું મંડળ થોડા જ સમયમાં એકત્ર થઇ જશે" એવું જો ચાકરોએ તેમને ન કહ્યું હોત, તો ત્યાંના અનેક તરેહના પોશાકો જોવામાં જ તેમણે પુષ્કળ વખત ગાળી નાંખ્યો હોત! તેમણે પોશાક પહેરી લીધો એટલે તે ચાકરો તેમને બન્ને જણને સાથે લઇને એક ભવ્ય દિવાનખાનામાં દાખલ થયા.



## પ્રકરણ ૧૯ મું.

### ઘટકંચુકી.

તેજસીંગ અને દાનસીંગ જે ભવ્ય દિવાનખાનામાં દાખલ થયા હતા, તે દિવાનખાનાને શેની ઉપમા આપવી તે સૂજતું નથી! તેને નંદનવન કહીએ કે ભૂલોકનું સ્વર્ગ કહીએ, પણ એ સ્થાનો કોઇએ જોયાં નથી, એટલે કદાચ એ ઉપમાઓ પણ એ રમણીય દીવાનખાનાને માટે ઓછી પડી જાય, એવો ભય રહે છે! બરાબર મધરાત થતાં રૂપાનો ઘંટ ઘણા મધુર અવાજે વાગ્યો કે તુરત જ ત્યાં એક એક કરતાં વધારે સુંદર સ્ત્રીઓ આવવા લાગી અને તેમને જોતાં તો તેજસીંગ અને દાનસીંગ અંજાઇ જ ગયા! ત્યાંની સઘળી શોભાનું અવલોકન કરતાં તેમને પોતાની આંખો મટમટાવવાનું પણ મન થતું નહોતું! જ્યાં જોઇએ ત્યાં તેજ અને ચકચકાટ જ નજરે પડતો હતો! ચિત્ર-વિચિત્ર રંગનાં કાચનાં વાસણોમાં અત્યંત પ્રકાશમાન દીપકો બળી રહ્યા હતા અને તેનાં અનેક પ્રતિબિંબો ભીંત ઉપર બાંધવામાં આવેલા મોટા અરીસામાં પડવાથી ચોમેર રંગબેરંગી દીવાઓની દીપમાળા પૂરી હોય એવો ભાસ થતો હતો. વળી ત્યાં આવેલી રમણીઓનાં પ્રતિબિંબો પણ તે અરીસામાં પડતાં હોવાથી એકંદરે તે દિવાનખાનામાં કેટલી સ્ત્રીઓ છે તેમની સંખ્યા નક્કી કરવાનું પણ અશક્ય થઈ પડ્યું હતું. આખું દિવાનખાનું કેવળ સ્ત્રીમય જ બની ગયું હોય એવો તે બંન્ને જણને ભાસ થયો.

એટલામાં એક બીજું દ્વાર ઉઘડ્યું અને તેમાં થઇને કેટલાક પુરૂષો અંદર આવ્યા. પ્રત્યેક સ્ત્રીની પાસે એક એક પુરૂષ એ પ્રમાણે સઘળાં જોડાં બંધાઇ ગયાં. એ ઉપરથી સ્ત્રીપુરૂષોની સંખ્યા એકસરખી હતી એમ ખુલ્લું જણાઇ આવતું હતું. ત્યાં એકઠાં થએલાં સઘળાં જોડાં સુંદર હોવાથી સૌંદર્યના અનેક પ્રકારના નમૂના એકત્ર કરીને તેમનું પ્રદર્શન ભરવામાં આવ્યું હોય તેવો જ પ્રકાર દૃષ્ટિગોચર થતો હતો! તેજસીંગ અને દાનસીંગે પોતાના આખા જન્મારામાં આવા પ્રકારનો સ્ત્રીસમૂહ નહિં જોયો હોવાથી તેઓ તો કેવળ સ્તબ્ધ જ બની ગયા હતા! અહીં રહેવું કે અહીંથી ચાલ્યા જવું તે સંબંધે હવે તેમને વિચાર થવા લાગ્યો. પણ હવે જવું કેવી રીતે? તેઓ તો કેવળ પરતંત્ર દશામાં હતા. કેટલીક વાર સુધી તો તેમને એવું લાગ્યું કે પોતે આ સઘળું સ્વપ્નમાં જ જુએ છે, પરન્તુ ખાત્રીને માટે તેમણે પોતાના

શરીરપર ચુંટકી ખણી જોઈ ત્યારે તેઓ નિશ્ચય કરી શક્યા કે એ સ્વપ્ન નહોતું પણ સાચું હતું !

એકત્ર થએલાં સ્ત્રીપુરૂષોનું વય સત્તર કરતાં ઓછું કે ત્રીસ કરતાં વધારે નહોતું. એથી ત્યાં નવયૌવના બાળાથી માંડીને તરૂણ સુંદરીઓ સુધીની પ્રત્યેક અવસ્થાની સ્ત્રીઓ દષ્ટિગોચર થતી હતી. તેવી જ રીતે પુરૂષોમાં હજી જેઓને મૂછો પણ ફૂટી નહોતી તેવા જુવાન છોકરાઓથી માંડીને ભરજુવાનીમાં મહાલતા પુરૂષો સુધીની પ્રત્યેક અવસ્થાના નમૂના જોવામાં આવતા હતા. કોઇ પુરૂષો પોતપોતાની પ્રિયતમાના ગળામાં હાથ નાંખીને પ્રેમસંવાદ કરતા હતા, તો કોઇ કોઈ સ્ત્રીઓ પોતાની સખીઓની સાથે ત્યાં પડેલા ખાવા પીવાના પદાર્થોનું સેવન કરતી હતી. ટુંકામાં ત્યાં એકઠાં થએલાં જોડાંઓના પ્રત્યેક કૃત્યનું વર્ણન પૂર્ણ રીતે કરવું મુશ્કેલ છે !

એટલામાં એક જુવાનની સાથે એક પ્રૌઢ સ્ત્રી ત્યાં આવી. બીજી સ્ત્રીઓ કરતાં તે સ્ત્રીનું સ્વરૂપ અને વસ્ત્રાલંકારો જુદી જ તરેહનાં હોવાથી તેજસીંગ અને દાનસીંગનું ધ્યાન તેની તરફ આકર્ષાયું. તેની ગંભીર મુખમુદ્રા ઉપરથી તે જ એ સઘળા સમાજની અધિષ્ઠાત્રી હશે એવું સ્પષ્ટ જણાતું હતું. તે એકલીનું જ વય બીજાં સ્ત્રીપુરૂષો કરતાં વધારે હતું—એટલે કે લગભગ ચાળીસેક વર્ષનું હતું, તોપણ તેણે કરેલી ટાપટીપ ઉપરથી તે પચીસેક વર્ષની તરૂણી માલુમ પડતી હતી. તેની સાથેનો જુવાન પણ તેના જેટલી જ વયનો હતો. તેના પોશાક અને ભવ્યતા ઉપરથી તે કોઇ ઉંચા ખાનદાનનો પુરૂષ હોવો જોઇએ એવું તે બન્નેએ અનુમાન કર્યું. તે બન્નેનું વર્તન વિવાહબંધનથી એકરૂપ થએલા દંપતીના જેવું નહોતું પણ આશક—માશૂકના જેવું હતું, એ વાત પણ થોડી જ વારમાં તેજસીંગ અને દાનસીંગના સમજવામાં આવી ગઈ.

એ ઉપરાંત ત્યાં ધ્યાન ખેંચનારો એક વિશેષ પ્રકાર એ હતો કે એક સત્તર—અઢાર વર્ષની વયની સુંદર બાળા માત્ર એકલી જ હતી—તેની સાથે કોઇ પુરૂષ નહોતો. તેના ગળામાં મોટાં મોટાં મોતીનો એક પાણીદાર હાર હતો અને હાથમાં મયુરપીચ્છનો એક સુંદર પંખો હતો. તે સુંદરી એક બીજી તરૂણીની સાથે વાર્તાવિનોદ કરતી એક મોટા સુખાસનમાં પડેલી હતી.

તેજસીંગ અને દાનસીંગ જે દિવાનખાનામાં ઉભા હતા, તે દિવાનખાનામાં મુખ્યત્વે કરીને ઉપર જણાવ્યા પ્રમાણે સ્ત્રીપુરૂષો હતાં. તેઓની તરફ તે દિવાનખાનામાંની કોઇ પણ વ્યક્તિનું લક્ષ પહોંચે

તે પહેલાં તો ત્યાંનો સર્વ પ્રકાર તેઓએ જોઇ લીધો. એટલામાં પેલી પ્રૌઢ સુંદરીનું-એ સમાજની અધિષ્ઠાત્રીનું ધ્યાન તેમના તરફ ખેંચાયું. તેણે પોતાના પ્રિયતમને કાંઇક સૂચના કરી અને પછી તે બન્ને જણને પોતા પાસે આવવાની ઇશારત કરી. બન્ને જણ અતિ વિનયપૂર્વક તેમની તરફ ગયા અને તેમણે તે બન્નેને સન્માનપૂર્વક પ્રણામ કર્યા.

"સુંદર તરૂણો ! તમે અહીં ભલે આવ્યા !" તે પ્રૌઢાએ અતિ આનંદપૂર્વક અને ગૌરવસૂચક સ્વરે કહ્યું. તેનો તે પ્રેમાળ આવકાર સાંભળીને તે જુવાનોનાં ગુંચવાઇ ગએલાં મનને જરા શાન્તિ મળી. તેમણે એક વાર આસપાસ નજર કરી તો જણાયું કે ત્યાં આવેલી લગભગ સઘળી સુંદરીઓ પોતા તરફ મોટી આતુરતાથી જોઇ રહી છે. "તમે મારા મકાનમાં આવ્યા, તે ઘણું સારૂં થયું. અહીંનાં સર્વ સુખોનો ઉપભોગ કરવાનું તમને મળી શકશે. પણ–" તે પ્રૌઢા ગંભીરતાથી બોલી: "તે પહેલાં એક મહત્ત્વનો વિધિ કરવાનો છે, તે માટે તમે જરા મારી સાથે ચાલો."

એમ કહીને તે પ્રૌઢા ઉઠી અને પોતાના પ્રિયતમને ત્યાં જ રહેવા દઇને પોતે તેજસીંગ તથા દાનસીંગને સાથે લઇ તે દિવાનખાનાના એક બીજા દ્વારે થઇને બહાર નીકળી. આમ કરવામાં તેનો હેતુ એવો હતો કે ત્યાં આગળનું સઘળું ઐશ્વર્ય અને મોહક વસ્તુઓ તે બન્ને જણની દૃષ્ટિએ સંપૂર્ણ રીતે પડે. તે મોટા અને લાંબા દિવાનખાનાને બીજે છેડે પહોંચતાં જ તે પ્રૌઢાએ એક મખમલનો પડદો જરા ખસેડયો અને ત્યાં આગળનું દ્વાર ઉઘાડયું. તેમાં થઇને તે ત્રણે જણાં એક નાની ઓરડીમાં ગયાં. ત્યાં અનેક પ્રકારનો ફળમેવો, પકવાનો, માંસના મસાલાદાર પદાર્થો અને વિવિધ પ્રકારનાં મદ્યો સોના-ચાંદીનાં વાસણોમાં ભરી રાખવામાં આવેલાં તેમની દૃષ્ટિએ પડયાં. તે પદાર્થોનો મઘમઘાટ આવતાં જ તે બન્ને જણના મુખમાંથી પાણી છૂટયાં વિના રહ્યું નહિ ! તોપણ ત્યાં જરાએ નહિ થોભતાં તે સ્ત્રીએ તેમને પોતાની સાથે એક બીજી ઓરડીમાં આગળ લીધા. તે ઓરડીમાં એક ઝીણો દીવો માત્ર બળતો હતો અને તેથી આસપાસનું અજવાળું સ્પષ્ટ નહોતું. તેમાં પગ મૂકતાં જ કોઇ ભયંકર પદાર્થો તેમની નજરે પડયા, એટલે તેઓ અચકાઇને ઓરડીના ઉંબરામાં જ ઉભા રહ્યા, અને ભયચકિત થતા આમતેમ જોવા લાગ્યા.

"અરે બાયલાઓ !" તે સ્ત્રી બોલી: "તમારામાં જો હિંમત નહોતી અને આટલા બ્હીતા હતા, તો પછી તમે અહીં મારા મકા-

નમાં આવ્યા જ શામાટે ?" પહેલાં જે સૌંદર્ય અને શાંતતાની સાક્ષાત્ મૂર્તિ દેખાતી હતી, તે જ સ્ત્રી અત્યારે એક ચ્હીડાએલી નાગણીના જેવી ક્રોધથી છંછેડાએલી દેખાવા લાગી !

તેજસીંગ બોલ્યો: "બાઈ! અમે કાંઈ બાયલા નથી, પણ અમે જીવતાં પ્રાણીઓની સાથે લડવા તૈયાર છીએ; મૂએલા ઉપર અમારૂં હથિયાર અમે કેવી રીતે ઉપાડીએ ?"

પછી તે સ્ત્રીએ અધિકારદર્શક સ્વરે તેમને પાછળ આવવાનું ફરમાવ્યું; પરન્તુ બન્ને જણ ભયથી ગભરાઇ ગએલા હોવાથી તેમને આગળ જવું કે ન જવું તેનો વિચાર થઇ પડ્યો; કારણકે એ ઓરડીમાં જે ભયાનક પદાર્થો તેમની નજર સમીપે દેખાતા હતા, તે કરતાં પણ વધારે ભયંકર દેખાવો બીજે સ્થળે જોવામાં આવે અને પોતા ઉપર કાંઈ અનિષ્ટ પ્રસંગ આવી પડે એવી આશંકા ઉભયના ચિત્તમાં ઉત્પન્ન થવા લાગી હતી.

તેઓ આગળ વધવાની આનાકાની કરે છે, એ જોતાં જ તે બાઇના સંતાપનો-ક્રોધનો પાર રહ્યો નહિ. પહેલાં તેની રાજકીય વૈભવયુક્ત મુખમુદ્રામાં અત્યારે એટલો બધો ફેરફાર થઈ ગયો હતો કે પહેલાંનું સ્ત્રીજાતિનું માર્દવ જ તેનામાંથી નષ્ટ થઇ ગયું હતું અને તે એક રાક્ષસીના જેવી ક્રૂર દેખાતી હતી. તેનાં નેત્રોમાંથી અગ્નિકણો વરસતાં હોય એવો જ ભાસ તેજસીંગ અને દાનસીંગને તો થતો હતો !

તે બન્ને જણ તરફ તિરસ્કારપૂર્વક જોઇને તે સ્ત્રી બોલી: "એક વાર મેં તમને અહીં આવવાનું કહ્યું ! હવે બીજી વાર હું તમને અહીં આવવાનું ફરમાવું છું; અને તે પ્રમાણે નહિ વર્તતાં જો ત્રીજી વાર કહેવાની મને જરૂર પડશે, તો તે સાથે જ અહીંના ભયંકર પદાર્થો પોતાની મેળે જ પોતાની જગ્યાએથી આગળ આવીને તમને મજબૂત રીતે પકડી લેશે, અને—"

"ઓહ ! ભયંકર ! ઘણું જ ભયંકર !" એટલું બોલતાં જ દાનસીંગે પોતાનું મ્હોં બન્ને હાથવડે ઢાંકી દીધું.

"અરે દાનસીંગ! જરા ધૈર્ય રાખ !" તેજસીંગે તેને હળવેથી કહ્યું : "આપણે હવે એટલેસુધી આગળ વધી ચૂક્યા છીએ કે અત્યારે તેમાંથી પાછા ફરવાનું અશક્ય બની ગયું છે ! હિંમત રાખીને હવે આવેલા પ્રસંગને પાર કર્યા વિના આપણો છૂટકો જ નથી ! "

પોતાની સઘળી હિંમતને એકઠી કરીને દાનસીંગ બોલ્યો: "નહિ,

નહિ, આપણે પોતે કાંઇ આપણું અપમાન કરાવવા માંગતા નથી. ‘માથે પડી વિશ્વરેવા’ કરી લેવા હું પણ તૈયાર છું !”

“ચાલો, અંદર આવો !” તે સ્ત્રી ત્રીજી વાર બોલી. આ વખતે તો તે કેવળ ક્રૂરતાની સાક્ષાત્ મૂર્તિ જ દેખાતી હતી!

પોતાનું સઘળું ધૈર્ય એકત્ર કરીને તેજસીંગ આગળ થયો. તેની પાછળ પાછળ દાનસીંગ પણ ચાલ્યો. તેઓ બન્ને અંદર જતાં જ તે ઓરડાનાં દ્વાર ધબોધબ બંધ થઈ ગયાં !

દશેક પળ પછી તે દ્વાર પુનઃ ઉઘડયાં અને તેજસીંગ તથા દાનસીંગ તેમાંથી બહાર નીકળ્યા. પણ આ વખતે તેમના વદન ઉપરનું સઘળું તેજ નાશ પામી ગયું હતું ! તેઓનો ચહેરો તદ્દન ફિક્કો બની ગએલો હતો અને તેઓ કેવળ તેજહીન–મુડદા જેવા દેખાતા હતા. બન્નેને શરીરે પુષ્કળ ઘામ છૂટયો હતો અને જાણે તેઓ હમણાં જ મૃત્યુના મુખમાંથી છૂટયા હોય એવા દેખાતા હતા.

પણ તે સ્ત્રી આ વખતે કેવળ શાંત દેખાતી હતી. તેનું પહેલાંનું સૌંદર્ય હવે સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યું હતું. તેનો પહેલાંનો ક્રૂર શબ્દ હવે મંજુલ થયો હતો. તે બોલી : “તમે થોડો નાસ્તો કરી લો, એટલે તમને ઠીક પડશે.” એમ કહીને તે સ્ત્રીએ પોતાના નાજૂક અને કમળદંડ જેવા હાથવડે મદ્યના બે પ્યાલા ભર્યા અને તે તેજસીંગ તથા દાનસીંગને આપ્યા. બન્ને જણે બહુ વિચાર ન કરતાં તુરત તે પ્યાલા ખાલી કરી વાળ્યા. પછી તેમને થોડો ફળ મેવો ખાવા આપવામાં આવ્યો તેને પણ તેમણે પેટમાં પધરાવ્યો.

હવે તેમનામાં હુશિયારી આવી. તેમનાં મ્હોં ઉપર તેજ ચમકવા લાગ્યું અને કંપ નષ્ટ થયો. ભયચકિત અવસ્થા દૂર થઇ અને પુનઃ તેઓ પહેલાંના જેવી સ્થિતિમાં આવી ગયા. આ વખતે તે મદ્ય અને ફળપ્રાશન તેમને અમૃતના જેવું મધુર લાગ્યું. તે બન્ને એકીસાથે બોલ્યા : “બાઇ સાહેબ ! આપની આજ્ઞા માન્ય કરવાને અમે આનાકાની કરતા હતા, તે માટે અમને ક્ષમા કરજો. અમારી તરફથી એવું લજ્જાસ્પદ અને ગાંડાઇભર્યું વર્તન કેવી રીતે થઇ ગયું, તે સંબંધે વિચારતાં અમને હવે શરમ લાગે છે. અમારા સંબંધે આપનું મન જો દૂષિત થયું હોય તો—”

“ના, ના,” તે સ્ત્રી વચમાં બોલી ઉઠી : “તમે તો બહુ જ ધૈર્યથી વર્ત્યા છો; વળી તમે સોગંદ તો લીધા છે એટલે કશો સવાલ જ હવે રહેતો નથી. હવે ફક્ત તમે તમારા વર્તનથી મારા મનનું પૂર્ણ સમાધાન કરજો, એટલે કે અમારા આ સામાન્ય મંડળના નિય-

મોનું ઉલ્લંઘન કરીને પણ હું તમને એકાદી વાર ફરીથી અહીં આવવાની પરવાનગી આપીશ."

"પણ બાઇ સાહેબ ! તમારા મનનું સમાધાન કેવી રીતે થઈ શકે તે કાંઇક અમે જાણીએ તો ઠીક." બન્ને જણુ સાથે બોલ્યા. આ વખતે મદ્યની અસરથી અને ભવિષ્યના સુખની આશાથી એ બન્ને જણાઓ કેવળ ઉલ્લૂ જ બની ગયા હતા. તેઓ આગળ બોલ્યા: "એટલે તમારા મનનું સમાધાન થાય એવી રીતે જ અમે વર્તીશું; અને તમારા નિયમોને અનુસરીને તમારા આ સ્વર્ગસુખનો માર્ગ અમારે માટે મોકળો કરી લઇશું."

"તેમ વર્તવામાં કાંઇ મુશ્કેલી રહેલી નથી." તે શબ્દો એ સ્ત્રી એટલી મૃદુતાથી બોલી અને તે વખતે તેના ચહેરાપર એટલી બધી મોહકતા દેખાતી હતી કે તે બન્ને મદ્યપાનથી ઉન્મત્ત બનેલા સેવકો તેને સાષ્ટાંગ દંડવત્ કરવા મંડી ગયા ! તેમને ઉઠાડીને તે બોલી: "હવે તમે માત્ર એટલું જ કરો કે તમે મારી સાથે દિવાનખાનામાં ચાલો, અને ત્યાં તમારા ભાગ્ય પ્રમાણે જે સુંદરી તમને પ્રાપ્ત થાય તેની સાથે યથેચ્છ ક્રીડા કરો. પણ એટલું યાદ રાખજો કે આ સુખભુવન ક્યાં આવી રહેલું છે તે જાણવાની ભાંજગડમાં તમારે પડવું નહિ." પછી તેણે બન્ને જણને પોતાની સાથે લીધા અને તેઓ સઘળાં પૂર્વપરિચિત દિવાનખાનામાં આવી પહોંચ્યાં.

આ વખતે તે દિવાનખાનાની મધ્યમાં એક રૂપાના ચકચકીત મોટા બાજઠની વચ્ચોવચ્ચ અષ્ટભુજા દેવીની સુવર્ણપ્રતિમા સ્થાપિત કરવામાં આવી હતી અને તેની પૂજા સમાપ્ત થતાં અત્યારે તેને નૈવેદ્ય સમર્પણ કરવાનું કામ ચાલી રહ્યું હતું. મદ્યમાંસના પદાર્થોનો મઘમઘાટ ચોમેર છૂટી રહ્યો હતો. પૂજાની સમાપ્તિ થતાં ત્યાં આવેલા સર્વ ભક્તોએ તે પ્રસાદ યથાશક્તિ ગ્રહણ કર્યો. પછી થોડી વાર ગાન–તાન ચાલ્યાં. ત્યારબાદ એક મોટો મૃત્તિકાઘટ–માટીનો ઘડો લાવીને મૂકવામાં આવ્યો. ત્યાં આવેલી પ્રત્યેક સ્ત્રીએ પોતપોતાની કંચુકી કાઢીને તે ઘડામાં નાંખી. પછી તેમની અધિષ્ઠાત્રીએ અને તેના પ્રિયતમે મળીને તે ઘડાની ષોડશોપચારે પૂજા કરી. એ વખતે એક બાજુએ પુરૂષો હારબંધ ઊભા હતા અને બીજી બાજુએ સ્ત્રીઓ હારબંધ ઉભી રહી હતી. પૂજાવિધિ સમાપ્ત થયા બાદ અનુક્રમે એક પછી એક પુરૂષ આગળ આવવા લાગ્યા અને પ્રત્યેકે તે ઘડામાંથી એક એક કાંચળી બહાર કાઢવા માંડી. તે કાંચળી જે સ્ત્રીની હતી, તે સ્ત્રી પોતાની કાંચળીને ઓળખતી જ આગળ આવીને પેલા

પુરૂષની સાથે ત્યાંથી ચાલી જતી. એ પ્રમાણે સ્ત્રી પુરૂષોનાં અઠ્ઠાણું જોડાં ત્યાંથી ચાલ્યાં ગયાં, એટલે તેજસીંગ અને દાનસીંગનો વારો આવ્યો. પૂર્વે જે મયુરપીચ્છના પંખાવાળી સુંદરીનું વર્ણન કરવામાં આવ્યું છે તેની કાંચળી તેજસીંગને અને તેની સખીની કાંચળી દાનસીંગને મળી; અને તે બન્ને જણાએએ આનંદપૂર્વક તેમનું અભિનંદન કર્યું! એ સુંદરીઓ કોણ છે અને એ પુરૂષો કોણ છે તેની તેમને પરસ્પર બીલકુલ ખબર નહોતી, તોપણ તેથી કાંઇ તેમના વિલાસમાં હરકત આવે એવું નહોતું જ!!

વાચક! આ અનીતિપૂર્ણ પ્રકરણ ઉપર આ સ્થળે પડદો પાડવાનું જ લેખક વાજબી માને છે. તે સમયના શાક્તોનાં અનેક નીચ કૃત્યોમાંનું એકાદું કૃત્ય પણ ખુલ્લી રીતે દર્શાવ્યા સિવાય, તે ઉપર વાચકનો તિરસ્કાર ઉત્પન્ન થશે નહિ અને તેમ થયા વિના આ કથાની ઘટનાનો રંગ બરાબર જામશે નહિ, તેટલા માટે આટલું વર્ણન આપવાની લેખકને ફરજ પડી છે. જે મકાનની માલકેણનું કિંવા ત્યાંનાં સ્ત્રીપુરૂષોનાં નામો પણ હજી વાચક જાણતો નથી તે મકાનમાં ફરીથી એકાદ વાર તેને આવવું પડશે; પરન્તુ લેખક એટલી તો ખાત્રી આપે છે કે વાચકના મનને કંટાળો અને જુગુપ્સા ઉત્પન્ન થાય એવી કશી અસભ્ય વાત તેની પાસે વર્ણવી બતાવવામાં આવશે નહિ.

જે પ્રમાણે તેજસીંગ અને દાનસીંગને તે સ્થળે લઇ જવામાં આવતી વખતે મોટી સાવધાનતાથી ગુપ્તતા જાળવી રાખવામાં આવી હતી, તેવી જ રીતે તેમને પાછા લઈ જતી વખતે પણ તેમના મ્હોં પર બુરખો નાંખીને તે જ વૃદ્ધાએ તેમને પૂર્વોક્ત શ્મશાનમાં લાવીને છોડી દીધા હતા. જ્યારે તેઓ પોતાને ઉતારે આવી પહોંચ્યા, ત્યારે પ્રભાત થઇ ગયું હતું, પણ હજી બળવંતસિંહ ઉઠ્યો નહોતો.

તે રાત્રિના વિલાસથી તે જુવાનોને સુખ મળ્યું હતું શું? શેનો વિલાસ અને શેનું સુખ? આખી રાતનું જાગરણ, મદ્યપાન, અપમાન, ભયંકર પદાર્થોનું દર્શન ઇત્યાદિથી તેઓ શરીરથી તેમ જ મનથી થાકીને લોથપોથ થઈ ગયા હતા. મદ્યનો કેફ ઉતરી જતાં રાત્રિના પોતાના કૃત્યથી તેઓને એટલી શરમ ઉત્પન્ન થવા લાગી કે તેઓ એક બીજા તરફ જોતાં જ નીચું માથું ઘાલવા લાગ્યા! પેલી મીઠાબોલી વૃદ્ધાના પાશમાં પોતે એટલા બધા કેવી રીતે બંધાઇ ગયા, તે માટે જ તેઓને હવે આશ્ચર્ય લાગવા માંડ્યું.

આજસુધી તો એ બન્ને જુવાનો કેવળ સરલ મનના હતા,

પણ હવે તેમને ઢોંગીપણાનો પાઠ શીખવો પડ્યો ! પોતે આખી રાત બહાર જ ક્યાંય ગાળી છે એ વાત જો બળવંતસિંહના જાણવામાં આવી જાય, તો તેને કેવી રીતે થાપ આપવી તેનો તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા. પરન્તુ તેમના સદ્‌ભાગ્યે તેમની ગેરહાજરીની બળવંતસિંહને ખબર જ નહોતી, એટલે એક પાપ છુપાવવાને જૂઠું બોલવાનું કે ખોટાં બ્હાનાં કાઢવાનું બીજું પાપ કરવાની તેમને જરૂર પડી નહિ; નહિતો ગુપ્તતા જાળવી રાખવાને ગઇ રાત્રે તેમને જે ભયંકર સોગંદ આપવામાં આવ્યા હતા, તે પાળવાને માટે તેમને જૂઠું બોલવાની જ જરૂર પડત.

---

# પ્રકરણ ૨૦ મું.

## સરદારોની સભા.

કાર્તિક વદ બીજની રાત્રે પહેલા પ્રહરનો અમલ પૂરો થતાં સંગમપુરના રાજમહાલયના એક ભવ્ય દિવાનખાનામાં પંદર–વીસ સરદારો અને કિલ્લેદારો એકત્ર થયા હતા. બે–ચાર મહીનાથી જે સભાને માટે મોટી હીલચાલ થઈ રહી હતી, અને જેના પરિણામ ઉપર આખા રાજપૂતસ્થાનની શાંતતાનો આધાર રહ્યો હતો, તે જ એ સભા હતી. એ સભામાં જે પંદર–વીસ માણસો આવ્યા હતા તેઓ સઘળા એ પ્રદેશના મોટા અધિકાર ધરાવનારા અને વિખ્યાત થએલા હોવાથી તેઓની સંખ્યા જોકે નાની હતી, તોપણ તેઓના વિચારોનું મહત્ત્વ ઘણું વિશેષ હતું.

આ સભાના કામકાજમાં ભાગ લેનારા મુખ્ય સરદારો ત્રણ હતા. એક શ્યામગઢવાળો સરદાર ભભૂતમલ, બીજો સુંદરગઢનો સરદાર શૂરસેન અને ત્રીજો પ્રેમદુર્ગનો સરદાર વિજયસિંહ. આમાંના પહેલા બે સરદારો સાથે વાચકોનો થોડો પરિચય થઇ ગયો છે, અને ત્રીજા સંબંધે અત્ર એટલું જ કહેવું બસ છે કે તે એક બલાઢ્ય સરદાર હતો અને સંપૂર્ણ રીતે શાક્તમાર્ગાનુયાયી હતો. શાક્તોનું મૂળથી જ ઉચ્છેદન કરી નાંખવું એવો વીરોત્તમનો વિચાર હોવાથી તેની સાથે વિજયસિંહને શત્રુતાથી વર્તવું પડતું હતું. તેના તાબામાં રાજપૂતસ્થાનનો પુષ્કળ પ્રદેશ આવેલો હતો અને તેની આવક પણ સારી હતી. તેણે સંગમપુરમાં એક મોટું મકાન બાંધ્યું હતું અને બહુધા તે પોતાની રાજધાની છોડીને એ મકાનમાં જ રહેતો હતો. તે વિધુર

હતો અને તેને કશું પણ સન્તાન નહોતું. તે બહુ જ સદાચરણી અને કરડા સ્વભાવનો પુરૂષ છે એવી તેની કીર્તિ લોકોમાં પ્રસરેલી હતી.

સભાનું પ્રમુખસ્થાન સર્વાનુમતે **વિજયસિંહને** જ આપવાનું ઠર્યું, એટલે તેણે પ્રમુખને આસને બેસીને કામકાજની શરૂઆત કરતાં સૌથી પહેલાં **બળવંતસિંહને** જ આગળ બોલાવ્યો. **બળવંતસિંહ** ગુર્જ્જરેશ્વર **વીરધવળના** પ્રતિનિધિ તરીકે ત્યાં આવ્યો હતો, એટલે તેની પાસે **વીરધવળનો** તેવા અર્થવાળો રૂક્કો હોવો જોઇતો હતો. તેવો કાંઇ હુકમ હોય તો તે સભા સમક્ષ રજુ કરવાને પ્રમુખ તરીકે **વિજયસિંહે બળવંતસિંહને** કહ્યું. તેણે પોતાના કમરપટામાંથી એક કાગળ કાઢીને તે પ્રમુખના હાથમાં આપ્યો. તે વાંચીને **વિજયસિંહે** કહ્યું: "આ અધિકારપત્ર ઉપરથી **બળવંતસિંહ** ગુર્જ્જરેશ્વર મહારાજ **વીરધવળના** પ્રતિનિધિ છે એવું માનવાને મને કશો વાંધો નથી."

"જરા રહો!" એમ બોલીને **ભભૂતમલ** પોતાની જગ્યાએથી ઉતાવળે ઉઠ્યો અને તેણે તે કાગળ પ્રમુખના હાથમાંથી ઝુંટવી લીધો અને કહ્યું: "મને થોડી શંકા રહે છે—"

"શું? શંકા!" **બળવંતસિંહ** પોતાની તલવારપર હાથ નાંખતાં બોલ્યો: "જે કોઇ એવો શબ્દ મારા સંબંધે કિંવા મારા કૃત્ય સંબંધે ઉચ્ચારશે—"

"સરદાર સાહેબ! જરા શાન્ત થાઓ!" વિજયસિંહ વચમાં બોલ્યો: "તમને યોગ્ય ન્યાય મળશે તે માટે ખાત્રી રાખજો. પણ અરે **ભભૂતમલ**! તમે એક સભાસદ થઇને એકદમ મારા હાથમાંથી તે કાગળ ઝૂંટવી લીધો અને **વીરધવળ** મહારાજના આ સન્માન્ય પ્રતિનિધિ સંબંધે—"

"એ **વીરધવળ** મહારાજાના પ્રતિનિધિ છે એ વાત મને કબૂલ નથી." **ભભૂતમલ** બૂમ મારતો બોલી ઉઠ્યો: "જેને તમે એક અધિકારપત્ર કહો છો તે કાગળ તો એક માત્ર બનાવટ છે—"

"શું? બનાવટી કાગળ?" એમ જોરથી તાડુકીને **બળવંતસિંહ ભભૂતમલ** તરફ તુચ્છતાથી જોઇને બોલ્યો: "રહે, તારૂં બોલવું તારા જ મ્હોંમાં પાછું ધકેલું છું! આ પત્રને બનાવટી કહેનારો તું પોતે જ ખુલ્લી રીતે લબાડ માણસ છે!"

આ આકસ્મિક પ્રકાર ઉભો થવાથી સભાસદોમાં મોટી ગરબડ મચી રહી. કોઇ **ભભૂતમલને** ખરો માનવા લાગ્યા, તો કોઇ **બળવંતસિંહ** ઉપર વિશ્વાસ રાખવા લાગ્યા અને કેટલાક તો ઝટપટ ટંટાનો નિકાલ કરવાની સૂચના કરવા લાગ્યા.

આ પ્રમાણે સભાના કામની શરૂઆતમાં જ મોટી ગરબડ ઉભી થવાથી સૌને બહુ જ ખરાબ લાગ્યું, તોપણ પ્રમુખ તરીકે પોતે સૌને શાન્ત કરવા જોઇએ એવું સમજીને વિજયસિંહે કહ્યું: “કાં તો સભાનું કામ શાન્તપણે ચાલવું જોઇએ અને કાં તો સભા બરખાસ્ત કરીને સૌએ અહીંથી ચાલ્યા જવું જોઇએ: એ બે સિવાય ત્રીજો ઇલાજ હવે રહ્યો નથી. હજી આ આપણા રાજપૂતસ્થાનનું દુર્ભાગ્ય પૂરૂં થયું નથી એમ જણાય છે; નહિતો આપણુ સર્વના કલ્યાણને માટે જે કરવાનું આપણે ઠરાવ્યું હતું તેમાં આવો બખેડો ઉભો થાત જ નહિ. સરદાર ભભૂતમલ! તમે તમારી જગ્યાએ બેસો, અને સરદાર બળવંતસિંહ! તમે પણ તમારી જગ્યાએ બેસો. કાંઇ પણ ગેરસમજ થવાથી ભભૂતમલે આવી શંકા લીધેલી જણાય છે; પણ એક વાર તેમને બરાબર સમજણ પડશે, એટલે તે પોતાની ભૂલને માટે માફી માંગશે—”

વિજયસિંહનું આ ભાષણ શરૂ થતાં જ સૌ સભાસદોનું ધ્યાન તેના તરફ લાગી રહ્યું હતું. તે તકનો લાભ લઇને ભભૂતમલે પોતાના ગજવામાંથી એક શીશી કાઢીને તેમાંનો કાંઈ પણ પાતળો પદાર્થ આંગળીવડે તે અધિકારપત્રમાંની સહીપર લગાવી દીધો હતો, પણ એ વાત ત્યાં બેઠેલા કોઇ પણ સભાસદના ધ્યાનમાં આવી નહિ! પોતાનું કામ નિર્વિઘ્ને પૂર્ણ થએલું જોઇને ભભૂતમલમાં હવે બેવડું જોર આવ્યું હતું. તે બોલ્યો: “હું માફી તો માંગતો નથી જ, પરન્તુ આ અધિકારપત્ર બનાવટી છે એવું એક વાર ફરીથી પણ કહું છું, અને એ વાત આ પત્ર ઉપરથી જ સિદ્ધ કરી બતાવું છું. આ પત્રમાં આ ગૃહસ્થનો “સરદાર બળવંતસિંહ” એટલા નામનો જ માત્ર ઉલ્લેખ કરેલો છે, તે ક્યાંના વતની છે અને તેમના પિતાનું નામ શું છે તે તેમાં કશું જણાવ્યું નથી. વળી ત્યાંના દરબારમાં તે કેવા મહત્ત્વના હોદ્દાપર નીમાએલા છે તેનો પણ આમાં કશો ઉલ્લેખ કર્યો નથી. જ્યારે આ પત્રમાં તેમનું મૂળ વતન, બાપનું નામ અને હમેશનો હોદ્દો લખેલો નથી, ત્યારે આ પત્ર કોઇ દરબારી માણસે લખેલો ન હોવો જોઇએ એ સ્પષ્ટ સમજી શકાય તેવું છે. કદાચ એ બાબતો ભૂલથી દર્શાવવી રહી ગઇ હશે એમ માનીએ, પરન્તુ મેં જે એક ખાનગી તપાસ કરી છે તે ઉપરથી મારા જાણુવામાં પક્કી રીતે આવ્યું છે કે વીરધવળ મહારાજના દરબારમાં બળવંતસિંહ નામનો કોઇ સરદાર જ નથી, કારણકે રાજધાનીમાંના એક પણ સરદારને અથવા સામાન્ય વ્યક્તિને ત્યાંના દરબારમાં ‘બળવંતસિંહ’ એ નામનો કોઇ માણસ હોય એવી ખબર જ નથી; અને આ સઘળી વાતોને પુષ્ટિ

આપનારી તથા છેવટની પણ અત્યંત મહત્ત્વની વાત એટલી છે કે આ પત્રમાં સહી કે સીક્કો કશું છેજ નહિ!"

ભભૂતમલના આ જોરદાર ભાષણથી સર્વ સભાસદોના મનમાં બળવંતસિંહ સંબંધે તિરસ્કાર ઉત્પન્ન થયો. એ કોઇ પણ લુચ્ચો માણસ હોવો જોઇએ, એવી તેમની કલ્પના થવા લાગી. આ વળી શો નવો પ્રકાર બન્યો, તેની કશી સમજ બળવંતસિંહને પડી નહિ. તે સમજી ગયો કે આ વખતે પોતે જે કાંઈ બોલશે તેનું કશું પરિણામ આવવાનું નથી. તે પત્રમાંથી સહી અને સીક્કો કેવી રીતે દૂર થઇ ગયાં તેનો તેને મોટો અચંબો લાગ્યો અને તે બોલ્યો: "આ આરોપ કેવળ ખોટો છે. કાગળ ઉપર સહી સીક્કો કરેલો છે."

"પ્રમુખ સાહેબ! આપ પોતે જ હવે ન્યાય આપો કે એ લુચ્ચો છે કે હું લુચ્ચો છું!" એમ કહીને ભભૂતમલે તે કાગળ પ્રમુખની ઉપર ફેંકી દીધો. પ્રમુખે તે કાગળ ઉઘાડીને જોતાં જ સઘળા સભાસદો તેની આસપાસ એકત્ર થયા અને જોયું તો ભભૂતમલનું કહેવું ખરૂં હતું એમ તેઓને જણાઈ આવ્યું!

"અરે લુચ્ચા!" એમ કહીને સઘળા રાજસ્થાની યોદ્ધાઓએ પોતપોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી. બળવંતસિંહ તો તૈયાર જ થઈ રહ્યો હતો. તેની તલવાર આ વખતે વિજળીની પેઠે ચમકવા લાગી. તે બોલ્યો: "આ માર્ગ સૌથી ઉત્તમ! તમે એક પછી એક આવો, કિંવા સૌ એકીસાથે આવો! ચાલો, હિંમત હોય તો લડવાને બહાર પડો, એટલે સરદાર બળવંતસિંહ કોણ છે તથા તેનું પરાક્રમ કેવું છે એ એકદમ તમારા જાણવામાં આવી જશે!"

એ શબ્દો ઉચ્ચારતાં બળવંતસિંહમાં આવેલો આવેશ, ક્રોધથી ભયંકર થએલી તેની મુખમુદ્રા અને તેની તલવારની ચમક, એ સઘળું જોઇને વિજયસિંહને લાગ્યું કે હમણાં જ કાંઇક અનર્થ થયા સિવાય રહેશે નહિ. તે એકદમ આગળ થયો અને ગર્જના કરીને બોલ્યો: "વીર સરદારો! જરા થોભો! આપણે ફક્ત એક જ બાજુનો વિચાર કર્યો છે. હવે સરદાર બળવંતસિંહને જે કાંઇ કહેવાનું હોય તે તેમને કહેવા દો; નહિતો આ છેલ્લી વાત તો આપણા હાથમાં છે જ!"

પ્રમુખના આ ભાષણપરથી સઘળા પોતપોતાની જગ્યાએ બેઠા અને ત્યાં થોડી શાંતતા વ્યાપી. બળવંતસિંહનું આકળું બની ગએલું મન પણ જરા શાન્ત થયું, અને તેણે પણ પોતાની તલવાર મ્યાન કરી.

પણ એટલામાં તો એકદમ સભાગૃહનો દરવાજો ઉઘડયો અને એકાએક-હાથમાં નાગી તલવાર લઇને આવેલો—

# પ્રકરણ ૨૧ મું.

## —વિજયી વીરોત્તમ દેખાયો !

સભાસ્થાને **વીરોત્તમ**ને એકાએક આવી પહોંચેલો જોઇને એક **બળવંતસિંહ** સિવાય બીજા બધા સભાસદો કેવળ ગભરાઇ ગયા ! **વીરોત્તમ** ત્યાં આવવાનો હતો એ વાત **બળવંતસિંહ** તો જાણતો જ હતો. **વીરોત્તમ**ના આકસ્મિક આગમનથી સભાસદોને મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું, એટલું જ નહિ, પણ તેમને મોટો ભય પણ લાગ્યો, કારણકે આખું શહેર કબજે કર્યા સિવાય અને સઘળે પોતાનો અમલ સ્થાપિત કર્યા સિવાય તે એકલો સભાસ્થાનમાં આવ્યો નહોતો, એ વાત તેમની આંખો સમીપ સ્પષ્ટ જણાતી હતી ! ત્યાં એકત્ર થએલા સઘળા સરદારો જોકે ખરા વીર નરો હતા, તોપણ **વીરોત્તમે** તેઓને અચાનક આવીને ગભરાવી મેલ્યા હોવાથી સ્વસ્થ બેસી રહેવા સિવાય બીજો કશો ઉપાય તેમને સૂઝ્યો નહિ.

"સરદારો !" **વીરોત્તમ** અત્યંત ગંભીર અને નિશ્ચયદર્શક સ્વરે બોલ્યો: "મારા શૂરા સિપાઇઓએ **સંગમપુર**ને કબજે કર્યું છે અને તમારા સઘળા સિપાઇઓનાં હથિયારો ઝુંટવી લેવામાં આવ્યાં છે ! એવી સ્થિતિમાં તમે જો કાંઇ પણ હીલચાલ કરવાનો ઇરાદો રાખતા હો તો તે તદ્દન નિરૂપયોગી છે. શહેરમાં સઘળે સ્થળે મારા ચોકી-પહેરા બેસી ચૂક્યા છે, અને તેથી તમારે માટે અહીંથી નાસી જવાનું પણ કેવળ અશક્ય જ છે. જો તમે જરા પણ ગરબડ કરશો તો એક ક્ષણમાં તમારે માટે મારે પાકો બંદોબસ્ત કરવો પડશે, એ વાત બરાબર ધ્યાનમાં રાખજો !"

**વીરોત્તમ**નું આ નાનું પણ જોરદાર ભાષણ કાને પડતાં જ સઘળા સરદારોને પોતાનું મોટું અપમાન થએલું લાગ્યું. ગમે તે થાય પણ એક વાર **વીરોત્તમ**ની સાથે લડી મારામારી કરીને અહીંથી બહાર નીકળી જવું એવો તેઓનો એકદમ નિશ્ચય થયો, અને તેઓએ પોતપોતાની તલવારો એકદમ મ્યાનમાંથી બહાર પણ કાઢી. આ બનાવ લક્ષમાં આવતાં જ **બળવંતસિંહ** પોતાની તલવાર મ્યાનમાંથી કાઢીને આગળ થયો અને સઘળા સરદારો તથા **વીરોત્તમ**ની વચ્ચે ઉભો રહીને બૂમ પાડીને બોલ્યો: "રહો ! જરા શાન્ત થાઓ ! બહુ ઉતાવળા થઇને નકામા સંકટમાં પડો નહિ ! આ બલાઢ્ય વીરની ઇચ્છા તમારો ઘાત કરવાની બીલકુલ નથી. જો તમે આવી કાંઇ

મૂર્ખતા કરશો તો તેને પણ પોતાની તલવાર હાથમાં લેવી પડશે. જે કામ કેવળ થોડા શબ્દોથી જ થઈ શકે તેવું છે, તેને માટે શસ્ત્રોનો ઉપયોગ કરવો એ વાજબી નથી!"

બળવંતસિંહનું આ ગંભીર અને અધિકારદર્શક ભાષણ સાંભળીને સઘળા સરદારો પોતાની જગ્યાએ ને જગ્યાએ જ સ્તબ્ધ જેવા બનીને ઉભા રહી ગયા. વીરોત્તમે સઘળા સરદારોને પોતા ઉપર ચડી આવતા જોઇને પણ પોતાની તલવારને હાથ સુદ્ધાં અડાડયો નહોતો. તેણે એક વાર અતિ સન્માનપૂર્ણ દૃષ્ટિથી તે ગુર્જ્જર વીર નર તરફ—બળવંતસિંહ તરફ નજર માત્ર કરી, અને સરદારોને સંબોધીને કહ્યું: "તમે શાન્ત થાઓ અને પોતપોતાની જગ્યાએ બેસી જાઓ; અને જે શરતે હું તમને અહીંથી જવા દઈશ, તે શરત એક વાર બરાબર રીતે સાંભળી લો."

અત્યારસુધી બનેલા આ પ્રકારથી સરદાર ભભૂતમલ કેવળ ચીડાઈ ગયો હતો. પોતાનું અને તે સાથે બીજા સઘળા સરદારોનું આ પ્રમાણે પાણી ઉતરી ગએલું જોઇને તે બહુ સંતપ્ત થઈ ગયો હતો અને એ સંતાપ કોઈના ઉપર કાઢયા વિના તેને શાન્તિ મળે તેમ નહોતું, એટલે તે બોલ્યો: "આ સરદાર કહેવડાવનારો ગુજરાતી કોઈ પણ લુચ્ચો, કિંવા શત્રુ તરફનો ગુપ્ત બાતમીદાર હોવો જોઇએ, એવું મને તો પહેલેથી જ જણાઈ આવ્યું હતું."

બળવંતસિંહ ધીમેથી બોલ્યો: "મૂર્ખ! પડતા ઉપર પાટુ મારવામાં અમે ગુજરાતના રાજપૂતો અમારૂં ભૂષણ માનતા નથી; નહિતો તારી લુચ્ચાઇનો બદલો તો તને બરાબર ચખાડત."

આ શબ્દોથી ભભૂતમલ બહુ જ ક્રોધાતુર થઇને બોલ્યો: "આ લુચ્ચો—હરામખોર મને આવું કહે છે અને તમે સઘળા સાંભળી રહો છો?" એમ બોલીને તેણે એક ચિત્તાની પેઠે બળવંતસિંહ ઉપર તરાપ મારી. તેની તલવારનો ઘા બળવંતસિંહના મસ્તક ઉપર પડે તે પહેલાં બળવંતસિંહે પોતાની તલવારનો ઉપયોગ કર્યો. તેણે એવા તો જોરથી પોતાની તલવાર ભભૂતમલની ઉગામેલી તલવાર સાથે અફાળી કે ભભૂતમલના હાથમાંથી તેની તલવારની મૂઠ છૂટી ગઇ અને તે ઉડીને એક ખૂણામાં પડી; આ જોતાં જ શૂરસેન અને વિજયસિંહ એકદમ આગળ આવ્યા અને તેમણે ભભૂતમલને પાછો ખેંચી લીધો. બળવંતસિંહે પોતાની તલવાર મ્યાનમાં નાંખી દીધી અને કહ્યું: "આપના મિત્રને બરાબર રીતે સંભાળો; તેનો પ્રાણ લેવાની મારી ઇચ્છા નથી. મારે જો તેનો ઘાત જ કરવો હોત તો તમે બે તો શું પણ તમે સઘળાંઓ તેનું રક્ષણ કરી શકત નહિ."

આ અકસ્માત્ બનેલા પ્રકારથી વીરોત્તમને પણ ઘણું આશ્ચર્ય થયું. તે બોલ્યોઃ "આ ભભૂતમલે હમણાં જે મૂર્ખતા કરી, તેનું તેને યોગ્ય પ્રાયશ્ચિત્ત મળવું જોઈતું હતું, પણ આ ગુર્જ્જર વીરનું શૌર્ય અને સામર્થ્ય અદ્વિતીય છે, તેવી રીતે તેમનું ઔદાર્ય પણ અદ્વિતીય છે, તેથી જ તે જીવતો છૂટી શક્યો છે !" વીરોત્તમ ગર્જના કરીને આગળ બોલ્યોઃ "ત્યારે પછી મારી સાથે પણ સુલેહના કરારો વગેરેના સંબંધમાં આવી જ રીતે તમે વર્તશો ? સરદાર બળવંતસિંહની અને મારી ઓળખાણ થએલી છે ખરી, પરન્તુ મારી આ સ્વારી સાથે તેમનો કશો સંબંધ નથી. તેમની લાયકાત ઘણી મોટી છે; ઇશ્વર કરે અને તેમની અને મારી મિત્રતા થાય; પરંતુ તેમની અને મારી વચ્ચે મિત્રતા થવા કરતાં શત્રુતા થવાનો વધારે સંભવ છે, એટલા માટે હું કહું છું કે તમે તેમને એક બાતમીદાર સમજો છો, એ તમારી મોટામાં મોટી ભૂલ છે !"

"આપણે આપણી મિત્રતા કાયમ રહે એવી જ ઇચ્છા રાખીશું !" એમ કહીને બળવંતસિંહ વીરોત્તમની પાસે ગયો. તે સમજી ગયો હતો કે વીરોત્તમે પોતાને પૂર્ણ રીતે ઓળખ્યો હતો, એટલે તે તેનો હાથ દાબીને બોલ્યોઃ "હું કોણ છું તે આપ જાણી ગયા લાગો છો !"

વીરોત્તમ ધીમેથી અને વિનયથી બોલ્યોઃ "હા, જી !"

"તો પછી હું કોણ છું એ વાત ગુપ્ત જ રહેવા દેજો !" બળવંતસિંહ ધીમેથી બોલ્યોઃ "આપણે તે દિવસે આપના તંબૂમાં વીંટીઓની અદલાબદલી કરીને મિત્રતા જોડી છે, એ વાત તો આપના ધ્યાનમાં હશે જ !"

"આપ બિલકુલ ચિન્તા કરશો નહિ." વીરોત્તમ બોલ્યોઃ "તમારૂં રહસ્ય કેવળ સુરક્ષિત રહેશે એમ જ સમજજો."

બળવંતસિંહ અને વીરોત્તમનું આ ગુપ્ત ભાષણ માત્ર થોડી જ પળમાં પૂર્ણ થઈ ગયું, અને તેટલા સમયમાં સઘળા સરદારો પણ જરા શાન્ત થઇને વીરોત્તમનું કથન સાંભળવા સારૂ પોતપોતાની જગ્યાએ જઇને બેઠા હતા, કારણકે પોતામાંના એક શૂરા સરદારની તલવારની સ્થિતિ કેવી થઇ ગઈ હતી એ તેઓએ પ્રત્યક્ષ જોયું હતું. બળવંતસિંહ પણ કેવળ શાન્તપણે પરન્તુ કિંચિત્ ગૌરવપૂર્વક પોતાની જગ્યાએ જઇને બેઠો. જોકે ભભૂતમલ કોઇ કોઇ વાર આંખો ફાડીને ક્રોધપૂર્વક બળવંતસિંહ તરફ દૃષ્ટિ કરતો હતો, તોપણ બળવંતસિંહને તેની બિલકુલ પરવા જણાતી નહોતી.

પછી વીરોત્તમ આગળ આવીને બોલ્યોઃ "સરદારો ! રાજકાર-

ખુની વાત શરૂ કરવા પહેલાં મારે તમારી સમક્ષ એક વાત સ્પષ્ટ કરવાની છે. તે એ છે કે, તમે કલ્પના કરો છો તેવા પ્રકારની મિત્રતા આ સરદાર અને મારી વચ્ચે બિલકુલ છે જ નહિ. હું તમારો શત્રુ છું, રાજકારણમાં તમારા મત કરતાં મારો મત કેવળ જૂદો જ છે, તમે મારો દ્વેષ કરો છો, એ વાત જો ખરી હોય, તો પછી મને નથી લાગતું કે "સરદાર વીરોત્તમ જૂઠું બોલે છે" એવું કહેવાનું સાહસ તમે કહી શકો. સત્ય ઉપર મારી સંપૂર્ણ નિષ્ઠા છે; તેને અનુસરીનેજ હું તમને એવું સ્પષ્ટ કહું છું કે સરદાર બળવંતસિંહ એક મોટા સન્મા-ન્ય વીર નર છે, અને તેમના જેટલો સરલ અને સત્યશીલ માણસ ભાગ્યેજ જોવામાં આવશે."

"અહો! વિજયી સરદાર સાહેબ!" બળવંતસિંહ બોલ્યો: આપે મારે માટે તસ્દી લઇને મારા સંબંધે આપનો અભિપ્રાય સ્પષ્ટ રીતે જણાવ્યો, તે આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. પણ એ સંબંધે હમણાં વધારે ચર્ચા કરવાનું કશું કારણ નથી. વખત આવ્યે સઘળી વાત આપોઆપ ખુલ્લી થશે અને આ પ્રાંતના લોકોને પુષ્કળ ચમત્કારો જણાઇ આવશે; અને તે સાથે આ સરદાર ભભૂતમલે મારા સંબંધે જે સંખ્યાબંધ આક્ષેપો કર્યા છે, તેનું પણ પૂર્ણ રીતે નીરસન થઇ જશે!"

તોપણ એટલાથી કાંઇ એ સરદારમંડળના મનનું સમાધાન થાય તેમ નહોતું, કારણકે બળવંતસિંહ ઉપરનો આરોપ તેમના મત પ્રમાણે કેવળ ખરો જ હતો. બળવંતસિંહ પોતે કોણ હતો અને તેણે રજુ કરેલો કાગળ અપૂર્ણ કેમ હતો તે વિષેનો ખુલાસો થાય એવું કશું તત્ત્વ બળવંતસિંહના આ ભાષણમાં જોવામાં આવ્યું નહોતું, કિંવા બળવંતસિંહ કાંઈ નવું પ્રમાણ દર્શાવીને પોતાનું ખરાપણું સિદ્ધ કરતો નહોતો. આ કારણથી સરદારોના મન ઉપર તેના આ ભાષણની કાંઇ પણ અસર થઈ નહિ. ભભૂતમલે હાથચાલાકી વાપરીને કાગળનું ફેરેલું રૂપાંતર કોઇના પણ ધ્યાનમાં આવ્યું નહિ હોવાથી તે કોઇ પણ બાતમીદાર હોવો જોઇએ એવી સૌની ઘણે અંશે ખાત્રી થઈ ગઇ હતી, અને તેથી તેઓએ વીરોત્તમના કથન ઉપર જરા પણ વિશ્વાસ રાખ્યો નહિ. તોપણ બળવંતસિંહ કોણ હતો અને કોણ ન હતો, એ વિષે વિચાર કરતાં બેસી રહેવા કરતાં હમણાં પોતાની સ્થિતિ કેવી હતી તેનો વિચાર કરવો વધારે જરૂરનો હતો. તેઓ સઘળા મહા-પ્રતાપી અને દૃઢ નિશ્ચયી વીરોત્તમના તાબામાં પૂર્ણ રીતે આવી ગયા હતા. હવે તે પોતાને જીવતા છોડે છે, ઠાર મારે છે કે કેદ કરે છે, એ જોવા તરફ જ સૌનું ધ્યાન લાગી રહ્યું હતું. એટલામાં અતિશય

ગંભીરતાથી અને મોટા જોરથી વીરોત્તમે પોતાના ભાષણનો પ્રારંભ કર્યો. તે બોલ્યોઃ "સરદારો ! તમે પૂરેપૂરી રીતે મારા કબજામાં આવી ગયા છો ! જો કાંઈ પણ ગરબડ કરવાની ઇચ્છા કરશો, તો મારા મુખમાંથી એક શબ્દ નીકળતાંની સાથે આ દિવાનખાનું મારા શૂરા સિપાઇઓથી ભરાઈ જશે અને તમને ફાંસીએ ચડાવવામાં મને એક ક્ષણની પણ વાર લાગશે નહિ. પરન્તુ તેમ કરવાની મારી ઇચ્છા નથી. આખા રાજપૂતસ્થાનમાં સર્વત્ર શાન્તિ વ્યાપી રહે એ જ મારો મુખ્ય હેતુ છે,' તેટલા માટે મારી શરતો તમે સઘળા પૂરી રીતે સાંભળી લો. મારી એવી પકી ખાત્રી છે કે રાજકન્યા ચંદ્રપ્રભા આટલામાં જ ક્યાંય પણ ગુપ્ત રીતે વાસ કરે છે અને તેને આગળ કરીને ચોમેર બંડ ઉઠાવવાનો કેટલાક લોકોનો વિચાર છે. તેવી જ રીતે સ્વર્ગસ્થ મહારાજાનો ખજાનો પણ ઘણો મોટો હતો એ મને બરાબર ખબર છે. તે ખજાનાની વ્યવસ્થા પણ કોઇ ગુપ્ત સ્થળે કરવામાં આવી છે એમ હું માનું છું. તમો સરદારો માંહેથી કોઈ પણ આ કારસ્થાનના મૂળ સૂત્રધાર છો એમાં કશી શંકા નથી. એટલા માટે–" વીરોત્તમ ગર્જના કરીને આગળ બોલ્યો : "મારી શરતો કઈ કઇ છે તે સાંભળી લો."

એક સરદાર બોલ્યો : "કહો તમારી શરતો !"

વીરોત્તમ બોલ્યો : "પહેલી શરત એ કે રાજકન્યા ચંદ્રપ્રભાને મારે સ્વાધીન કરો !"

બીજો એક સરદાર બોલ્યો : "પણ રાજકન્યા ક્યાં છે તેની, અમને કશી ખબર જ નથી."

"તમારામાંથી કોને કેવી ખબર છે અને કોને કેવી ખબર નથી, એ સાંભળવાની મને બિલકુલ જરૂર નથી; તોપણ હું તમને એટલું આશ્વાસન આપું છું અને પરમેશ્વરનું સ્મરણ કરીને એવું કહું છું કે, રાજકન્યાના શરીરને કશી પણ ઇજા કરવાનો મારો હેતુ નથી ! રાજકન્યાનો વાંકો વાળ પણ હું થવા દઇસ નહિ ! તેની આબરૂ માટે અને તેના રક્ષણ માટે હું મારો પ્રાણ આપવાને પણ તૈયાર રહીશ ! તોપણ આ પ્રાંતમાં શાન્તિ ફેલાવવા માટે રાજકન્યાની કાંઇ પણ યોગ્ય વ્યવસ્થા કરવાની ખાસ જરૂર છે, કારણકે જે તોફાની લોકોએ તેને હાથમાં લીધી છે તેઓ તેના નામે બંડ કર્યા વિના રહેવાના જ નથી એવી મારી ખાત્રી છે. તેટલા માટે તમારામાંના ત્રણ વજનદાર સરદારોને અટકાયતમાં રાખવાની મને જરૂર પડે છે. એ ત્રણ સરદારોમાંના એક શ્યામગઢવાળા ભભૂતમલ, બીજા

સુંદરગઢવાળા સરદાર શૂરસેન અને ત્રીજા પ્રેમદુર્ગવાળા સરદાર વિજયસિંહ છે.” એ ત્રણે નામો બોલી રહ્યા પછી વીરોત્તમ મોટા આવેશથી આગળ બોલવા લાગ્યો : “એ ત્રણેને આ જ કિલ્લામાં કેદ કરવામાં આવશે. રાજકન્યા અને ખજાનો મારા હવાલામાં આવતાં જ તુરત તેમને મુક્ત કરવામાં આવશે; પણ રાજકન્યા મારા હાથમાં દોઢ મહિનાની અંદર આવી જવી જ જોઇએ. એટલી મુદતની અંદર જો તેને મને સોંપવામાં નહિ આવે, તો સૌથી પહેલાં હું શૂરસેનને ઠાર કરીશ, પછી દોઢ મહિનો વધારે રાહ જોઇને અભૂતમલનો વધ કરીશ, અને ફરી દોઢ મહિનો થોભીને વિજયસિંહને પ્રભુના દરબારમાં પહોંચતો કરીશ !! પછી એક મહિનો વધારે રાહ જોઇશ અને રાજકન્યાનો પત્તો નહિ લાગે તો મારૂં બધું સૈન્ય શહેરમાં પેસીને આ શહેરને ધૂળ ભેગું કરી નાંખશે–તેની શ્રી અને સંપત્તિનો નાશ કરી નાંખશે ! યાદ રાખજો કે એકેએક ઇમારતને જમીનદોસ્ત કરીને તે ઉપરથી મારા ઘોડાઓ પસાર થશે ! આ મારો નિશ્ચય બિલકુલ ફરવાનો નથી. ચાલો સિપાઇઓ ! અંદર આવો !”

વીરોત્તમના આ ભાષણથી સરદારોમાં વ્યાપેલી ગરબડ જરા ઓછી થયા પહેલાં તો તે દિવાનખાનું વીરોત્તમના શૂરા સિપાઇઓથી એકદમ ભરાઇ ગયું. વીરોત્તમના હુકમ પ્રમાણે તે ત્રણ સરદારોને સૌથી પહેલાં બાજુએ કાઢવામાં આવ્યા, અને પછી બીજા સરદારોની સાથે પહેરો રાખીને તેઓને શહેરમાં કઈ કઈ જગ્યાએ રાખવા તે કહીને સિપાઈઓની સાથે તેમને નક્કી કરેલા બંદીખાનાંમાં મોકલી દેવામાં આવ્યા. સઘળા સરદારોનો એ પ્રમાણે બંદોબસ્ત કરીને તેમને રવાના કરી દીધા એટલે તે દિવાનખાનામાં માત્ર વીરોત્તમ અને બળવંતસિંહ એ બે જણુ જ રહ્યા.

વીરોત્તમ બોલ્યો : “મેં તે દિવસે આપને કહ્યું હતું, તે પ્રમાણે આજ હું અહીં આવ્યો છું. આખું શહેર મારા તાબામાં આવી ગયું છે ! આ મૂર્ખાઓ ! હું શું કરૂં છું અને ક્યાં હોઉં છું, તેની ફીકર કર્યા વિના તેઓ રાજકારસ્થાન ચલાવે છે ! હવે ચાલો, છાવણીમાં જઇને મારે હજી સૈન્યનો કેટલોક બંદોબસ્ત કરવાનો છે.” એમ કહીને તે બળવંતસિંહનો હાથ પકડીને બહાર નીકળ્યો. શહેરમાં જ્યાં ત્યાં વીરોત્તમના પહેરેગીરો જ ઊભેલા નજરે પડતા હતા. તેઓની સલામો ઝીલતા ઝીલતા બન્ને જણુ રસ્તે હાથમાં હાથ નાંખીને ચાલતા હતા. પછી બન્નેના રસ્તા જૂદા પડતાં વીરોત્તમ છાવણી તરફ ગયો અને બળવંતસિંહ પોતાના ઉતારા તરફ આવ્યો. રસ્તે જતાં એક સુંદરીએ એક પત્ર બળવંતસિંહના હાથમાં આપ્યો

અને સત્વર તે ચાલી ગઈ; તોપણ તે જમનીની સખી રાધા જ હતી એવું તુરત બળવંતસિંહના ધ્યાનમાં આવી ગયું.

તે પોતાના ઉતારામાં આવીને ઊભો કે તુરત એક બીજી સુંદરીએ આવીને બીજી એક ચિઠ્ઠી તેના હાથમાં આપી. બળવંતસિંહે તેને ઓળખી લીધી. તે રેવા હતી. તેણે પોતાને ઓઠે આંગળી અડકાડીને કાંઇ પણ નહિ બોલવાનો બળવંતસિંહને ઈશારો કર્યો, અને તુરત તે ત્યાંથી ચાલી ગઇ.

આ પ્રમાણે જમનીની બન્ને દાસીઓએ થોડીએક પળોને અંતરે જ બે ચિઠ્ઠીઓ લાવીને બળવંતસિંહને આપી!

પોતાના ઓરડામાં પહોંચીને કપડાં ઉતારી બીજું કશું નહિ કરતાં બળવંતસિંહે સૌથી પહેલાં તે બન્ને ચિઠ્ઠીઓ ખોલીને વાંચી. તેમાંની એક લતિકાદેવીની અને બીજી જમનીની હતી.

## પ્રકરણ ૨૨ મું.

### કેદમાં પુરાએલી કુમારિકા.

વાચક! હવે આપણા કથાનકનું સ્થળ બદલાય છે. ગત પ્રકરણમાં વર્ણવેલો બનાવ બની ગયાને ત્રણ દિવસ થઈ ગયા છે અને અત્યારે શ્યામગઢના કિલ્લામાં નીચેનો બનાવ બની રહેલો છે, એટલું ધ્યાનમાં રાખજે!

કથાનકના પ્રારંભમાં જે જમણી બાજુના રાજમહાલયમાં બળવંતસિંહ એક રાત રહ્યો હતો, તે જ સ્થળે-કિલ્લાના 'અવાવરૂ પડી રહેલા જમણી બાજુના ભાગમાં એક ઝીણો દીવો ટમટમી રહ્યો છે. જે મહાલય વિષે લોકો અનેક ચમત્કારિક વાતો કરી રહ્યા છે તે જ આ મહાલય.

ત્યાં બિછાવેલા એક પલંગ ઉપર એક સુંદર કુમારિકા પડેલી હતી અને તેના રમણીય વદનપર તે દીવાનો મંદ પ્રકાશ પડી રહ્યો હતો. તેના ફિક્કા બની ગએલા ગાલપર પડેલાં દુઃખાશ્રુનાં બિંદુઓ તે પ્રકાશથી ચમકતાં હતાં. તે કુમારિકાનું વય ઓગણીસ-વીસ વર્ષ જેટલું લાગતું હતું. આટલી મોટી વયસુધી અપરિણીત રહેવામાં તેની પોતાની જ ઇચ્છાને માન આપીને તેનાં વડીલો વર્ત્યાં હતાં. તેના શરીરપરનાં વસ્ત્રો જોકે મધ્યમ સ્થિતિના ગૃહસ્થની પુત્રીનાં જેવાં હતાં, તોપણ તેની મુખમુદ્રા ઉપરથી તેનું ખાનદાન ઉંચું હોવું

જોઇએ એવી કલ્પના કરી શકાતી હતી. તેના શરીરનો રંગ કંચનના જેવો ઉજ્જ્વળો અને ચમકદાર હતો. શરીરનો બાંધો બળવાન જણાતો હતો, તથાપિ હમણાં બંદીવાસના દુઃખથી તે કાંઇક કૃશ થએલી હતી. તેનાં સઘળાં અવયવો પ્રમાણપુરઃસર અને પુષ્ટ હતાં. તેની આંખોના તેજ ઉપરથી તે બહુ જ ચાલાક અને બુદ્ધિમતી હોવી જોઇએ એવું પ્રતીત થતું હતું. એકંદરે જોતાં-જો અત્યારની તેની સ્થિતિનો વિચાર છોડી દઇએ તો-તે એક સુંદર, શરીરે મજબૂત અને બુદ્ધિમતી તરૂણ કુમારિકા હતી, એવું કહી શકાય.

જે મહાલયમાં તે અત્યારે પલંગ ઉપર પડેલી હતી, તેમાં પહેલાં કરતાં કાંઇ બહુ ફેરફાર થએલો નહોતો. ફક્ત ત્યાંનો સઘળો કચરો વાળી-ઝાડીને સાફ કરવામાં આવ્યો હતો, પરન્તુ પહેલાં કરતાં કશો વધારે સરસામાન ત્યાં જોવામાં આવતો નહોતો. બળવંતસિંહ ત્યાં રાત રહ્યો હતો, તે વખતે અંદરની બંધીયાર હવા અને ગંધ દૂર કરવાને જ્યાં ત્યાં ધૂપ કરવામાં આવ્યો હતો, તેજ પ્રકારે છેલ્લા બે-ત્રણ દિવસથી તે સ્થળે ધૂપ વગેરે સાધનોનો ઉપયોગ કરવામાં આવતો હતો, તેથી તે આગળની પહેલાંની દુર્ગંધ અને ખરાબ હવા દૂર થઈ ગઈ હતી; તોપણ તે જગ્યાની ભયાનકતા તો એકસરખી જ ચાલુ હતી. આ સ્થળે તે કુમારિકાને કેદ રાખવામાં આવી હતી.

લગભગ મધરાત થવા આવી હતી અને શરદ્ ઋતુ હોવાથી બહાર ચાંદની પણ ઉત્તમ પ્રકાશી ઉઠી હતી. શ્યામગઢના જમણી બાજુના મહાલયમાં પોતે કેદ થએલી છે એ વાત તે કુમારિકા જાણતી હતી. તે ભાગ સંબંધે લોકોમાં જે અફવાઓ ચાલતી હતી, તે પણ તેણે સાંભળી હતી. પરન્તુ ઈશ્વર ઉપરની તેની નિષ્ઠા અડગ હોવાથી તે ભૂત-પ્રેતના ચમત્કારોને માનતી નહિ. આથી ભૂત-પ્રેતનો કે મરણ પામેલાં માણસોનો ભય તે બિલકુલ રાખતી નહિ. તેને જે કાંઈ બીક લાગતી હતી તે માત્ર જીવતાં માણસોની જ લાગતી હતી. કેટલીક વારે તે કુમારિકા પલંગ ઉપરથી ઉઠીને બારી પાસે જઇ ત્યાંથી બહારના પ્રદેશનું અવલોકન કરતી ઉભી રહી. એ અવલોકન કરવાનો તેનો હેતુ એ હતો કે જે જુલ્મી પુરૂષે પોતાને કેદમાં પૂરી હતી, તે અહીં પાછો આવે તે પહેલાં પોતે નાસી જવાની સગવડ મેળવી શકશે કે નહિ તે એક વાર જોઈ રાખવું. બારીએથી દોરી બાંધીને નીચે ઉતરવાનો પ્રયત્ન કરવાથી તેમાં સફળતા મળે તેવું નહોતું એ તો તે સમજી ગઇ, કારણકે નીચે એક નાની પણ ઉંડી ખાઇ હતી અને તે પાણીથી છલાછલ ભરેલી હતી. તે ત્યાંથી આ પ્રમાણે નિરીક્ષણ કરી રહી હતી, એટલામાં સામેની ઝાડી તરફથી એક શ્વેત આકૃતિ

મહાલય તરફ ચાલી આવતી તેની નજરે પડી. તે કેવળ ધીમે પગલે તે જ મહાલય તરફ આવતી હતી.

એ આકૃતિને જોતાં જ તે કુમારિકા એકદમ ભયભીત થઇ ગઈ. ગભરાટને લીધે તેણે બૂમ મારી હોત, પરન્તુ ભયને લીધે તેની જીહ્વા જ અવાચક થઇ ગઈ હતી! તે તે જગ્યાએથી પાછી હઠી ગઇ હોત, પરંન્તુ ભયથી તે ત્યાં ને ત્યાં જ જડાઇ ગયા જેવી બની ગઇ હતી! મહાલયના એ ભાગ સંબંધે જે વાતો તેણે સાંભળી હતી તે વાતો ખરી હોવી જોઇએ એવી તેની ખાત્રી થઈ. પૂર્વે આ કિલ્લામાં કમોતે મરેલાં માણુસો ભૂત થઇને રાત્રે આમ ચાલતાં ફરતાં તો નહિ હોય? એવી શંકા તેના મનમાં આવતાં જ તે કેવળ ગભરાઇ ગઇ. તોપણુ તેની દૃષ્ટિ એ શ્વેત આકૃતિ ઉપરથી દૂર થઈ નહિ. તે આકૃતિ આજુબાજુ ક્યાંય પણુ નજર કર્યા વિના કિંવા વચમાં ક્યાંય પણુ નહિ થોભતાં ધીમે પગલે એકસરખી મહાલય તરફ જ ચાલી આવતી હતી. તેના તરફ તે કુમારિકા એક દૃષ્ટિએ જોઇ રહી હતી, એટલામાં તે એકાએક અલોપ થઈ ગઈ! તે આકાશમાં ઉડી ગઇ, ભોંયમાં પેસી ગઈ કે વાયુરૂપ બનીને અદૃશ્ય થઇ ગઇ તેની તેને કશી સમજ પડી નહિ. આકૃતિ અદૃશ્ય થતાં જ તે કાંઇક ભાનમાં આવી, પરન્તુ હવે બારી પાસે ઊભા રહીને બહાર જોવાની તેની હિંમત ચાલી નહિ, એટલે તે ત્યાંથી પાછી ફરીને પુનઃ પલંગ ઉપર પડી.

એટલામાં દિવાનખાનાના બારણાની બહારની સાંકળ કોઇ ખખડાવતું હોય એવો તેને ભાસ થયો. બારણું ઉઘાડયા પછી અંદર કોણુ આવશે તેની તેને સારી પેઠે ખબર હતી; તોપણુ પોતાની ભયભીત મુખમુદ્રા તેના જોવામાં આવે એ ઠીક નહિ, એમ માનીને તેણે એક વાર પોતાના મ્હોંપર હાથ ફેરવ્યો અને ગાલપર સુકાતાં જતાં અશ્રુબિંદુ તથા પરસેવાના રેલા લૂછી નાંખ્યા. ભવિષ્યની કલ્પનાથી તેનું મન તત્કાળના ભયથી મુક્ત થયું અને તે સાથે જ પહેલાંની ઉદાસીનતા વદન ઉપર વ્યક્ત થવા લાગી. એટલામાં કારભારી હનુમંતસીંગની સાથે વિષયમલ ત્યાં આવીને ઉભો રહ્યો. તેના તરફ એક વાર તિરસ્કારયુક્ત દૃષ્ટિથી જોઇને તે કુમારિકા પલંગપરથી ઉઠીને દૂર ગઇ.

"વારૂ, કાકા સાહેબ! આપ હવે જાઓ!" વિષયમલે કારભારીને કહ્યું. આથી કારભારીને ત્યાંથી જવું પડયું, પણ જતાં જતાં તેણે સહાનુભૂતિપૂર્વક તે કુમારિકા તરફ નજર કરી અને તે નજર એ કુમારિકાના જોવામાં પણુ આવી ગઈ; તેથી એવી સ્થિતિમાં પણુ તેના મનને જરા આશ્વાસન મળ્યા વિના રહ્યું નહિ. પોતાના જુવાન

માલેકની આજ્ઞાને માન આપીને તે ત્યાંથી ચાલ્યો ગયો અને જતાં જતાં દ્વાર અટકાવતો ગયો. હવે તે દિવાનખાનામાં ફક્ત વિષયમલ અને એ સુંદર કુમારિકા માત્ર બે જણાં જ રહ્યાં.

વિષયમલ કિંચિત્ ક્રુદ્ધ મુખમુદ્રાથી તે કુમારિકા તરફ જોવા લાગ્યો. કુમારિકાના વદન ઉપર દૃઢ નિશ્ચયની છાપ પૂર્ણ રીતે દેખાતી હતી, તેમ જ તે વિષયમલ તરફ તિરસ્કારથી જોતી હતી, એવું પણ તેના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ.

"અલક ! સુંદરી ! આજ તને અહીં આવ્યાને ત્રણ દિવસ થઈ ગયા !" પોતાના અવાજને જેટલો પ્રેમાળ અને દૃષ્ટિને જેટલી મૃદુતાભરી બનાવી શકાય તેટલી કરીને વિષયમલે ભાષણની શરૂઆત કરી.

"પણ હું કાંઈ મારી મેળે અહીં આવી નથી !" અલકકુમારી બોલી: "આપના તે હરામખોર નોકરોએ મને મારા ઘરમાંથી જબરદસ્તીથી ઉપાડી લાવીને અહીં રાખી છે."

"પ્યારી ! તારી આ નાજુક અને કોમળ વાણીથી એવા કઠોર શબ્દો બોલ નહિ. તું અત્યંત પ્રેમાળ સુંદરી છે અને હું પણ તારા પર બહુ જ પ્રેમ ધરાવું છું." એમ કહીને વિષયમલ તેની ખાંધે હાથ મેલવાને આગળ જવા લાગ્યો.

અલક દૂર ખસી જતાં બોલી: "હંઅ મહારાજ ! આપને જે કાંઈ કહેવું હોય તે દૂરથી જ કહો. નજીક આવીને મારા શરીરને સ્પર્શ કરવાની જરૂર નથી." આ શબ્દો તેણે એટલા તો નિશ્ચયદર્શક સ્વરે ઉચ્ચાર્યા કે વિષયમલ તે સાંભળીને તે ને તે જ સ્થળે ઉભો રહી ગયો.

"આ તારૂં ગાંડપણ તે કેટલાક દિવસ ચાલવાનું છે ?" કિંચિત્ કંટાળો દર્શાવીને પુનઃ શાંતિ ધારણ કરતાં તે બોલ્યો: "પ્રિય અલક ! હું જે કહું તે તું જરા શાંતપણે સાંભળી લે. તારા સંબંધે મેં જે કાંઇ કરવાનું નક્કી કરી રાખ્યું છે તે સઘળું તારા કલ્યાણનું જ છે !"

અલકકુમારી ભાર દઇને બોલી: "તે કાંઇ કહી બતાવવાની જરૂર નથી. આપના જેવા છીછરા યુવકે મારા કલ્યાણના કેવા વિચારો કર્યા હશે, તે મારા ધ્યાનમાં ક્યારનુંય આવી ગયું છે !"

"તો પછી તને મારી પોતાની કરી લેવાને મને બીજા કોઈ તીક્ષ્ણ ઉપાયની યોજના કરવી પડશે એવું જણાય છે. પણ મારૂં કહેવું સાંભળ અને વિચાર કર, એટલે હું જે કાંઇ બોલું છું તે યોગ્ય જ છે એવી તારી ખાત્રી થયા વિના રહેશે નહિ. અલક ! તું

આવી રીતે મારો તિરસ્કાર કર નહિ. આમ મ્હોં ફેરવીને બાજુએ શાને ફરી જાય છે? હું તારી ઝુંપડીની પાસેના અરણ્યમાં શિકારે આવ્યો, તે વખતે તું પહેલવહેલી મારી દૃષ્ટિએ પડી. તેને તો આજ એક વર્ષ થઇ ગયું. તને જોતાં જ હું તારા પ્રેમપાશમાં બદ્ધ થયો! ત્યારથી તારી પ્રાપ્તિને માટે હું રાત દહાડો તલસતો રહું છું! ત્યારથી જ વારંવાર તારા દર્શનનો લાભ મેળવવાને હું કેટલાક દિવસ તારી ઝુંપડીની આસપાસ ફેરા મારી રહ્યો હતો. આજના જેવી તક મેળવવાને મેં કેટલાએ પ્રયત્નો કર્યા, પણ—"

અલકકુમારી કંટાળીને બોલી: "મહારાજ! આ બધી પારાયણ આપ શાને ચલાવો છો? આ બધી હકીકત આપ આ કરતાં થોડા શબ્દોમાં પણ કહી શક્યા હોત. આપે જ્યારે પહેલાં મારાપરના પ્રેમની હકીકત કહી હતી, તે જ વખતે મેં આપની અને મારી સ્થિતિમાં રહેલો મોટો તફાવત વિચારીને આપને જે કાંઈ કહેવાનું હતું, તે કહી દીધું હતું!"

વિષયમલ બોલ્યો: "નહિ, તે વખતે તો તેં મને કેવળ નિરાશાના સમુદ્રમાં જ ધકેલી દીધો હતો. તું મારા પર પ્રેમ રાખતી નથી એવું તેં સ્પષ્ટ કહ્યું હતું, તેથી મારૂં હૃદય કેવળ વિદીર્ણ થઇ ગયું છે."

"તમે તે વખતે બહુ જ આગ્રહ કર્યો, એટલે પછી મારો વિચાર સ્પષ્ટ રીતે કહી દેવાની મને જરૂર પડી. મારાપર તમારો પ્રેમ હોવાનું તમે મને કહ્યું તેથી કાંઈ મને જરાએ ખરાબ લાગ્યું નહોતું. પણ મેં આપને તે માટે ના કહ્યા પછી આપે જે વર્તન ચલાવ્યું છે, તે આપના કુળને કેવળ અયોગ્ય અને આપની મહત્તાને અણછાજતું ચલાવ્યું છે! મને એવી રીતે જબરદસ્તીથી મારાં માબાપ પાસેથી હરી જાઓ નહિ તે માટે મેં આપને બહુ બહુ વિનતિ કરી હતી, પણ તમે તે તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ. એ પ્રમાણે તમે મારૂં અપમાન કર્યું, એ ઉપરથી જ તમારો પ્રેમ માત્ર એકલપેટો છે એ સ્પષ્ટ જણાતું નથી શું?"

"તું કહે છે તે ખરૂં, પણ તે વખતે હું તારા પ્રેમથી કેવળ ગાંડો બની ગયો હતો, અને હજી અત્યારે પણ હું તેવો જ ગાંડો બની ગએલો છું. મારા જેવો એક બલાઢ્ય સરદારનો કુંવર તારા પ્રેમની માંગણી કરે. અને તું તેનો તિરસ્કાર કરે—"

અલકકુમારી વચમાં બોલી: "નહિ મહારાજ! તે વખતે મેં કાંઈ આપનો તિરસ્કાર કર્યો નહોતો, તેમ જ આપને અપમાન લાગે એવું કોઈ

પણ કાર્ય મેં કર્યું નહોતું; ફક્ત આપ જે મને મોટું માન આપતા હતા તેને હું પાત્ર નથી એટલું જ મેં તમને કહ્યું હતું."

"પણ તે વખતે તારો પ્રેમ બીજા ઉપર ઉતરેલો નહોતો." વિષયમલ બોલ્યો.

"મારો પ્રેમ બીજા ઉપર ઉતર્યો નહોતો, તોપણ તે તમારા પર ઉતરશે એવું મને લાગતું નહોતું અને અત્યારે પણ મને એવું લાગતું નથી." અલક બોલી.

"અને તો પછી મારે આડો માર્ગ લેવો પડયો તેમાં મારો શો અન્યાય ? કેટલાક દિવસ પહેલાં જ હું તને ઉપાડી જતો હતો, પણ તે વખતે એક મૂર્ખ ગુજરાતી રજપૂત આડો આવ્યો અને તેણે તને મારા હાથમાંથી છોડાવી લીધી." વિષયમલ આગળ બોલ્યો: "એવી રીતે તારા પ્રેમને માટે-તારી પ્રાપ્તિને માટે હું અનેક કષ્ટો વેઠતો હતો અને પ્રયત્નો પણ કરતો હતો, અને તે માટે તું મને દોષ દે છે એ તો મોટા આશ્ચર્યની વાત કહેવાય ! છેવટે આ મારા છેલ્લા પ્રયત્નમાં હું સફળ થયો અને મેં તને આ મહાલયમાં લાવીને રાખી. હવે તારે મારી મરજી પ્રમાણે જ વર્તવું પડશે, અને તને મારી દયાની માંગણી કરવાની ફરજ પડશે."

"તમારી મરજી પ્રમાણે ?" સ્વાભિમાનને જાગૃત કરતી તે કુમારિકા તિરસ્કારથી બોલી: "હું કેદમાં પુરાએલી છું, એટલે તમે એવું બોલો તે ઠીક જ છે ! તોપણ મને હજુ થોડી આશા છે, કે આપના જેવા મોટા સરદાર તરફથી એક ગરીબ અને નિરાધાર કન્યાપર જુલમ ગુજારવામાં આવશે નહિ ! આ છેલ્લા ત્રણ દિવસની કેદમાં મારા મનની કેવી સ્થિતિ થઈ હશે, તેની તમને કલ્પના પણ આવવી શક્ય નથી ! તેવી જ રીતે હું અદૃશ્ય થવાથી મારાં માબાપને કેટલું દુ:ખ થયું હશે તેનો વિચાર પણ તમને આવતો નથી ! હું અહીં તમારા મકાનમાં કેદી છું, એટલે તમારી દયા માંગવાની મને જરૂર છે એ તો સ્પષ્ટ છે, પરન્તુ આપના હૃદયમાં દયા છે એવું માનવા જેવું એક પણ કૃત્ય આપના હાથે થયાનું કદાપિ મારા જોવામાં આવ્યું નથી ! જો તમારા અંતઃકરણમાં દયા હોત, તો આવી ભયાનક જગ્યામાં અને ભૂતાવળને માટે પ્રસિદ્ધ થએલા સ્થળે તમે મને લાવીને રાખી ન હોત ! હું ડરી જઇને તુરત જ તમને વશ થઈ જઉં એવો જ તમારો હેતુ છે ને ? પણ મહારાજ ! હું કહું છું તે બરાબર સાંભળો-ધ્યાનમાં ઉતારો કે-તમે મને ગમે તેટલી પીડા ઉપજાવશો, ગમે તેટલો ડારો બતાવશો, ગમે તેટલી વિનવણી કરશો, તોપણ—"

વિષયમલ ગુસ્સો આણીને બોલ્યો: "રહે, રહે, છોકરી ! તું મને એવી ધીમકી બતાવ નહિ ! હું ઇશ્વરના સોગંદ લઇને કહું છું કે હું તને મારી પોતાની કરી લીધા વિના કદાપિ રહેવાનો નથી ! તું થોડા જ વખતમાં વિચાર કરીને જો મારી ઇચ્છા પ્રમાણે વર્તવાનું કબૂલ કરીશ, તો હું-ભલે પિતાજીની સંમતિ હોય કિંવા ન હોય-તારી સાથે લગ્ન કરીને તને મોટા માનની અધિકારિણી બનાવીશ ! પણ જો મને તારે માટે આડો માર્ગ પકડવાની જ જરૂર પડશે, તો તને ભ્રષ્ટ કરીને આખી જીંદગીસુધી મારી ગુલામડી પ્રમાણે રાખીશ, સમજી ? !"

અલક ત્રસ્ત થતી બોલી: "બસ કરો, બસ કરો, મહારાજ ! આપનું એ ભાષણ હવે બંધ કરો ! મારાથી તે સાંભળ્યું જતું નથી ! આપ એક મોટા સરદારના પુત્ર કહેવાઓ છો, અને આવું ભાષણ આપના દરજ્જાને અને શૌર્ય કિંવા ઔદાર્યને જરા પણ શોભતું નથી ! હું કેદખાનામાં છું અને આપ આવા અપવિત્ર શબ્દો બોલો છો, એ આપને જરા પણ શોભતું નથી !"

વિષયમલ ચ્હીડાઇને અને બૂમ પાડીને બોલ્યો: "ગર્વિષ્ઠ છોકરી ! તું હજી મોટા ભ્રમમાં પડેલી છે ! તેં હજી મને બરાબર રીતે ઓળખ્યો નથી ! અહીં સુખમાં-મજામાં રાખવા માટે હું કાંઇ તને લાવ્યો નથી, એ તારા ધ્યાનમાં હજી આવ્યું હોય તેમ જણાતું નથી; પરન્તુ જો તું મારૂં કહેવું કબૂલ કરીશ, તો હમેશનું સુખ મેળવી શકીશ અને સુંદર મહાલયમાં વિલાસ કરી શકીશ ! પણ હવે તું મારી છેલ્લી વાત સાંભળી લે. કાલે સાંજે હું ફરીથી અહીં આવીશ. તે વખતે તું જો ખુશીથી હા કહીશ તો તારી સાથે હું લગ્ન કરવાની ગોઠવણ કરીશ; પણ જો હઠ પકડીને ના કહીશ તો યાદ રાખજે કે તારી આખી જીંદગી પાયમાલ થઈ જશે ! તારા હાલ એક કૂતરી જેવા કરી નાંખીશ અને આખી જીંદગીસુધી હું તને મારી રખાત-ગુલામડીના જેવી બનાવીને રાખીશ ! !"

આ વખતે વિષયમલ કેવળ ક્રોધથી વિહ્વળ બની ગએલો હતો. તે હાથ પગ પછાડતો ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી બહાર નીકળી ગયો. તેણે જોરથી દ્વાર ઉઘાડ્યું અને બહાર નીકળતાં જ પુનઃ જોરથી બંધ કરી વાસ્યું.

અલકકુમારી ભય, દુઃખ, ક્રોધ અને અભિમાનાદિ વિકારોથી ભ્રમિત થયેલા મગજે અને નિરાશાથી ભરપૂર હૃદયે પલંગ ઉપર પડી અને ચોધાર આંસુએ રડવા લાગી ! પણ એટલામાં એક ચમત્કાર

જણાયો ! પોતાના દુઃખથી દુઃખી થઇને કોઇ પણ નજીક રડી રહ્યું છે એવો તેને ભાસ થયો ! તે અવાજ પાસેથી જ આવતો હતો અને ખાસ કરીને પલંગની મચ્છરદાનીની પાછળથી આવતો હતો એવું અલકકુમારીને લાગ્યું. તેણે ડરતાં ડરતાં મચ્છરદાનીને બાજુએ હડસેલીને જોયું તો કેવળ ફિક્કી બની ગએલી, નિસ્તેજ, શ્વેત રંગની, અને માત્ર હાડકાં ચામડાની જ બનેલી હોય તેવી દેખાતી એક સ્ત્રીની આકૃતિ તેના જોવામાં આવી ! તે મનુષ્ય જાતિની હશે કે પિશાચ જાતિની હશે, તેની સમજ નહિ પડવાથી અલકકુમારીએ હાથમાંથી મચ્છરદાની છોડી દીધી અને તે મૂર્છિત થઇને પલંગ ઉપર પડી ગઈ !

## પ્રકરણ ૨૩ મું.

### અદૃશ્ય મિત્ર.

આ વખતે અલકકુમારીની સ્થિતિ ખરેખરી કરૂણાસ્પદ થઈ પડી હતી ! વિષયમલ તેને ધમકી આપીને તુરતમાં જ ગએલો હતો; અને એક દિવસ–માત્ર આઠ પ્રહર પછી તે પાછો આવવાનો હતો, તે વખતે પોતાની સ્થિતિ કેવી થઇ પડશે, તે વિચારે તેને કેવળ ગભંગોલત બનાવી મેલી હતી.

પણ અલકકુમારીને વિષયમલને માટે એટલો બધો તિરસ્કાર કેમ ઉત્પન્ન થયો હશે? વાસ્તવિક રીતે જોતાં એક બલાઢ્ય સરદારનો જુવાન અને સ્વરૂપવાન પુત્ર અલકને માટે અયોગ્ય વર ગણાય નહિ. તેનો વૈભવ જોઇને એવો પતિ મેળવવાની કેટલીક કુમારિકાઓને તો ઇચ્છા પણ થાય; તો પછી અલકકુમારીને પહેલેથી જ એવો કેવો દોષ વિષયમલમાં જોવામાં આવ્યો હશે વારૂ ?

આ પ્રશ્નનો જવાબ અલકકુમારીનો સ્વભાવ જાણવામાં આપણને મદદ કરશે. અલકકુમારી કાંઇ બહારના દેખાવને જોઇને મોહી જનારી કુમારિકા નહોતી. શ્રીમંતાઇ કે માનમર્તબાની તે ભૂખી નહોતી. જન્મથી જ જેને તે પોતાના પિતા પ્રમાણે પૂજ્ય માનતી હતી, તે સજ્જનસીંગના સદુપદેશથી તેનું મન વિશાળ થયું હતું. લગ્ન એટલે શું અને જે પુરૂષની સાથે પોતાની આખી જીંદગી ગાળવાની હોય તે પુરૂષ કેવો હોવો જોઇએ, એ વિષેના તેના વિચાર સજ્જનસીંગના ઉપદેશથી પરિપક્વ થએલા હતા. અલકકુમારી ઉમ્મર બની ગઈ હતી–તેની વય ઘણી મોટી થઇ ગઈ હતી અને સજ્જનસીંગ તેને માટે કોઇ

યોગ્ય વર શોધી જ રહ્યો હતો; પરન્તુ જે જે ઘર અને વર તેણે શોધ્યાં હતાં તે અલકની ઇચ્છાને બરાબર રીતે અનુકૂળ આવે તેવાં નહિ હોવાથી હજીસુધી તે કુંવારી રહેવા પામી હતી. ગરીબ પણ સુશીલ કુટુંબમાં તેને પોતાનો નિવાસ ગમતો હતો, છતાં પતિ ઉદાર અને શૂરો હોવો જોઇએ એવી તેની ભાવના હતી, પરન્તુ સજ્જનસીંગે જે વર અને ઘર શોધ્યાં હતાં તેમાં સુશીલતા ત્યાં શૌર્ય નહિ અને શૌર્ય ત્યાં ઉદારતા નહિ એવા જ પ્રકારો જોવામાં આવતા અને તેથી બરાબર યોગ્ય જોડું મેળવવાના પ્રયાસમાં અલક આટલી મોટી થઈ જવા પામી હતી. અલકને મન એવું પણ થતું કે યોગ્ય પતિ ન મળે તો જીંદગીભર કુંવારી રહેવું, પણ નાલાયક પતિને તો ન જ પરણવું. આ કારણથી અલકકુમારી વિષયમલને પસંદ ન કરે એ સ્વાભાવિક જ હતું.

હવે આપણે મૂર્ચ્છાગત અલકની ખબર લઇશું. થોડી વારે તે સાવધ થઇ એટલે તેણે મચ્છરદાની જરા બાજુએ કરીને જોયું કે ત્યાં કોઇ છે કે નહિ; પરન્તુ તે વખતે ત્યાં કોઇ પણ જણાયું નહિ! પોતાને તે કેવળ વ્યર્થ ભાસ જ થયો હશે એવું તેને લાગ્યું અને તેનું મન સારી પેઠે શાન્ત થયું. તેણે પોતાની કંચુકીના ગજવામાં હાથ નાંખીને એક નાની રેશમી કોથળી બહાર કાઢી. તેના મ્હોંએ બાંધેલી દોરી છોડી નાંખીને કોથળીનું મ્હોં પહોળું કરી તેમાંથી એક પત્ર તેણે બહાર કાઢ્યો. તે પત્ર ઉપર મોટા અક્ષરે નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતું.

" અલકકુમારી! સાવધ રહેજે. વિષયમલનું લક્ષ તારા પર ચોંટયું છે. હવે તું પૂરી જુવાન થઈ છે અને તારૂં સૌંદર્ય વિકાસ પામતું જાય છે. વિષયમલ જેવા એક રાજકુમારના મીઠાં અને પ્રેમાળ ભાષણથી તારા જેવી ખેડૂત કન્યાને મોહ ઉત્પન્ન થશે. બ્હેન! તારા આ અદૃશ્ય અને અજાણ્યા મિત્ર ઉપર વિશ્વાસ રાખજે. તે તને યોગ્ય સમયે સૂચના આપીને સાવધ કરે છે. વિષયમલ સાથે લગ્ન કરવાથી તને જે ભયંકર પાપ લાગશે, તેની તને કલ્પના પણ આવી શકે તેમ નથી! તે પાપનું પ્રાયશ્ચિત્ત તું તારા દેહનો અંત આણીને કરે તોપણ તે પાપ દૂર થઈ શકે નહિ! અલક! આ પત્ર તું ગુપ્ત રાખજે અને કોઇને પણ બતાવીશ નહિ. તારી ઇચ્છા હોય તો આ પત્ર ફાડી નાંખજે, પણ તેમાંની સૂચના તું તારા અંતઃકરણમાં કોતરી રાખજે. તારા કલ્યાણને માટે આ વાત તને વેળાસર જણાવી છે, માટે સાવધ રહેજે!"

આ પત્રમાંનો ઉલ્લેખ જોકે અલકકુમારીને વારંવાર વાંચવાથી

મ્હોંએ થઈ ગયો હતો, તોપણ તેણે એક વાર વધારે તે વાંચી જોયો. એ પત્ર ઉપર તેનો એવો જ કાંઈ વિલક્ષણ વિશ્વાસ બેસી ગયો કે તેમાંના ઉપદેશ પ્રમાણે વર્તવાથી કદાચ મોત આવે તોપણ તે તેનો ખુશીથી સ્વીકાર કરે ! આ પત્ર તેણે કોથળીમાં નાંખીને મોટા બંદોબસ્તથી રાખ્યો હતો, અને તે કોથળી તે હમેશાં પોતાની સાથે જ રાખતી હતી.

એ પત્ર વાંચી ગયા પછી તે સૂઈ જવાના હેતુથી બિછાનાપર પડી, એટલામાં કાંઇક સુકાઇ ગએલું પાંદડું કચરાવાનો અવાજ તેને કાને પડયો. તેણે બિછાનામાં જોયું તો એક તાડપત્ર તેની દૃષ્ટિએ પડયું. તે તાડપત્ર ઉપર નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતુંઃ

"અલક ! તું અહીંથી નાસી જા. આ જ મચ્છરદાનીની પાછળ એક ગુપ્ત દ્વાર આવેલું છે, તે ઉઘાડવાની કળ પણ ત્યાં આગળ જ છે. ત્યાં તું બારીકાઈથી જોઇશ એટલે એક ખીલાના માથા જેવું તારી નજરે પડશે. એ જોરથી દાબીશ એટલે ગુપ્ત દ્વાર ઉઘડશે. તે દ્વારે થઇને તું એક વાર બહાર નીકળી એટલે સર્વે સંકટમાંથી તું મુક્ત થઇ ગઈ એમ સમજી લેજે. ઉઠ, ઉતાવળ કર; વખત બહુ થોડો રહ્યો છે."

આ પત્ર વાંચીને અલકને બહુ જ આનંદ થયો. તેના મનમા પોતાના તે અદૃશ્ય અને અજાણ્યા મિત્રને વાટે કૃતજ્ઞતા ઉત્પન્ન થઇ. આ પત્ર ઘણું કરીને પેલા વૃદ્ધ કારભારી હનુમંતસીંગે જ લખેલો હોવો જોઇએ એવું તેના મનમાં આવ્યું, કારણકે તે વૃદ્ધ કારભારીએ ત્યાંથી જતી વખતે તેના તરફ જે સહાનુભૂતિની નજર કરી હતી, તે હજીસુધી તેના ધ્યાનમાંથી દૂર થઈ નહોતી; તેણે મનમાં ને મનમાં એ વૃદ્ધનું કલ્યાણ ઇચ્છયું અને તે ગુપ્ત દ્વાર ખોલવાની કળ શોધવા માંડી. જરા બારીક નજરે જોતાં જ તે કળ તેને મળી આવી. કળ દાબતાં તે દિવાલમાંનું ગુપ્ત દ્વાર ઉઘડયું અને તેમાંથી ઠંડા પવનની લહરિ તેના શરીરપર આવી.

દ્વાર ઉઘડયું ખરૂં, પણ તેમાંથી જવું કે નહિ તે માટે પહેલાં તો તેના મનમાં થોડીએક શંકા આવી. પણ તે શંકા આવતાંની સાથે જ નાશ પણ પામી ગઇ. તેણે પોતાના મનને દૃઢ કર્યું, દીવો હાથમાં લીધો, અને તે ગુપ્ત દ્વારમાં થઇને જીનાવડે ધીમે ધીમે નીચે ઉતરવા લાગી.

જીનાનાં કેટલાંક પગથીયાં નીચે ઉતર્યા પછી ત્યાં આગળ એક દ્વાર આવ્યું. તે ઉઘાડવાને તેને બહુ વાર લાગી નહિ. તે ઉઘાડતાં જ તેણે એક બીજો જીનો જોયો. તે જીનાવડે ઉતરીને તે નીચે ગઇ.

ત્યાં એક દ્વાર ઉઘાડું જ પડયું હતું તેમાં થઇને તે અંદર પેઠી. તે જ્યાં ગઈ તે જગ્યા બહુ જ વિશાળ હતી. ભીંતો કાળા પથ્થરવડે મજબૂત રીતે બાંધેલી હતી. એ ભીંતોની બહાર જો કદી સેંકડો તોપો ફોડવામાં આવે તોપણ તેનો અવાજ ભીંતની અંદર બિલકુલ સાંભળી શકાય નહિ, તો પછી ત્યાં રાત્રિને વખતે કેવળ શાન્તિ જ વ્યાપી રહે તેમાં શું આશ્ચર્ય ? તે વિશાળ જગ્યામાં તેના હાથમાંનો દીવો તો એક માત્ર તણખાના જેવો દેખાવા લાગ્યો ! તે સ્થળનું સ્વરૂપ પૂર્ણ રીતે ધ્યાનમાં ઉતારવાને તે ત્યાં થોડી વાર ઉભી રહી, અને પછી પુનઃ દીવો આગળ રાખીને તે આગળ ચાલવા લાગી. પણ તેના હાથમાંના દીવાનાં મંદ કિરણો એક ચકચકિત પદાર્થ ઉપર પડવાથી તે પદાર્થનું પ્રતિબિંબ તેની આંખો સામે આવવાથી તે કેવળ અંજાઈ ગઇ. દીવાનો પ્રકાશ મંદ હોવાથી તે ચકચકિત પદાર્થ સ્પષ્ટ રીતે તેના જોવામાં આવ્યો નહિ. આથી આગળ જવું કે ન જવું તેનો તેને મોટો વિચાર પડયો. પોતાના અદૃશ્ય અને અજાણ્યા મિત્ર ઉપર વિશ્વાસ રાખીને તે ત્યાં આવી હતી અને કદાચ કોઈ સંકટ આવી પડે તો પોતાનો મિત્ર પોતાનું રક્ષણ કરશે એવી તેના મનની ખાત્રી હતી, એટલે તે ધીમે ધીમે આગળ ચાલી. જેમ જેમ તે આગળ ગઇ તેમ તેમ તે ચકચકિત પદાર્થ સ્પષ્ટ દેખાવા લાગ્યો અને તદ્દન પાસે જતાં જ તે કાલિકાની એક પ્રચંડ ધાતુની મૂર્તિ છે એવું તેના સમજવામાં આવ્યું.

આ સ્થળે આવા પ્રકારની સુંદર અને ભવ્ય કાલિકાની મૂર્તિ જોઇને તેને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે હાથમાંનો દીવો નીચે મેલ્યો અને મનોભાવપૂર્વક મૂર્તિને નમસ્કાર કર્યા. તેનું મન ભક્તિથી પરિપૂર્ણ બની ગયું અને આવી સ્થિતિમાં પણ દેવીનું દર્શન થવાથી તેને આનંદ થયા વિના રહ્યો નહિ. તેને દેવીસ્તુતિનું એક પદ આવડતું હતું, તેનું એક ચરણ સહજ તેના મુખમાંથી બહાર નીકળી ગયું, એટલે તે નીચે બેઠી અને પોતાના મધુર સ્વરે તેણે તે આખું પદ પહેલેથી ગાવા માંડયું.

( સોરઠ. )

"માતા ! પુણ્ય વદન તારૂં અનુપમ સોહાય છે રે ! ટેક.
"ભક્ત જનોને ભાસે કાન્તિ,
"સૌમ્ય રૂચિર પરિપૂરણ શાન્તિ,
"તવ ગુણગાન વિષે સેવક મોહાય છે રે ! માતા !
"દુશ્મન કંપે છે તુજ નિરખી,
"આંખ અગ્નિની જ્વાળા સરખી,
"વિવિધ જનોમાં વિવિધ રૂપે પૂજાય છે રે !" માતા !

એ પદ પૂરૂં થતાં જ એક ચમત્કારિક શ્વેત આકૃતિ તેની નજરે પડવાથી તે ચમકી અને એકદમ ઉઠીને ઉભી થઈ ગઇ. તેણે પહેલાં બારીમાંથી જે આકૃતિને ગુપ્ત થતી જોઇ હતી, તે આકૃતિ અત્યારે તેને સાંભરી આવી. એક ભૂતના જેવું જ તેનું ચમત્કારિક સ્વરૂપ હતું. તે આકૃતિ ધીમે પગલે પોતા તરફ જ આવે છે એવું જોઈને અલકકુમારીને ભયથી આખે શરીરે ધામ છૂટયો ! તે પિશાચના જેવી આકૃતિ પોતાની તદ્દન નજીક આવી પહોંચી છે, એવું જોતાં જ અલકની હિંમત ખૂટી ગઇ અને એકદમ ચકરી આવવાથી તે ભોંય પર પડી ગઇ !

---

## પ્રકરણ ૨૪ મું.

---

### શ્વેત આકૃતિ–જીવતી છતાં મૂએલી !

અલકકુમારી શુદ્ધિમાં આવી ત્યારે તે એક નાની ઓરડીમાં એક ખાટલાપર સૂતેલી હતી. તેણે આંખો ઉઘાડીને એક વાર ચારે બાજુએ નજર ફેરવી, પણ પોતે કયાં છે એ તેના ધ્યાનમાં આવ્યું નહિ. તે શુદ્ધિમાં આવતી હતી, એટલામાં તેને પોતાની પૂર્વ સ્થિતિનું સ્મરણ થયું અને તેને પુનઃ ભીતિ લાગવા માંડી. કાલિકાની ભયાનક મૂર્તિ અને તે મૂર્તિની પાછળથી એકાએક ધીમે પગલે પોતાની પાસે આવેલી શ્વેત આકૃતિ એ સઘળું તેની આંખો સામે તરવરવા લાગ્યું. તેણે એક વાર પોતાની આંખો મીંચી દીધી અને થોડી વાર તે એમ ને એમ સ્તબ્ધ પડી રહી.

તેણે પુનઃ આંખો ઉઘાડીને જોયું તે વખતે પોતાની સામે કાલિકાની ભયાનક મૂર્તિ નથી પણ પોતે કયાંય બીજે ઠેકાણે સૂતેલી છે એવી તેની ખાત્રી થઇ. એ ઉપરથી પોતે કાંઇ પણ સ્વપ્ન જોઇ રહી હોય એવું તેને લાગ્યું; તોપણ કાલિકાની મૂર્તિ પાસે પોતે આવી ત્યાંસુધી બનેલો સઘળો બનાવ પૂર્ણ રીતે જાગૃત અવસ્થામાં જ બન્યો હતો એવું તેના ધ્યાનમાં આવવાને બહુ વાર લાગી નહિ. પોતે સ્વપ્નમાં નથી એવું ઠરતાં જ તેને પોતાની સ્થિતિ વિષે શંકા આવવા લાગી. અત્યારે પોતે શત્રુના હાથમાં પડી છે કે મિત્રના હાથમાં, એ કશું તે જાણી શકી નહિ, એટલે તે મોટી ગુંચવણમાં આવી પડી.

તે જ્યાં હતી ત્યાં સારી પેઠે તાજી હવા અને ઠંડી હવા આવતી હતી, તેથી તે કાંઇક હુશિયારીમાં આવી. સામે એક દીવો બળતે




એક ચમત્કારિક શ્વેત આકૃતિ તેની નજરે પડવાથી તે ચમકી અને એકદમ ઉઠીને ઉભી થઇ ગઇ.

લક્ષ્મી આર્ટ, મુંબઇ.

પૃષ્ઠ ૧૩૪.

હતો તેના તરફ જોતાં જ તેણે જાણ્યું કે પોતે જે દીવો હાથમાં લઇને તે ભોંયરામાં આવી હતી, તે દીવો એ નહોતો. તે પુનઃ આંખો બંધ કરીને સ્તબ્ધ પડી રહી.

એ પ્રમાણે આંખો મીંચીને વિચાર કરતાં કેવળ ધીમે સ્વરે કોઈ પોતાને કાંઈ કહી રહ્યું છે એવું તેને લાગ્યું. તે શબ્દો એટલા તો મધુર અને મમતાપૂર્ણ હતા કે તે શબ્દ બોલનાર માણસ આ જગતની અંદરનું ન હોવું જોઇએ—અથવા આ જગતના ઢોંગ કિંવા દુષ્ટ વિકારોથી તે માણસ કેવળ અલગ જ હોવું જોઇએ, એવું અલક-કુમારીને લાગ્યું. તેણે સાંભળેલા શબ્દો નીચે પ્રમાણે હતાઃ—

"જો બ્હેન ! તું ડરીશ નહિ. તેં કાલિકાની મૂર્તિ પાસે જે શ્વેત આકૃતિ જોઇ હતી, તે કોઈ ભૂતપ્રેતની આકૃતિ નહોતી. હું ત્યાં એકાએક તારા જોવામાં આવી તેથી તું બ્હી ગઇ, પરન્તુ તારે મારાથી બ્હીવાજેવું કશું નથી. હું એક અતિશય દુઃખી સ્ત્રી છું. અહીં કોઇ તારો વાંકો વાળ પણ કરી શકે તેમ નથી."

આ શબ્દો કાને પડતાં અલક ખાટલાપર જ બેઠી થઇ અને તે શબ્દ જે તરફથી આવતા હતા તે તરફ તેણે પોતાની દૃષ્ટિ કરી, તો તેણે જોયું કે એક દ્વારમાં થઇને એક શ્વેત આકૃતિ પોતા તરફ આવી રહી છે. તે પહેલાં જોએલી જ આકૃતિ છે, એવું તેના ધ્યાનમાં આવતાં તેના મનમાં ક્ષણમાત્ર ભય ઉત્પન્ન થયો, પરંતુ તુરત જ તેણે વિચાર્યું કે આ પ્રમાણે પોતાને મધુર અને મમતાના શબ્દોથી ધીરજ આપનારી વ્યક્તિને માટે એવી શંકા રાખવી તે વ્યર્થ છે. આ વિચાર થતાંની સાથે તેના મનમાં ધૈર્યે પ્રવેશ કર્યો. તે સ્ત્રી ધીમેધીમે જેમ જેમ અલકની પાસે આવવા લાગી, તેમ તેમ તેની શાંત મુખમુદ્રા અધિકાધિક સ્પષ્ટ દેખાવા લાગી.

એ સ્ત્રી તરફ નજર કરતાં જ તે મોટા કુળમાં જન્મ પામી છે એવું સ્પષ્ટ દેખાઇ આવતું હતું. તેની શાન્તતા અને શબ્દો પણ સભ્ય કુળને અનુસરતાં જ હતાં. મુખમુદ્રા સૌમ્ય હતી અને આંખો કાળી—ચીમળાએલાં ઉત્પલ જેવી હતી. ચહેરો ફિક્કો થઇ ગએલો હતો અને ગાલમાં કેવળ ખાડા પડી ગયા હતા, તોપણ જુવાન અવસ્થામાં તે બહુ જ સુંદર દેખાવની સ્ત્રી હશે એવું ખુલ્લું જણાઇ આવતું હતું. તેનું વય કેટલું હશે, તે વિષે તેના સ્વરૂપ ઉપરથી અનુમાન કરવું એ કેવળ અશક્ય હતું. તેના કેશ સફેદ થઈ ગયા હતા, પરન્તુ હજી દાંત પડેલા નહોતા, તેથી તેના મુખમાંથી થતો શબ્દોચ્ચાર તદ્દન સ્પષ્ટ જણાતો હતો. શરીર અતિશય કૃશ થયું હતું

અને ચામડી ઉપર કરચોલીઓ વળી ગઇ હતી, પરન્તુ શરીરનાં સઘળાં હાડકાં સારી પેઠે મજબૂત હતાં: આ સઘળાં કારણોને લીધે ખરી રીતે તે સ્ત્રી વૃદ્ધ હશે કે જુવાન હશે તેનું અનુમાન કરવાનું મુશ્કેલ થઇ પડતું હતું.

તેણે એક સફેદ સ્વચ્છ વસ્ત્ર પહેરેલું હતું. જે વખતે તે પહેલવહેલી અલકની દૃષ્ટિએ પડી હતી, તે વખતે તેણે પોતાના શરીરપર એક વધારે વસ્ત્ર ઓઢેલું હતું, પરન્તુ અત્યારે તે વધારાનું વસ્ત્ર તેના શરીરપર નહોતું. તેના શબ્દો ઉપરથી અલકકુમારીપર તેની અત્યંત પ્રીતિ હતી એમ જણાઇ આવતું હતું.

"અલક !" તે સ્ત્રી પોતાના મંજુલ અને શાન્ત સ્વરે હૃદયના ઉમળકાભેર બોલી: "તું જરા શાન્ત થા, સ્વસ્થ બેસ, એટલે પછી તારા મનમાં પેદા થએલી ગુંચવણ દૂર થઇ જશે. તું આ કિલ્લામાંથી કોઇ પણ જાતના ભય વિના બહાર નીકળી શકીશ, તે માટે કશી પણ શંકા રાખીશ નહિ. હું જે કહું તે તું બરાબર રીતે સાંભળી લે. તું અહીંથી જાય, તે પહેલાં કેટલીક મહત્ત્વની—અતિ મહત્ત્વની વાતો મારે તને કહેવાની છે. મનમાં શંકા નહિ લાવતાં અને જરા પણ આનાકાની કર્યો વિના હું તને જે કાંઇ કરવાનું કહું, તે કરવાને તું તૈયાર થા, અને તેમાં જ મારૂં તથા તારૂં બન્નેનું કલ્યાણ રહેલું છે."

અલક બોલી: "બાઇ! તમે મને મારૂં નામ દઇને બોલાવો છો, તે ઉપરથી તમે મને આળખો છો એ ખુલ્લું છે. એથી મને જેટલો આનંદ થાય છે તે કરતાં વધારે આનંદ તમારા માયાળુ ભાષણથી મને થાય છે."

અલકના આ શબ્દો કાને પડતાં જ તે સ્ત્રીએ એકદમ પોતાનું મ્હોં ફેરવ્યું અને અલક ન સાંભળે એવી રીતે હળવેથી તેણે એક ઉંડો નિ:શ્વાસ નાંખ્યો; પણ તે વૃદ્ધ દેખાતી સ્ત્રીની દુઃખયુક્ત મુખમુદ્રા તે કુમારિકાના ધ્યાનમાં પૂર્ણ રીતે આવ્યા વિના રહી નહિ. તે સત્વર પોતાની જગ્યાએથી ઉઠી અને તે સ્ત્રીનો હાથ પોતાના હાથમાં લઇને બોલી: "બાઇ! તમે મને દુઃખમાંથી મુક્ત કરવાની ઇચ્છા રાખો છો, પણ તમે પોતે તો દુઃખથી ઘેરાએલાં દેખાઓ છો! બાઇ! તમે મને તમારૂં દુઃખ જણાવો અને મને તેની ભાગિની બનાવો. મારે હાથે તે દુઃખનો અંત આવી શકે તેવું હશે, તો બની શકતો પ્રયત્ન હું અવશ્ય કરીશ, કિંવા જો તે વાત મારી શક્તિની બહારની હશે તો હું પણ તમારી સાથે સાથે આંસુ સારતી બેસી રહીશ! તોપણ આપના દુઃખને દૂર કરવા માટે હું ખરા મનોભાવથી

પરમેશ્વરની પ્રાર્થના કરીશ, કારણકે એ કામ તો મારાથી થઇ શકે તેવું છે."

"શું બ્હેન ?! મારા દુઃખનો અંત લાવવાની વાત તું કરે છે?" પોતાની શાંતતા અને શબ્દોમાંનું માધુર્ય નષ્ટ નહિ થવા દેતાં તે વૃદ્ધ સ્ત્રી બોલી: "કેવળ અશક્ય વાત છે! તે તો અત્યારે બનવાનું જ નથી! દિકરી!" તે સ્ત્રી જરા અચકાઇ, તેનું હૃદય કમ્પ્યું, વક્ષસ્થળ ધબકવા લાગ્યું, અને થોડી ક્ષણ રહીને તે આગળ બોલી: "મારા દુઃખની વાત તો તું જવા જ દે. એ વાત બહુ મોટી છે. તે સાંભળીને પણ તેનો કશો ઉપયોગ થવાનો નથી. અત્યારે તો માત્ર તારા સંબંધે વિચાર કરવાની જ જરૂર છે. તું કહે છે કે હું તને ઓળખું છું. હું તને ઓળખું છું એટલું જ નહિ, પણ તારાં સઘળાં કાર્યો તરફ હું બહુ જ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતી રહું છું. તારા ગજવામાંની કોથળીમાં એક પત્ર છે તે પણ મારી જાણમાં જ છે, અને તારી અને વિષયમલની વચ્ચે વાતચીત ચાલતી હતી ત્યારે પણ હું ત્યાં જ રહીને તે સાંભળતી હતી. એક વાર તો તેં મને જોઇ'તી પણ ખરી !"

"હા બરાબર, એક વાર મેં તમને જોયાં હતાં ખરાં, પરન્તુ મને પછી એવું લાગ્યું કે કદાચ એ એક આભાસ માત્ર. હશે." અલક બોલી.

તે શ્વેત વસ્ત્રવાળી સ્ત્રી બોલી: "એવી નજીવી વાતો પાછળ વખત ગાળવા કરતાં હજી આપણે કેટલીક મહત્ત્વની વાતોનો વિચાર કરવાનો છે. હવે હું જે કાંઇ કહું તે તું મુંગી મુંગી સાંભળ્યા કર. વચમાં કશુંએ બોલીશ નહિ. તે તારા ગજવામાંનો પત્ર તને મળે એવે ઠેકાણે મેં જ ખાસ નાંખ્યો હતો. વિષયમલનું લક્ષ તારામાં લાગ્યું છે એ વાત મારા જાણવામાં આવતાં જ મેં આ બંદોબસ્ત કર્યો હતો. જો તમારો લગ્નનો સંબંધ બંધાયો હોત, તો તેથી કેવડો મોટો અનર્થ થાય તે આ મારા મુખથી કહેવાને હું કેવળ અસમર્થ છું. બ્હેન ! જો તને ખરેખર એમ લાગતું હોય કે આ જે હું તને કહું છું તે સઘળું માત્ર તારા કલ્યાણને માટે જ કહું છું, જો તારો મારા ઉપર વિશ્વાસ બેસતો હોય અને જો તારે હાથે આ દુનિયામાંનું એક મહાપાતક ન થાય એવી તારી ઇચ્છા હોય, તો હું જે કહું તે સઘળું મૌન્યપૂર્વક સાંભળી લે અને તે પ્રમાણે વર્તવાને તૈયાર થા."

"બાઇ ! તમને મેં જ્યારથી જોયાં અને તમારા માયાળુ શબ્દો સાંભળ્યા, ત્યારથી જ મારો તમારાપર પૂર્ણ વિશ્વાસ બેઠેલો છે." અલક પ્રેમપૂર્વક બોલી: "માટે મારા સંબંધમાં તમે તમારા મનમાં

જરા પણ શંકા આવવા દેશો નહિ. તમે મને કદાચ સળગતી આગમાં પડતું મેલવાનું કહેશો, તોપણ હું વિનાસંકોચે તે પ્રમાણે કરીશ, એથી વધારે હવે હું કશું બોલતી નથી!"

"તું મારાપર એટલો બધો વિશ્વાસ રાખે છે, એ જોઇને મને પણ બહુ આનંદ થાય છે. તારો વિષયમલ ઉપર પ્રેમ નથી એ હું જાણું છું, તોપણ કદાચ કોઇના દબાણથી કિંવા જુલમથી જો તને તેની સાથે લગ્ન કરવાની જરૂર પડે, તો યોગ્ય તક મળતાં જ તારે એકદમ આત્મઘાત કરવો! મારા આ શબ્દો કદાચ તને ચમત્કારિક લાગશે, અથવા આવો ભયંકર ઉપદેશ આપવા માટે કદાચ તું મારો તિરસ્કાર પણ કરશે, હું કોઇ માણસ નથી પણ રાક્ષસી છું એવું પણ કદાચ તારા મનમાં આવશે, પરન્તુ એટલું ધ્યાનમાં રાખજે કે કાંઇ પણ મહત્ત્વના ગુપ્ત કારણ વિના હું તને આવો ઉપદેશ આપતી નથી!"

આ શબ્દો તે સ્ત્રીએ એટલા ગંભીર ભાવથી કહ્યા કે જો અલકકુમારીને તે ઉપદેશથી કદાચ તેના હેતુ સંબંધે કાંઇ શંકા આવી હોત તોપણ તે તુરત જ દૂર થઇ ગયા વિના રહેત નહિ. તે બોલી: "બાઇ! પણ હું અહીંથી બહાર કેવી રીતે નીકળી શકીશ? હું અત્યારે કયે સ્થળે રહેલી છું? અને બહાર નીકળ્યા પછી વિષયમલના હાથમાં ન પડું એવે કયે સ્થળે મારે રહેવું?"

"તે સઘળો વિચાર મેં કરેલો છે. તું સ્થામગઢના રાજમહાલયના ભોંયરામાં છે અને સુરક્ષિત છે. અહીંથી તું કોઇ પણ પ્રકારના સંકટ વિના બહાર નીકળી શકીશ. તે માટેની સઘળી વ્યવસ્થા મેં કરી છે. તું શૂરી, ચતુર અને હિંમતવાળી છે. સજ્જનસીંગે તને ઘોડાપર બેસતાં, તલવાર ફેરવતાં, ભાલો ફેંકતાં વગેરે મર્દાનગીની કળાઓ શીખવી છે તે મારા જાણવામાં છે. તમારો વસવાટ જ અરણ્યમાં હોવાથી તમારે એ કળાઓનું જ્ઞાન ધરાવવાની આવશ્યકતા છે. તારી સહાયથી સજ્જનસીંગે એક વાર વાઘનો શિકાર કર્યો હતો તેની પણ મને ખબર છે. વધારે શું કહું, પણ તારા સંબંધે જેટલી વાતની તને પોતાને પણ ખબર નથી તેટલી ખબર મને છે! તેથી જ હું કહું છું કે તારા જેવી હિંમતવાળી અને શૂરી બાળા જો થોડો પ્રયત્ન કરે તો તે પોતાનું ભાગ્ય ફેરવી નાંખવાને સમર્થ બને, માટે તું અહીંથી બહાર નીકળતાંની સાથે એકદમ સંગમપુર ચાલી જા."

"શું? હું સંગમપુર જઉં? ત્યાં વળી શું કામ હોય?" અલકકુમારીએ પૂછ્યું.

"ત્યાં હાલમાં સરદાર શૂરસેન રહે છે. તારા પાલક પિતા સજ્જનસીંગ અને સરદાર શૂરસેન વચ્ચે સારો પ્રેમ હોવાથી જ્યારે જ્યારે શૂરસેન અરણ્યમાં શિકારે જાય છે ત્યારે ત્યારે તે સજ્જનસીંગની પાસે આવ્યા વિના રહેતો નથી. તને શૂરસેન ઓળખે છે અને તું પણ તેને ઓળખે છે." તે સ્ત્રી બોલી.

"હા," અલક બોલી: "પણ તેની સ્ત્રીનું મરણ થયાંને ઘણાં વર્ષો થઇ ગયાં છે, એટલે હાલમાં તે ત્યાં એકલા જ રહે છે, તેમની પાસે હું એકલી કેવી રીતે રહું ?"

"જો મારૂં કહ્યું કરે તો તું એકદમ સંગમપુર જા," તે સ્ત્રી બોલી: "અને શૂરસેનને પગે પડ. તેને આ સઘળી હકીકત કહેજે. વિષયમલનું આ સાહસિક કૃત્ય તે જાણશે એટલે તે તને આશ્રય આપ્યા વિના રહેશે નહિ, અને એક વાર તને શૂરસેને આશ્રય આપ્યો, એટલે વિષયમલ તરફનો તને બિલકુલ ભય રહેશે નહિ. પણ હવે હું તને જે એક બીજી વાત કહું છું, તે બહુ જ મહત્ત્વની છે. તે સાંભળવાથી કદાચ મારા ઉપરનો તારો વિશ્વાસ ઓછો થઈ જશે !"

"નહિ, નહિ, એવી શંકા જ તમે રાખશો નહિ." અલક બોલી: "તમારાપર મારી જનેતા ઉપર રાખું એટલો મારો વિશ્વાસ છે !"

તે વૃદ્ધ દેખાતી સ્ત્રી બહુ જ ગંભીર મુખમુદ્રા ધારણ કરીને બોલી: "ત્યારે હું તને જે કહું છું તે બરાબર ધ્યાનમાં રાખ. હું જીવું છું એવું તું સમજીશ નહિ. લોકોની દૃષ્ટિએ હું મરણ પામેલી છું અને તું પણ એમ જ સમજજે અને મારા સંબંધે એક અક્ષર પણ કોઇની પાસે બોલીશ નહિ. તેમ જ શ્યામગઢમાં ભોંયરૂં છે અને તેમાં તારો પ્રવેશ થયો હતો એ વાત પણ તું વિસરી જજે. તારી ઇચ્છા હોય તો મારા સંબંધે ભલે તું મનમાં વિચાર કરજે, પરન્તુ તે સંબંધે કોઇને મ્હોંએ કાંઇ બોલીશ નહિ. આ સઘળી વાતમાં એટલી બધી ગુપ્તતા જાળવી રાખવાની જરૂર છે કે આ વાત તને સ્પષ્ટ રીતે સમજાવી શકાય તેવું પણ નથી. તેટલા માટે તું સોગંદ લે કે આ સર્વ વાત તું ગુપ્ત જ રાખશે."

"ઇશ્વરની સાક્ષીએ કહું છું કે, આ સર્વ વાત હું ગુપ્ત જ રાખીશ !" અલક ગદ્ગદ સ્વરે બોલી.

તે સ્ત્રીનો કંઠ પણ ભરાઇ આવ્યો અને તે બોલી: "પુત્રી ! ઇશ્વર તને સુબુદ્ધિ આપો ! ચાલ, ઉઠ ત્યારે ! અત્યારે લગભગ મધરાતનો અમલ ચાલે છે, અને આ વખત અહીંથી ગુપ્ત રીતે બહાર

નીકળવાને માટે ઠીક અનુકૂળ છે. પ્રભાત થયા પ્હેલાં તું આ કિલ્લાથી જેટલી વધારે દૂર જઈશ, તેટલું વધારે સારૂં."

એમ કહીને તે શ્વેત સ્ત્રીએ દીવો હાથમાં લીધો અને અલકકુમારી તેની પાછળ પાછળ ચાલવા લાગી. તેણે તે ઓરડીના ખુણામાંનું એક દ્વાર ઉઘાડયું અને ત્યાંથી તે બહાર નીકળી. પછી ત્યાં એક દાદર આવ્યો, તે વડે તે બન્ને જણીઓ નીચે ઉતરવા લાગી.

---

## પ્રકરણ ૨૫ મું.

### ચક્રયંત્રવાળું ભોંયરૂં.

દાદર પૂરેપૂરો ઉતરી જતાં એક નાનો રસ્તો આવ્યો તે તદ્દન અંધારાવાળો હતો. જે કિલ્લા સંબંધે લોકોમાં વારંવાર વિલક્ષણ અફવાઓ ચાલતી હતી, તે જ કિલ્લામાં પોતે ફરી રહી છે અને જે સ્ત્રી સંબંધે પોતાને કશી ખબર નથી, જે જીવતી છે કે પિશાચ છે તે સંબંધી પણ સ્પષ્ટ રીતે કશી માહિતી નથી, તેના ઉપર વિશ્વાસ રાખીને પોતે આ ભયંકર માર્ગે જઇ રહી છે, એવા વિચારો આવવાથી અલકના મનની સ્થિતિ કેવી થઇ હશે, તે વિષેની કલ્પના વાચકે જ કરી લેવી.

આ પ્રકારના અનેક વિચારોમાં તેનું મન ગુંચવાઇ ગયું હતું, એટલામાં તે બન્ને જણ એક દ્વાર પાસે આવી પહોંચ્યાં. ત્યાં વહેતા પાણીનો ખળખળ ધ્વનિ તેને કાને પડયો. તે બાઇએ ગુપ્ત કળ દાબીને એક બારણું ઉઘાડયું, તેમાં થઇને બન્ને જણીઓ એક ઓરડામાં પેઠી. દીવાના મંદ પ્રકાશમાં કાંઇક વિલક્ષણ પદાર્થ નજરે પડવાથી અલકકુમારી અચકાઇને ઉભી રહી. ત્યાં આવવાથી અલકને ભય લાગશે એમ તે સ્ત્રી જાણુતી હતી, તોપણ તે સિવાય બીજો કોઈ રસ્તો નહિ હોવાથી ત્યાં જ તેને લાવવાની જરૂર પડી હતી. જો બહાર નીકળવાનો બીજો કોઈ રસ્તો હોત, તો તે તેને અહીં લાવત નહિ.

આ સ્થળે એક નાના ઓરડામાં ચાર થાંભલા ઉભા કરીને તેની વચમાં પ્રત્યેક હારમાં ત્રણ ત્રણ એવી રીતે છ ચક્રો ગોઠવેલાં હતાં. તે ચક્રોને તીક્ષ્ણ ભાલાનાં ફળાં એવી રીતે ગોઠવેલાં હતાં કે ચક્રો ફરવા લાગતાં જ એ ફળાં પાસે પાસે આવીને તેની કાતર બની તેની વચ્ચે આવેલા પદાર્થના ટુકડે ટુકડા ઉડાવી દે! એ ચક્રોને ગતિ આપવા માટે તેના વચ્ચેના દાંડા-ધરાને મોટી દોરીઓ વીંટાળેલી હતી, અને તે

દોરીઓને છેડે મોટાં વજનો લગાડવાની વ્યવસ્થા કરવામાં આવેલી હતી.

આ યંત્રની ઉપરની બાજુએ એક મોટો ગભારો-ઘુમ્મટ આવી રહેલો હતો તેમાં પણ એવા જ પ્રકારની યંત્રરચના કરેલી હતી; અને યંત્રની નીચેની બાજુએ પાણીનો પ્રવાહ ખળખળ વહી રહ્યો હતો. આ ભયંકર યંત્ર જોઇને અલકકુમારી તદ્દન ગભરાઈ ગઈ. કાંઇ પણ ભયંકર કૃત્ય કરવાને માટે આ યંત્રરચના કરવામાં આવી હોવી જોઇએ એવું તેને લાગ્યું, પરન્તુ તે કૃત્ય કયું હશે, કેટલું ભીષણ હશે, તેની બરાબર કલ્પના તેના મનમાં આવવી શક્ય નહોતી !

તે સ્ત્રી બોલીઃ "અલક ! આ સ્થળે તને લાવવાની મને જરૂર પડી તે માટે મને ક્ષમા કરજે. મનુષ્ય પ્રાણી કોઇ કોઈ વાર રાક્ષસ કરતાં પણ વધારે ભયંકર કૃત્યો કરવામાં પ્રવૃત્ત થાય છે અને પોતાનાં તે કૃત્યો સાધવાને માટે આવા પ્રકારની ગોઠવણો કરે છે ! રાક્ષસી સ્વભાવનાં મનુષ્યોની આ કૃતિનાં તને દર્શન થયાં, એટલું અત્યારે તો બસ છે. એ કરતાં વધારે કશું તારા જાણવામાં ન આવે તો વધારે સારૂં !"

અલક બોલીઃ "બાઇ ! આ યંત્ર ઉપર આ લોહીના ડાઘ પડેલા છે, તે ઉપરથી તેનો ઉપયોગ કેવો થતો હશે, તે વિષે કલ્પના કરવાનું કાંઇ બહુ મુશ્કેલ નથી. જાણેકે આ યંત્રમાં એકાદ પ્રાણી સપડાયું હોય અને તેને થતી વેદનાથી તે બૂમો પાડી રહ્યું હોય, અને આ યંત્રનો ધડધડાટ ચાલુ થઇને તે જોરથી ફરી રહ્યું હોય, એવું જ ભયાનક દશ્ય અત્યારે હું મારી આંખે જોઇ રહી હોઉં એવું મને લાગે છે!"

"અલક ! મારી વ્હાલી અલક! તું શાન્ત થા !" તે સ્ત્રી આગળ બોલીઃ "આ સંબંધે તું એક શબ્દ પણ કોઇને મ્હોંએ બોલતી નહિ. વળી હું તને વિશેપ એવું કહું છું કે તેં અહીં જે સઘળો પ્રકાર જોયો છે-એટલે કે કાલિકાની મૂર્તિ, આ યંત્ર, આ ભોંયરૂં-તે વિષે કોઈને પણ તારે કશું કહેવું નહિ. તેં હમણાં જે સોગંદ લીધા છે તે આ પ્રકાર ગુપ્ત રાખવા માટે પણ લીધા છે, એવું સમજજે !"

"બાઇ ! એ માટે તમે નિશ્ચિંત રહેજો." અલક બોલીઃ "તમે મારાપર જે અનંત ઉપકારો કર્યા છે, બલકે મારા મનમાં તમારે માટે જે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઈ છે, તે જ એટલી ઉત્કટ છે કે હું તમારી મરજીની વિરૂદ્ધ ચાલું એ હવે બિલકુલ અશક્ય છે."

"તારા શબ્દો સાંભળીને મારા મનનું સમાધાન થયું છે. તારા-

પર મને એટલું હેત આવે છે કે જાણે તું મારી પુત્રી હોય." તે સ્ત્રી એટલું બોલીને જરા અચકાઇ. તેણે એક છૂપો નિઃશ્વાસ નાંખ્યો. તેનું વદન વધારે ગંભીર બન્યું. તે અલકની વધારે નજીક જઇને બોલીઃ "આ ભોંયરામાંનો ભયંકર પ્રકાર જોઇને કદાચ તારા મનમાં શંકા આવે અને તારૂં મન બદલાઇ જાય, એવું મને લાગ્યું અને તેથી મેં તને ફરીથી આટલું કહ્યું, તે માટે મને ક્ષમા કરજે, બ્હેન !"

એમ કહીને વળતો જવાબ મેળવવાની ઇચ્છા રાખ્યા વિના તે સ્ત્રી આગળ ચાલવા લાગી. તે બન્ને જણીઓ ત્યાંથી બહાર નીકળી જતાં જ તે ઓરડો તેમણે બંધ કર્યો. પછી બન્ને જણીઓ એક ખુલ્લી જગ્યામાં દાખલ થઈ. એ સ્થળે કેટલીક સમાધિઓની દહેરીઓ બાંધેલી જોવામાં આવતી હતી, તે ઉપરથી તે શ્મશાનભૂમિ જેવું સ્થળ જણાતું હતું અને તેથી ભય ઉત્પન્ન થવાનો પણ સંભવ રહેતો હતો.

"અહીં આવેલી સઘળી સમાધિઓ શ્યામગઢના રાજવંશમાં મરણ પામેલાં મનુષ્યોનાં અસ્થી માટે બાંધવામાં આવેલી છે." એમ કહીને તે શ્વેતવસ્ત્રધારિણી સ્ત્રી એક સમાધિ તરફ જરા દૃષ્ટિ ટેકાવીને પછી આગળ ચાલી. તે જ સમાધિ તરફ અલકકુમારીનું લક્ષ પણ ખેંચાયું. તે ઉપર નીચે પ્રમાણે લેખ પત્થરમાં કોતરેલો હતોઃ—

આ સ્થળે

**સૌ૦ સુલક્ષણાબાઈ**

**તે શ્યામગઢના અધિપતિ ભભૂતમલનાં**

**ધર્મપત્નીનાં**

**અસ્થી રાખ્યાં છે.**

આ બાઈ ભરજુવાનીમાં જ સ્વર્ગવાસી થયાં !

ઓ પ્રભુ ! મૃત્યુને તેમની દયા આવી નહિ !

મરણતિથિ આસો વદી ૧૪. વિ. સં. ૧૨૭૩

ઉમર વર્ષ ૨૦.

આ લેખ ઉપરથી આ સમાધિ તે સમયના કિલ્લેદારની સ્ત્રીની એટલે કે વિષયમલની માતાની છે, એ અલકના ધ્યાનમાં તુરત જ આવી ગયું. તેણે તે શ્વેત સ્ત્રીને કહ્યુંઃ "આ બાઈ તો કેવળ નાની

વયમાં જ મરણુ પામ્યાં હતાં, પણુ તે કેવળ અકસ્માત્ મરણુ પામ્યાં હતાં અને તેમના મરણનું કારણુ કોઇએ જાણ્યું નહોતું એવું લોકો કહે છે.”

“હશે! એવી તો ઘણીએ લોકવાયકાઓ ઉડે છે, પણુ આપણુને તેનું શું કામ છે? તે બનાવને આજે અઢારેક વર્ષ થઈ ગયાં છે. આટલા વખતમાં તો લોકો હવે તેને સંભારતા પણુ નહિ હોય!” એમ કહીને તે સ્ત્રીએ અલકનો હાથ પકડયો અને દીવો હોલવી નાંખ્યો. દશ–વીશ ડગલાં આગળ જતાં તે બાઇએ એક મોટો પથરો કાંઇક યાંત્રિક શક્તિથી એક બાજુએ હઠાવી દીધો અને પછી તે બન્ને જણીઓ એક ગુહામાર્ગમાં દાખલ થઇ. તેઓ એ માર્ગમાં જતાં જ તે પત્થર પાછો પોતાની જગ્યાએ ગોઠવાઇ ગયો. એ માર્ગે લગભગ ચારસો–પાંચસો ડગલાં આગળ જતાં પુનઃ તે બાઇએ એક દ્વાર ઉઘાડયું અને તે બન્ને જણીઓ એક દેવાલયના ગભારાની અંદર આવી પહોંચી.

---

## પ્રકરણુ ૨૬ મું.

---

### હનુમંતસીંગ.

એ સ્થળે આવી પહોંચતાં જ ખુલ્લી હવા લાગવાથી અલકકુમારીને બહુ આહ્લાદ ઉત્પન્ન થયો. તેનામાં હવે સારી પેઠે હુશિયારી આવી. તેણે સહજ ચારે તરફ નજર ફેરવીને જોયું, તો પોતે અત્યારે કિલ્લાની ડાબી બાજુએ આવેલી ઝાડીમાંના એક દેવાલયમાં આવી પહોંચી છે એવું તેને જણાયું, એટલે જે ભોંયરામાં થઇને પોતે ત્યાં આવી હતી તે ભોંયરૂં કિલ્લાની નીચે કોતરવામાં આવ્યું હોવું જોઇએ એ વાત સહજ તેના ધ્યાનમાં આવી ગઈ.

દેવાલયના ગભારામાં આવતાં જ તે બાઇએ દ્વાર બંધ કરી વાળ્યું. ગભારામાંની ફરસબંધીમાં દ્વાર કિંવા ભોંયરૂં હશે એવી જરા પણુ શંકા ન આવે, એટલી કુશળતાથી તેની રચના કરવામાં આવેલી હતી. દ્વાર બંધ કરી વાળ્યા પછી તે બન્ને જણીઓ તે દેવાલયમાંથી બહાર નીકળી અને પાસેની ઝાડીમાંના મોટા વૃક્ષ નીચે જઇને બેઠી. એટલામાં તો એક સામાન ચડાવીને તૈયાર કરવામાં આવેલો ઘોડો લઇને હનુમંતસીંગ ત્યાં આવી પહોંચ્યો. તેણે પોતાની પાસેની એક નાની પોટલી તે બાઇને આપી. તે બાઇ તરફ અને અલકકુમારી તરફ જોઇને તેના મનમાં કાંઇક વિચારો ઘોળાઇ રહ્યા હતા એવું તેની મુખ-

મુદ્રા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું, પરન્તુ પોતાના મનમાંનો ભાવ ખુલ્લો કરી બતાવવાની તેની ઇચ્છા નહોતી.

તે બાઇની આંખોમાં અશ્રુ આવીને તેનાં મોટાં બિંદુઓ તેના ગાલપર પડયાં. એ જોતાં જ અલકનું હૃદય ભરાઇ આવ્યું અને તે બોલી: "બાઇ! આપની ઓળખાણ થયાને જોકે બહુ વખત થયો નથી, તોપણ મારૂં મન તમારા ઉપર એટલું જડાઇ ગયું છે કે જાણે આપે જન્મથી જ એક માતાની પેઠે મારૂં પાલનપોષણ કર્યું હોયની, એવું મને લાગે છે!"

"બ્હેન અલક!" એટલું બોલતાંમાં તો તે સ્ત્રીથી રડી જવાયું.

તે જોઇને વૃદ્ધ હનુમંતસીંગ બોલ્યો: "બાઇસાહેબ! આ તે શું? દુઃખ લગાડવાનો આ કાંઇ સમય છે? એકેએક ક્ષણ આપણને કેટલી કીંમતી છે તે કાંઈ આપને કહી બતાવવાની જરૂર નથી. આપ મનને જરા દૃઢ બનાવો. આ વખત જ એવો ચમત્કારિક છે. અત્યારે જ આપને એક વિશેષ દુઃખજનક ખબર આપવાની મને જરૂર પડે છે."

"શું? શું હજી પણ મારા પર બીજાં કશાં દુઃખો પડવાનાં બાકી રહ્યાં છે? ગમે તે હોય, પણ તે હવે જલ્દી કહી નાંખો. હું તે સાંભળવાને તૈયાર છું." તે સ્ત્રી ગંભીર મુખમુદ્રાથી બોલી.

"કાલે સાંજે નિયમ પ્રમાણે આપની મુલાકાત લીધી; ત્યારપછી સુમારે પાંચેક ઘડી પછી સંગમપુરથી એક ઉંટસ્વાર આવ્યો. તેણે બીજને દહાડે રાત્રે સંગમપુર છોડયું હતું. ભભૂતમલ અને બીજા બે જણ–કોણ? હું તેમનાં નામો વિસરી ગયો!" હનુમંતસીંગ અચકાતો અચકાતો બોલ્યો.

"તે નામોનું કશું કામ નથી! પણ તેમનું શું થયું તે જલ્દી કહી નાંખો." સ્ત્રીએ આતુરતાથી પૂછ્યું.

"તે સૌને વીરોત્તમે કેદ કર્યા છે." હનુમંતસીંગ બોલ્યો.

"કેદ કર્યા?" બાઇએ ઉત્સુકતાથી પૂછ્યું: "શું વારૂ? ત્યારે અલક! આપણી સઘળી ગોઠવણ બરાબર વખતે જ નકામી જાય તેવું લાગે છે!"

"ના, ના, તેવું કશું નથી." હનુમંતસીંગ બોલ્યો: "પણ હવે તો અલકે બહુ જ ઉતાવળે સંગમપુર જવાની જરૂર છે."

"આપ શું કહો છો તે મારા સમજવામાં આવતું નથી." તે બાઈ બોલી.

"તે વિસ્તારથી કહેવામાં કાંઈ સાર નથી." હનુમંતસીંગ બોલ્યો: "વીરોત્તમે કેટલીક શરતો સાથે ત્રણે સરદારોને કેદ કર્યા છે. તે શરતો પ્રમાણે જો તેઓ નહિ વર્તે તો તે એક પછી એક ત્રણેનો જીવ લેનાર છે. તેથી મને એમ લાગે છે કે જો આ છોકરી ત્યાં જાય અને તે ત્રણેને કેદમાંથી છોડાવવાના કામમાં પોતાની અકલનો ઉપયોગ કરે અને એ રીતે પોતાના ભાગ્યનો ઉદય કરે, તો વધારે સારૂં."

"કાકાસાહેબ! આપ આ શું કહો છો?" તે બાઇ બોલી: "આ નાની છોકરી–અજાણી અને એકલી–સંગમપુર જાય, વીરોત્તમ જેવા ચતુર પુરૂષે કેદ કરેલા સરદારોને છોડાવવાને સમર્થ થાય, એ સઘળું શું આપને સંભવિત લાગે છે?"

હનુમંતસીંગ બોલ્યો: "શું? અલક એક નાની છોકરી છે? બાઇસાહેબ! તે હવે કાંઈ નાની નથી. તે બહુ જ હુશિયાર છે અને હિંમતવાળી છે. મારૂં મન મને એવું કહે છે કે આ છોકરી એ કામ ખાત્રીથી પૂરૂં કરશે; અને જો આ કામ તેના હાથે પાર પડશે નહિ, તો ભભૂતમલ, વિજયસિંહ અને શૂરસેન–હા, તેમનાં નામો હવે મને સાંભર્યાં–તેમનો જરૂર શિરચ્છેદ થશે, અથવાતો તેમને ફાંસીએ જવું પડશે! માટે તેમને છોડાવવાનો પ્રયત્ન તો થવો જ જોઇએ. જો આ છોકરીનો પ્રયત્ન નિષ્ફળ જાય અને તેના જ જીવ ઉપર જોખમ આવી પડે, તો તેમાંથી તેની મુક્તિ થાય તે માટે તમે તેને કાંઇ પણ એવી નિશાની અથવાતો ચિઠ્ઠી આપો કે જેથી તેનો જીવ બચે. એ નિશાનીનો ઉપયોગ ફક્ત મોટામાં મોટી મુશ્કેલીને વખતે જ થાય."

તે સ્ત્રી બોલી: "હવે તમારા કથનનો ભાવાર્થ મારા લક્ષમાં આવ્યો. પણ તમારા જેવા ભીરૂ પુરૂષ આ નાની છોકરીને આવો ઉપદેશ આપે છે, એ જોઇને મને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે."

"મનુષ્યોના જીવ બચાવવાને માટે બની શકે એટલો પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે." હનુમંતસીંગ બોલ્યો: "આપણી ગુપ્તતા ખુલ્લી પડતાં છતાં પણ જો તેમના પ્રાણ બચતા હોય તો તેમ પણ કરવાને કશી હરકત નથી. જ્યારે આપણી બીજી યુક્તિઓ નિષ્ફળ નીવડે અને કેવળ નાઇલાજ થઇ જઇએ, ત્યારે એ ગુપ્તતા ખુલ્લી કરવી પડશે એવું મેં ઘણી વાર કહેલું તે આપના ધ્યાનમાં જ હશે. આ હવે છેવટનું તીર છે."

તે સ્ત્રી કેટલોક વખત વિચાર કરીને બોલી: "ઠીક છે; કાકાસાહેબ! આપના કહેવા પ્રમાણે જ કરવું જોઇએ ખરૂં. તો પછી

હવે આ છોકરીને પઢાવીને તૈયાર કરવી એ તો મારૂં કામ."

અલક બોલી: "બાઇ સાહેબ! આપના બન્નેના સંભાષણ ઉપરથી હું ઘણું ખરૂં સમજી ગઇ છું. એક મોટા ભયનું અને કઠણ કામ મારે માથે લેવાનું છે, અને તે પાર પાડવામાં હું પાછી હઠવાની નથી. આજની રાત્રે એવા જ કાંઇ વિલક્ષણ બનાવો બનતા આવ્યા છે કે તેના યોગથી મારા આયુષ્યક્રમમાં કાંઇ પણ મહત્ત્વનો ફેરફાર થશે એવું મને લાગે છે. ઇશ્વરે જ આ પ્રસંગ આણ્યો છે, અને તે જ તેમાંથી પાર પડવાનું મને સામર્થ્ય આપશે!"

"સાબાશ છોકરી! આ તારૂં ધૈર્ય જોઇને મને બહુ જ આનંદ થાય છે." હનુમંતસીંગ બોલ્યો.

તે સ્ત્રી બોલી: "એ એકલી ધૈર્યવાન જ નથી, પરન્તુ અત્યંત ઉદાર મનવાળી પણ છે. દિકરી! હવે તું તારાં માતાપિતાને મળવામાં બહુ વખત ગાળીશ નહિ. આ ઘોડો અને આ પોટલી હું તને આપું છું. તું સજ્જનસીંગને મળે ત્યારે તેને એવું કહેજે કે તું વિષયમલના હાથમાંથી કાકાસાહેબની મદદથી મુક્ત થઇ છું. મારી વાત કોઈ પણ વાર કોઇને મ્હોંએ કરવી નહિ, એ માટે તો તેં સોગંદ લીધા છે, અને તે સોગંદ ભાંગવાનું કારણ તને કોઈ પણ વખત આવશે નહિ એવી મને ખાત્રી છે. તું અહીંથી સંગમપુર જઇશ, એટલે તારે જે કાંઇ કામ કરવાનું છે તે કાંઇ નાનુંસૂનું નથી. તારે ત્રણ મોટા સરદારોના પ્રાણ બચાવવાના છે. એ કામમાં પરમેશ્વર તને યશ આપશે. જો તને એ કામમાં જશ મળે નહિ કિંવા તારા ઉપર જીવના જોખમનો પ્રસંગ આવી લાગે તો—કેવળ અણીનો વખત આવે તો જ—તું વીરોત્તમની મુલાકાત લેજે, અને બીજા સઘળા ઉપાયો ખૂટી ગયા પછી તું આ વીંટી વીરોત્તમને બતાવજે, પછી જે કાંઇ તેને કરવાનું હશે તે તે કરશે."

એમ કહીને તે સ્ત્રીએ પોતાની આંગળીમાંથી એક વીંટી કાઢીને તે અલકની આંગળીમાં પહેરાવી અને કહ્યું: "છેવટ અણીને વખતે જ આ વીંટી તું વીરોત્તમને બતાવશે એટલે પછી તું મારી પાસે લીધેલા સોગંદથી મુક્ત થઇશ. પછી તું તેને મારી હકીકત કહેશે તો કશો વાંધો નથી. પણ ત્યાંસુધીતો મારે વિષે કોઇને મ્હોંએ તારે એક શબ્દ પણ બોલવાનો નથી! અમારી સૂચના તું જરા પણ વિસરીશ નહિ."

અલક બોલી: "બાઇ! તમે તદ્દન બેફીકર રહો. આપની આજ્ઞાનું હું અક્ષરશઃ પાલન કરીશ. તેમાં શંકા રાખવાનું કશું કારણ નથી."

"વારૂ, ત્યારે હું હવે જઉં છું." એમ કહીને તે સ્ત્રીએ એક વાર અલકકુમારીને સપ્રેમ આલિંગન આપ્યું અને કાંઇક આશીર્વાદાત્મક શબ્દો મનમાં ને મનમાં ગણગણીને તે ત્યાંથી એકદમ પાસેની ઝાડીમાં પેઠી. તે ઘણે જ દૂર ગઇ ત્યાંસુધી તેના દીર્ઘ નિઃશ્વાસો સ્પષ્ટ સંભળાતા હતા. એ ઉપરથી અલકકુમારીને છોડી જતાં તેને બહુ જ દુઃખ થતું હતું, એ ખુલ્લું માલૂમ પડતું હતું.

હનુમંતસીંગે અલકકુમારીને ઘોડાપર બેસાડી. ઘોડો ઘણો ઉંચી ઓલાદનો હતો અને કયારનો ઉતાવળો થતો પોતાના પગવડે ભોંય ખણી રહ્યો હતો. અલકે ઘોડાપર સ્વારી કરી એટલે હનુમંતસીંગ બોલ્યો : "જો બ્હેન! તારે હાથે હવે પછી મોટાં મોટાં કામો થશે અને તું વૈભવને શિખરે પહોંચીશ એવી મને મારૂં મન સાક્ષી આપે છે. કાલરાત્રે મને એક એવું સ્વપ્નું આવ્યું હતું કે જાણે તું એક મોટા રાજાની રાણી થઇને તેની પાસે આનંદથી બેસી રહી છે. મને લાગે છે કે એ તારા ભાવી ઉત્કર્ષનું પૂર્વ ચિહ્ન જ હોવું જોઇએ. તું ખરેખર મોટા પદને પામીશ તે માટે મને પૂરતી ખાત્રી છે. મારા જેવા વૃદ્ધના એ શબ્દો કદિ ખોટા પડે નહિ. જા બ્હેન! તારો પ્રવાસ તને સુખરૂપ નીવડો! તારાં વડીલોને મારા રામરામ કહેજે; હવે હું જઉં છું."

અલકકુમારીએ તે વૃદ્ધને નમ્રતાપૂર્વક માથું નમાવીને વંદન કર્યું, અને ઘોડાને પગની એડી મારીને ચાલવાનો ઇશારો કર્યો. તે અરણ્યમાં જ મોટી થઇ હોવાથી મર્દાનગીનાં કામોમાં હુશિયાર હતી, એ તો વાચક જાણે છે. તે પોતાનાં માતાપિતાનાં દર્શન કરીને તેમની રજા લેવાને ઝુંપડી તરફ જતી હતી—પણ તેની આ રજા છેવટની તો નહિ હોય?

## પ્રકરણ ૨૭ મું.

### ઉત્સુકતા.

સંગમપુર ખાતેની સરદારોની સભામાં વીરોત્તમના આકસ્મિક આગમનથી ગરબડ થઇ રહી અને તેમાંના ત્રણ મુખ્ય સરદારો કેદમાં પડયા તે બનાવને આઠ દિવસ થઇ ગયા હતા. સરદાર બળવંતસિંહ પહેલાંની માફક આજ પણ રાજમહાલય નજીકના બગીચામાં સૂર્યાસ્ત થયા પછી સંધ્યાનો થોડો પ્રકાશ રહ્યો હતો તે વખતે

જમનીની મુલાકાત લેવાને આવી પહોંચ્યો હતો. તે તેની રાહ જોતો બગીચામાંના લીલા ઘાસ ઉપર આમતેમ ફેરા મારતો હતો, એટલામાં કોઇનાં પગલાં ધીમે ધીમે તે તરફ આવતાં હોય એવો તેને ભાસ થયો અને તે જ ક્ષણે જમની તેની પાસે આવીને ઉભી રહી.

તેની ભેદક દૃષ્ટિની સાથે બળવંતસિંહની દૃષ્ટિ એક થતાં જ તે કેવળ મોહિત થઇ ગયો. જ્યારે તેણે સ્મિત કર્યું ત્યારે ત્યાંના મંદ પ્રકાશમાં તેની શ્વેત દંતપંક્તિ હીરાની પેઠે ચમકી ઉઠી. શરીરના કાળા રંગને લીધે તેના દાંત વધારે શ્વેત દેખાતા હતા અને તેના સૌંદર્યમાં વૃદ્ધિ કરતા હતા. તેણે બળવંતસિંહનું સ્વાગત કરતાં જે થોડા શબ્દો ઉચ્ચાર્યા, તેથી તો જાણે પોતાપર અમૃતવૃષ્ટિ જ થઇ રહી હોયની એવું જણાવા લાગ્યું. તેનો સાદો પણ સ્વચ્છ પોશાક, તેની નાજુક અંગયષ્ટિ, તેના શરીરપરના આછા પણ શોભીતા અલંકાર, તેનું સૌંદર્ય, સ્ત્રીજાતિના સ્વાભાવિક લહેકા, એ બધાં લક્ષણો ઉપરથી તે કોઇ મનુષ્ય સ્ત્રી નહિ પણ સ્વર્ગમાંની અપ્સરા જ હશે એવી કલ્પના તેના મનમાં આવ્યા વિના રહી નહિ.

બળવંતસિંહ પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યો : "જમની ! તું તારા વચન પ્રમાણે અહીં આવીને મળી તે માટે મને જે આનંદ થાય છે તેનું વર્ણન હું કયા શબ્દોમાં કરૂં ? સરદારોની સભાની આગલી રાત્રે તારો અને મારો મેળાપ થયો હતો, ત્યારે તો તું એકાએક ચાલી ગઇ. સરદારોની સભામાંથી ઉતારે જતી વખતે તારી સખીએ મને ચિઠ્ઠી આપી. પણ તેમાંથી નીકળી આઠ દિવસની મુદત ! હવે કહે કે એ આઠ દિવસ મેં કેવી રીતે વીતાવ્યા હશે ? ખરેખર, તારે માટે હું એટલો ગાંડો બની ગયો હતો કે હું દિવસે દિવસ અને ઘડીએ ઘડી ગણતો રહેતો હતો, અને મારી એ બાલીશતાને માટે મને પોતાને જ શરમ આવતી હતી. તેં પુનઃ મેળાપની આઠ દિવસની મુદત ઠરાવી, ત્યારે એ લાંબી મુદતમાં મારા મનની કેવી અવસ્થા થઇ જશે તેનો વિચાર તેં નહિ જ કર્યો હોય એમ મને લાગે છે."

જમની પોતાની કટાક્ષયુક્ત દૃષ્ટિથી બળવંતસિંહને મોહિત કરતી બોલી: "મહારાજ ! મારી ચિઠ્ઠીનું અને મારા મેળાપનું આપ આટલું બધું મહત્ત્વ માનો છો, એટલી હું મને ભાગ્યવતી સમજું છું; પણ ખરેખર, તે વખતે તો મને એવી કલ્પના આવી શકી નહોતી."

"તો પછી તું ખરેખર નિષ્ઠુર છે એમ કહેવું જોઇએ." બળવંતસિંહ કિંચિત્ વિશેષ પ્રેમાળતાથી બોલ્યો: "જમની ! આપણી છેલ્લી મુલાકાત વેળાએ શી શી વાત થઈ હતી તેનું તને સ્મરણ

છે કે ? આ જ સ્થળે અને લગભગ આ જ વખતે આપણે હાથમાં હાથ રાખીને ફરતાં હતાં અને મેં તારા રક્ષણને માટે પ્રત્યક્ષ જમ સંગાથે પણ લડવાને તૈયારી બતાવી હતી, એ સઘળું તારા ધ્યાનમાં છે કે ?"

"તે આપના શબ્દો તો મેં મારા હૃદયમાં બરાબર જાળવીને રાખ્યા છે." જમની મંજુલ સ્વરે બોલી: "અને હું તે શબ્દો કદાપિ વિસરીશ પણ નહિ ! ગમે તેટલાં વર્ષો વીતી જાય, મારા પર ગમે તેટલાં સંકટો આવે, અને હું ગમે ત્યાં હોઉં, તોપણ હું આપની મિત્રતા અને આપનું શૌર્ય કદી ભૂલી જઇશ નહિ."

"જમની ! મને હજી તારી કાંઇ વિશેષ માહિતી નથી, તોપણ તારૂં ભાષણ મને એટલું મીઠું લાગે છે કે તે હું એકસરખી રીતે—આખો દિવસ સાંભળતો જ રહું એવું મને થાય છે." બળવંતસિંહ તેની તરફ પ્રેમપૂર્વક જોઇ રહેતો બોલ્યો.

"ખરેખર, મને પણ આપનું આ મીઠું મીઠું ભાષણ સાંભળીને—" પછીના શબ્દો જમની મનમાં ને મનમાં બોલી, તેથી તે બળવંતસિંહના સમજવામાં આવ્યા નહિ.

"ખરેખર, હું મારા સાચા અંતઃકરણપૂર્વક જ બોલું છું. મ્હોંએ મીઠું બોલવું અને પાછળ ગમે તેમ બોલવું એવી મને ટેવ નથી. જૂઠું બોલવા ઉપર તો મને બહુ જ તિરસ્કાર છે. હું જે તારી સ્તુતિ કરૂં છું, તે તું મને મારા મનઃપૂર્વક એવી દેખાય છે માટે જ હું તને તેવી કહું છું, અને તેમાં હું કશી પણ અતિશયોક્તિ કરતો નથી. વારૂ, પણ હવે એ વાત જવા દે. હજી મારે તારા સંબંધે પુષ્કળ વાતો જાણવાની છે અને તેં પણ તે કહેવાનું કબૂલ કર્યું છે."

"હા, આપણી છેલ્લી મુલાકાત વેળાએ મેં આપને વચન આપ્યું હતું કે હું આપને મારો જન્મવૃત્તાંત કહીશ." જમની બોલી: "ખરેખર, મારા કર્મની કહાણી બહુ જ ભયંકર છે. તે એટલી દુઃખદાયક છે કે જો આપના ઉપર મારો વિશ્વાસ બેઠો ન હોત, તો મેં મારા મુખમાંથી તે વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હોત. હવે જોકે હું તે સર્વે હકીકત આપને કહેવાની છું, તોપણ તે બરાબર રીતે કહી શકીશ કે નહિ, તેની પણ મને શંકા રહે છે !"

બળવંતસિંહ બોલ્યો: "તને એટલો બધો ત્રાસ થશે, એ જાણતાં છતાં પણ હું તને તારો જન્મવૃત્તાંત કહેવાને આગ્રહ કરૂં છું, તેનું કારણ મારી જિજ્ઞાસા તૃપ્ત કરી લેવી એવું બિલકુલ નથી, પણ તને કાંઇ પણ મદદ કરવી એજ મારો હેતુ છે. છેલ્લા મેળાપ વખતે

તું તારી હકીક્ત કહેવાની હતી, તે વખતે તું કાંઈક એવું બોલી હતી કે કોઈ પણ બાબતમાં તને મારી સલાહ અને સાહાય્યની જરૂર હતી. તો હું તને કેવી રીતે ઉપયોગી થઇ પડું તેમ છું, એ જાણવા માટે જ હું તારા મુખથી આ વાત સાંભળવા ઇચ્છું છું." બળવંતસિંહ જરા જોરથી આગળ બોલ્યો: "તારા માટે પ્રત્યક્ષ જમદૂતની સાથે લડવાને પણ મારી તલવાર મ્યાનમાંથી બહાર નીકળશે, એવું મેં તને તે વખતે કહ્યું હતું, એટલા ઉપરથી પણ તું મારા પર સંપૂર્ણ વિશ્વાસ રાખજે."

કાંઈક ગુંચાતી-અકળાતી જમની બોલી: "સરદાર સાહેબ! આપ શું બોલો છો, તેનો સંપૂર્ણ વિચાર હજી આપે કર્યો હોય એમ [illegible] નથી."

"હું જે કાંઇ બોલું છું, તેનો મેં સંપૂર્ણ વિચાર કર્યો છે." તે વખતે જમની ભયથી થરથર કંપતી હતી, તેથી તેનો હાથ પકડીને બળવંતસિંહ બોલ્યો: "તારા નામમાં આટલો ગૂઢ અર્થ સમાએલો હશે એવી મને હજીસુધી કલ્પના પણ નહોતી!"

જમની બોલી: "મારા નામમાં એવો જ વિલક્ષણ અર્થ સમાએલો છે ખરો, પણ-પણ-તેથી આપને મારી દયા જ આવશે; કારણ-કે એ હૃદયદ્રાવક સ્થિતિ મને પ્રાપ્ત થઇ તેમાં મારો કિંવા મારા પિતાનો કાંઇ જ અપરાધ નથી, એવી આપની ખાત્રી થશે."

બળવંતસિંહ બહુ ઉતાવળો થતો બોલ્યો: "જમની! એ પ્રસ્તાવના હવે પૂરી કર. જે કાંઈ તારો જન્મવૃત્તાંત હોય તે હવે સ્પષ્ટ રીતે કહેવા માંડ. હું આ ભૂમિમાતાના સોગંદ લઇને કહું છું કે હું તારે માટે પ્રત્યક્ષ જમ સંગાથે પણ લડ્યા વિના નહિ રહું."

"હું પુનઃ એક વાર કહું છું કે આપ જે કાંઇ બોલો છો, તેનો આપ સ્પષ્ટાર્થ સમજતા જણાતા નથી!" એમ કહીને તે કાંઇ પણ અદૃશ્ય શક્તિ પોતાપર અસર કરી રહી છે, એવું બતાવીને ભીતિથી બળવંતસિંહના શરીરને વળગી પડી.

તે જોઇને બળવંતસિંહ બોલ્યો: "તું જરા પણ ગભરાઇશ નહિ. તારે માટે ત્યાગ ન કરી શકું એવો બીજો કશો સ્વાર્થ મારે સાધવાનો નથી, કિંવા મને પોતાને ભય લાગે એવું કશું આ પૃથ્વી-પર હોવું શક્ય નથી! તું તારે નિઃસંકોચે તારી વાત શરૂ કર."

"ઠીક છે. તો પછી હું હવે મારી ભયંકર કર્મકથાની શરૂ-આત કરૂં છું. પણ તે સાંભળવાથી તમારાં અંગો કમ્પી ઉઠશે અને તમારૂં લોહી બળું બળું થઇ જશે, તેટલા માટે બની શકે તેટલું મન

શાન્ત રાખવાની હું આપને પ્રાર્થના કરૂં છું." એમ કહીને તે એક વાર ઉભી થઈ અને આસપાસ કોઈ પોતાની વાત સાંભળવા ઉભું નથી એવી ખાત્રી કરવાને બારીક દૃષ્ટિથી જોઇને તે પુનઃ નીચે બેઠી અને ધીમે સ્વરે પોતાના જન્મવૃત્તાંતનો પ્રારંભ કર્યો.

## પ્રકરણ ૨૮ મું.

### જમનીનો જન્મવૃત્તાંત.

સરદાર સાહેબ! અહિંથી ઘણે જ દૂર આવેલા દેશમાં એક મોટું રાજ્ય હતું. ત્યાંના પુરૂષો બહુ જ બલાઢ્ય અને સ્ત્રીઓ દેખાવડી હતી. રાજ્યમાં સર્વત્ર શાંતિ હોવાથી ધંધો રોજગાર બહુ સારા ચાલતા. લોકો ધનવાન હોવાથી નાનાથી મોટા સુધીના સર્વે સ્થિતિના લોકોને પોતપોતાનો ધંધો કરીને નીતિ તથા સદાચરણથી વર્તવામાં બહુ જ આનંદ થતો. દેવ ધર્મ તરફ તેઓ સદા એકનિષ્ઠ રહેતા. રાજધાનીના નગરમાં ધન તો એટલું બધું હતું કે ત્યાંનાં સઘળાં નાનાં મોટાં દેવાલયો ઉપર સોનાના રત્નજડિત કળશ ચળકી રહ્યા હતા. શહેરમાં રસ્તે ચાલતાં ભિખારી તો ક્યાંએ પણ નજરે પડતા નહિ. જાણે કે સાક્ષાત્ લક્ષ્મીદેવી જ પ્રસન્નતાથી તે શહેરમાં વાસ કરી રહ્યાં હોયની, એટલી સંપત્તિ તે નગરમાં હતી.

એ રાજ્યમાં એવો રિવાજ હતો કે પૂર્વનો રાજા મરણ પામે તેની જગ્યાએ જે યુવરાજ ગાદીએ બેસવાનો હોય, તેને બહુ જ સખ્ત બંદોબસ્તમાં રાખવામાં આવતો. બહારની દુનિયામાં શું ચાલી રહ્યું છે તેની તેને બિલકુલ ખબર રહેતી નહિ. ફક્ત માતા-પિતા, કેટલાક વૃદ્ધ અને વિશ્વાસુ નોકર ચાંકર, અને વિદ્વાન્ ગુરૂ, એટલા જણ સિવાય વધારે માણસો તેની દૃષ્ટિએ પડતાં નહિ! તોપણ તેને બીજી કોઇ બાબતનો ત્રાસ વેઠવો પડતો નહિ. બહારની બીજી કોઇ બાબતો ઉપર તેનું ધ્યાન નહિ પડવાથી તેને કેળવણી ઉત્તમ પ્રકારની મળતી. એ જ પ્રમાણે તે નગરનો યુવરાજ વિદ્યુત્કુમાર પોતાના મહાલયમાં બેઠો બેઠો એક દિવસ પોતાના ગુરૂની સાથે નીતિશાસ્ત્ર વિષે કાંઇ સંવાદ કરતો હતો, એટલામાં રાજ્યનો મુખ્ય પ્રધાન, સેનાપતિ, સરદાર મંડળ, શેઠ શાહુકાર, વગેરે માણસો ત્યાં આવ્યા અને તેઓએ કહ્યું કે "રાજાજી ઘણા વખતથી મરણ પામ્યા છે અને ગાદી સૂની છે, વળી આપ હવે ઉમરલાયક થયા છો, માટે હવે રાજ્યપદનો સ્વીકાર કરો." પછી સઘળાએ નવા રાજાને નમન કરીને વિદ્યુત્કુમારને ગુરૂ પાસેથી

લઇ જઇને ગાદીપર બેસાડયો. એ રાજા ભવ્ય આકૃતિનો હતો અને શૂરો પણ દેખાતો હતો. રાજ્ય ગાદી ઉપર તેને જોઇને પ્રજાનું અંતર પણ ઠર્યું અને મરણ પામેલા રાજાનું દુ:ખ સૌને વિસારે પડયું.

વિદ્યુત્કુમાર રોજ સિંહાસન ઉપર બેસીને પોતાની જાતે રાજ્ય-કાર્યભાર તપાસતો. એ પ્રમાણે કેટલાક દિવસ સુધી તેણે ઉત્સાહભેર કામ કર્યું, પરન્તુ ધીમે ધીમે તેની પાસે ખુશામતીયા લોકોનું ભરણું વધારે થવા લાગ્યું અને તેમની સોબતમાં પડીને તે મોજશોખમાં વખત ગાળવા લાગ્યો. ધીમે ધીમે તેણે પોતાનો સઘળો કારભાર પ્રધાનને સોંપી દીધો, અને જન્મથી તે આજસુધી જે એશઆરામ ભોગવવાનો રહી ગયો હતો તે પૂરો કરવાનો હવે તેણે નિશ્ચય કર્યો. રાજા પોતે કારભારમાં ચિત્ત આપતા નથી, એવું જોઇને સ્વાર્થી લોકોએ હવે પોતાનું પેટ ભરવા માંડયું.

વિદ્યુત્કુમાર સ્વરૂપે સુંદર હતો. તે વખતે તેની વય વીશ વર્ષની થઇ હતી. શરીરે મજબૂત હોવા ઉપરાંત તે ઉંચો અને કદાવર બાંધાનો હતો. ધીમે ધીમે એક પછી એક નવી નવી જાતના એશઆરામની તેને ટેવ પડવા લાગી અને બે વર્ષની અંદર તો તેના રાજમહાલયમાં નાચગાન કરનારી વારાંગનાઓનું મોટું ટોળું એકઠું થઇ ગયું !

પોતાનો નવો રાજા પ્રધાન ઉપર રાજ્યનો સઘળો કારભાર નાંખીને પોતે એશઆરામમાં પડી ગયો, એ વાત પ્રજાને બિલકુલ પસંદ પડી નહિ. રાજા પોતાનો મોજશોખ છોડીને દરબારમાં આવી બેસે તેટલા માટે પ્રજાએ પુષ્કળ પ્રયત્નો કર્યા, પણ તે સઘળા વ્યર્થ ગયા. આખી પ્રજાનું મન તેથી ઉંચું થઇ ગયું અને હવે ભવિષ્યમાં શું થશે તેની સૌ કોઇને ચિંતા થવા લાગી.

એ જ રાજ્યની પડોશમાં એક બીજું મોટું રાજ્ય હતું. ત્યાંના રાજા ઇંદુવર્માની દૃષ્ટિ એ રાજ્ય ઉપર ક્યારનીએ ચોંટી હતી. વિદ્યુત્કુમારના રાજ્યમાં તેના ગુપ્ત દૂતો ફરતા જ રહેલા. તેમણે આ સઘળી હકીકત જાણી અને પોતાના રાજા ઇંદુવર્માને કહી. એ વાત જાણીને ઇંદુવર્માની દાઢ સળકી, અને તેને લાગ્યું કે લાંબા વખતથી અતૃપ્ત રહેલી પોતાની આશાને તૃપ્ત કરવાનો આ વખત બરાબર આવી પહોંચ્યો છે. તેણે તુરત જ લડાઇની મોટી તૈયારીઓ કરવા માંડી અને થોડા વખતમાં વિદ્યુત્કુમારના રાજ્યપર હલ્લો કર્યો.

વિદ્યુત્કુમારની પ્રજા જોકે તેના પર ગુસ્સે થઇ હતી, તોપણ તે પારકા અમલ હેઠળ રહેવાને ખુશી ધરાવતી નહોતી. પરરાજાનો હુમલો આવેલો જોતાં જ પ્રજામાંના શૂરવીર પુરૂષો હાથમાં તલવારો

લઇને યુદ્ધ કરવાને બહાર નીકળ્યા. ગમે તેમ પણ વિદ્યુત્કુમારની પ્રજાની તૈયારી ટુંક વખતની હતી; ઇંદુવર્માએ ઘણા વખતથી સૈન્યની તૈયારી કરી હતી અને તે પોતે પણ એક શૂરવીર યોદ્ધો હતો. આથી વિદ્યુત્કુમારના સૈન્યનું તેની પાસે કશું ચાલ્યું નહિ. ઇંદુવર્મા એક પછી એક શહેર કબજે કરતો કરતો છેવટે રાજધાનીની નજીક આવી પહોંચ્યો અને તેણે તેને ઘેરો ઘાલ્યો.

હવે વિદ્યુત્કુમારની આંખો ઉઘડી! પોતે કેવા સંકટમાં આવી પડયો છે એ તેના ધ્યાનમાં આવ્યું. તેનું સ્વાભિમાન જાગૃત થયું અને હાથમાં તલવાર લઇને તે પોતે શહેરના લોકોની સાથે લડવાને બહાર નીકળ્યો. પહેલાં તો તેણે પોતાના મુખ્ય પ્રધાન અને સેનાપતિને પકડીને કેદમાં પૂર્યા, કારણકે તેઓ ફીતુરી–રાજદ્રોહી હોવા વિષે તેને મજબૂત સંશય ઉત્પન્ન થયો હતો. આ જોઇને શહેરના લોકોમાં ધીરજ આવી, અને તેઓ હિંમતથી લડવા લાગ્યા. ચાર પાંચ વાર તેમણે શત્રુના હલ્લાને પાછો વાળ્યો. ઇંદુવર્મા છૂટો હોવાથી તેને બહારના પ્રદેશમાંથી સૈન્ય વગેરેની મદદ મળ્યે જતી હતી, પરંતુ વિદ્યુત્કુમાર પોતાના શહેરમાં ઘેરાઇ ગયો હોવાથી તેનું સૈન્ય ઉત્તરોત્તર નિર્બળ બનતું જતું હતું.

છેવટે એક વાર જબરો હલ્લો કરીને શત્રુને નસાડી મેલવો એવો બન્ને પક્ષોએ નિશ્ચય કર્યો. બીજે દિવસે સૂર્યોદય થતાં જ યુદ્ધની શરૂઆત થઇ. બન્ને પક્ષોમાં મારામારી અને કાપાકાપી ચાલી. લોહીનાં તો તળાવો ભરાયાં અને નદીઓ વહેવા લાગી. જ્યાં જુઓ ત્યાં મુડદાંના ઢગલે ઢગલા પડેલા જોવામાં આવતા હતા. બપોરને વખતે સૂર્યનો પ્રખર તાપ પડવા લાગ્યો, તોપણ બન્ને પક્ષોના શૂરવીર યોદ્ધાઓએ તેની જરા પણ દરકાર નહિ કરતાં યુદ્ધ ચાલુ જ રાખ્યું. જ્યાં જુઓ ત્યાં એકસરખું ધમસાણ મચી રહ્યું હતું અને જીવતા સૈનિકોની વીરહાકોથી તથા મરણ પામતા સૈનિકોની ચીસોથી આખું રણક્ષેત્ર ગાજી રહ્યું હતું. બન્ને સૈન્યો એક બીજામાં ભળી ગયાં હોવાથી જય કોને મળશે એ નક્કી કહી શકાય તેમ નહોતું. બન્ને સૈન્યોમાં એકસરખો ક્રોધાગ્નિ બળી રહ્યો હતો. ત્રીજે પ્રહર થતાં તો યુદ્ધક્ષેત્રમાં વિલક્ષણ રંગ દેખાવા લાગ્યો. બન્ને પક્ષોનાં સૈન્યોમાં વીરશ્રીનો સંચાર થએલો હોવાથી જે તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું તેમાં મરણ પામેલાઓની સંખ્યા કોણ કહી શકે? એ પ્રમાણે સાંજસુધી ઘોર યુદ્ધ ચાલુ રહ્યું અને બરાબર સૂર્ય અસ્ત થવાની વેળાએ શત્રુના સૈન્યમાંથી એક તીર આવીને તે વિદ્યુત્કુમારના ઘોડાના

શરીરમાં પેસી ગયું. આથી ઘોડો જખમી થયો અને વિદ્યુત્કુમારને ઘોડાપરથી નીચે ઉતરવું પડયું. આટલો વખત તે ઘોડા ઉપર બેઠો હોવાથી તેનું આખું સૈન્ય તેને સ્પષ્ટ રીતે જોઇ શકતું હતું, પણ હવે તે નીચે ઉતરી પડતાં સૈનિકો તેને રણક્ષેત્રમાં જોઇ શક્યા નહિ. રાજા જખમી થયો કિંવા મરણ પામ્યો એવી શંકા સૈન્યમાંના વીર નરોને આવવા લાગી અને તેઓનું શૌર્ય શમી જવા લાગ્યું, તોપણ તેઓએ લડવાનું તો ચાલુ જ રાખ્યું.

આ તરફ પોતાના ઘોડાને નકામો થએલો જોતાં જ વિદ્યુત્કુમાર તે પરથી નીચે ઉતર્યો અને ત્યાં શત્રુનાં તીરોનો મારો બહુ ચાલતો હોવાથી એક મોટા વૃક્ષને આશ્રયે જઇને બેઠો. આખા દિવસના પરિશ્રમથી તેને આખે શરીરે ધામ છૂટયો હતો. ક્ષણભર વિસામો લેવાથી તેનું મન જરા શાન્ત થયું અને પોતાની સ્થિતિ વિષેના અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા. તે પોતાના મનને પણ જરા ઉચ્ચ સ્વરે કહેવા લાગ્યો: "અરેરે! હું કેવડો મોટો મૂર્ખ! મારી એકલાની જ મૂર્ખતાથી મારી પ્રજાનો કેવો સંહાર ચાલી રહ્યો છે?! જાણે કે સાક્ષાત્ જમદેવે જ પોતાનું સામ્રાજ્ય પ્રસાર્યું હોયની, એવો જ દેખાવ ચોતરફ નજરે પડે છે! જો હું જ આમ એક મૂર્ખાની પેઠે વર્ત્યો ન હોત, તો મારી ઉપર આ પ્રમાણે હલ્લો કરવાનો ખુદ જમદેવની પણ શી તાકાત હતી? અરેરે! પણ આ બધું શું થઇ ગયું?! હું જરા સેન્યમાંથી દૂર જતાં જ મારા સૈનિકોએ પીઠ બતાવી! શું હું એક ભીરૂ ઠર્યો? હું ત્યાં જ રહ્યો હોત તો કેવું સારૂં હતું!! હાય, હાય! હવે તો મારી પ્રજાનો આ સંહાર મારાથી જોયો જતો નથી! હે જમદેવ! આ વખતે તો તું પોતે જ મને સાહાય્ય કર. તારા વિના હવે મારો કોઇ પણ ત્રાતા નથી. આ હું યુદ્ધમાં જ પેસું છું; સૌથી પહેલાં તું મારો જ ગ્રાસ કરી લે!"

જમદેવને ઉદ્દેશીને તે શૂરો રાજા એ શબ્દો બોલી રહ્યો છે, એટલામાં કોઇએ તેની ખાંધપર પાછળથી પોતાનો ભારે–મજબૂત હાથ મૂકયો હોવાનો તેને ભાસ થયો. તેણે પાછું વાળીને જોયું તો એક વિકરાળ અને કાજળ જેવી ઘોર કૃષ્ણવર્ણીય મૂર્તિ તેની નજરે પડી! તેનાં નેત્રો અગ્નિના જેવાં તેજસ્વી દેખાતાં હતાં, અંગવર્ણ તદ્દન કાળો હતો અને એકંદરે શરીર પુષ્ટ અને મજબૂત જણાતું હતું. તેણે વિદ્યુત્કુમારને પૂછ્યું: "તું કોણ છે?"

"જેનું તેં હમણાં સ્મરણ કર્યું હતું તે જ હું જમદેવ પોતે તેં બોલાવતાંની સાથે દોડતો આવી પહોંચ્યો છું." જમદેવે કહ્યું: "તારી

મૂર્ખતાથી મને બહુ સારો ભક્ષ મળી ગયો, તેથી હું તારા પર પ્રસન્ન થઇને તને મદદ કરવાને આવ્યો છું. આમ જો, ઇંદુવર્માના માણસો એકસરખી રીતે તારા માણસોની કતલ ચલાવી રહ્યા છે. કેમ, હવે તારી શી ઇચ્છા છે? બોલ, હું તારા પર પ્રસન્ન થયો છું."

"આ વખતે તું મને સહાય થઇને મારા શત્રુનો સંહાર કર." વિદ્યુત્કુમાર કરગરીને બોલ્યો: "મારા માણસોનો સંહાર કરવાનું હવે તું છોડી દે. આ વખતે તું મારી આબરૂ રાખ! મારી ગરીબ પ્રજાને શત્રુના તાબામાં સોંપ નહિ. મારા આખા રાજ્યમાં હું તારાં દેવાલયો બાંધીશ અને તારી પૂજા કરીશ."

આ ભાષણ સાંભળીને જમદેવ વિકટ હાસ્ય કરીને અને મેઘ-ગર્જના પ્રમાણે ગડગડાટ કરીને બોલ્યો: "ક્ષુદ્ર મનુષ્ય! તમો લોકોની પૂજાને મારે શું કરવી છે? ફક્ત જો મારી એક શરત કબૂલ કરીશ તો પવનથી જેવી રીતે સુકું ઘાસ ઉડી જાય, તેવી રીતે તારા શત્રુના સૈન્યને ઉડાડી મેલીશ!"

"બોલ, બોલ, તું કેવી શરત કરવા માગે છે? જલ્દી બોલ!" વિદ્યુત્કુમાર ઉતાવળો થઇને બોલ્યો: "જલ્દી બોલ, જો, પણે શત્રુને નવી મદદ મળતી જોવામાં આવે છે."

"મારી આજ્ઞા વિના એક પણ માણસનો પ્રાણ જતો નથી, માટે ગભરાઇશ નહિ." જમદેવે કહ્યું: "ફક્ત તારૂં પહેલું બાળક મને અ-ર્પણ કરવાના સોગંદ લે, એટલે થયું."

"કબૂલ! તારી શરત મને કબૂલ છે!" વિદ્યુત્કુમાર બોલ્યો: "પણ આ વિઘ્નનું તું સત્વર નિવારણ કર!"

"સોગંદ લે, અને આ મારા ઘોડાપર સ્વાર થા!" આ શબ્દો સાંભળતાં જ વિદ્યુત્કુમારે જમદેવના કહ્યા પ્રમાણે સોગંદ લીધા અને સત્વર તેના ઘોડાપર તે સ્વાર થયો. જમદેવ પણ તે જ ઘોડા પર બેઠો પણ તેને વિદ્યુત્કુમાર વિના બીજું કોઈ જોઇ શકતું નહોતું. બન્ને જણ એક જ ઘોડા પર બેસીને યુદ્ધમાં પેઠા. આ વખતે તદ્દન અંધારૂં થઇ ગયું નહોતું. પોતાનો રાજા હજી જીવે છે અને તે નવા ઘોડાપર બેસીને આવે છે, એ જોતાં જ તેના સૈન્યને શૌર્ય ચડયું. રાજામાં પણ હવે હિંમત આવી હોવાથી બે હાથમાં બે તલવારો લઇને તે બેધડક શત્રુના સૈન્યમાં પેઠો. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં શત્રુના સૈન્યમાંના વીરોનાં મુડદાં તેના કાળા ઘોડાના પગ પાસે પડતાં હતાં! આ પ્રમાણે માત્ર પા ઘડીની અંદર રાજાએ શત્રુના સેન્યના હજારો લડવૈયાને કાપી નાંખ્યા. આ રાજા મનુષ્ય નથી, પણ સાક્ષાત્ જમ-

દેવ જ પોતાનાં આયુધો સજીને આવ્યો છે એવો શત્રુના સૈન્યને ભાસ થયો અને તે ધીમે ધીમે પાછળ હઠવા લાગ્યું. આ બાજુએ વિદ્યુત્કુમારના સૈન્યને પણ શૌર્ય ચઢેલું જ હતું. તેણે હિંમતથી યુદ્ધ કર્યું અને માત્ર અધઘડીમાં જ—જેવી રીતે પવનથી સૂકું ઘાસ ઉડી જાય, તેવી રીતે શત્રુનું સૈન્ય ઉડી ગયું—મરણ પામ્યું અને નાસી ગયું !

એશઆરામમાંથી બહાર નીકળીને રાજાએ આ પ્રમાણે જે શૌર્ય બતાવ્યું તેની ખબર થોડા વખતમાં આખી પ્રજામાં ફેલાઈ ગઈ. પ્રજામાં પુનઃ જોર આવ્યું અને તેણે શત્રુને પોતાના મુલકમાંથી હાંકી કાઢ્યો. પછી રાજા વિજયી થઇને શહેરમાં આવતી વખતે લોકોએ તેનો જે સત્કાર કર્યો તેનું વર્ણન કોણ કરી શકે ? સૌએ મોટા આનંદથી તેના નામનો જયજયકાર બોલાવ્યો, અને સર્વત્ર સ્તુતિપાઠકો રાજાની કીર્તિનાં ગાન કરવા લાગ્યા. આ આનંદના ઉભરામાં વિદ્યુત્કુમાર પોતાને જમદેવની સાહાય્યથી જય મળ્યો હતો એ વાત વિસરી ગયો.

લડાઇથી દેશની બહુ જ ખરાબી થઇ ગઈ હતી, પ્રજામાંથી સંપત્તિનો ઘણે ભાગે નાશ થઈ ગયો હતો અને રાજ્યનો ખજાનો પણ ખાલી થઇ ગયો હતો. એવે વખતે લોકોને સુખ મળે એવા પ્રકારની રાજવ્યવસ્થા કરવાનું કામ બહુ જ ચતુરાઇનું હતું અને રાજાએ તે કામ કરવાની શરૂઆત કરી. પહેલાં તો તેણે જૂના પ્રધાન તથા સેનાપતિ જેઓ આ સર્વ સંકટના કારણરૂપ હતા, તેમને હદપાર કર્યા. પ્રજામાંથી ડાહ્યા અને વિશ્વાસુ ગૃહસ્થોને શોધી કાઢીને તેમના સાહાય્યથી રાજ્યકાર્યભાર ચલાવવાની તેણે શરૂઆત કરી અને લગભગ ત્રણ વર્ષમાં તો રાજ્યકાર્યભાર પહેલાંની પેઠે સારી રીતે ચાલવા લાગ્યો.

આ વખતે રાજાની વય લગભગ પચ્ચીસ વર્ષની થઈ હતી, પરન્તુ હજીસુધી તેનું લગ્ન થયું નહોતું. નવા પ્રધાનોએ તે સંબંધી ઘણીએ વાર રાજાને કહ્યું પરન્તુ રાજા તેના ઉડતા જવાબો આપીને એ પ્રસંગને ટાળી દેતો હતો. છેવટે ચાર ડાહ્યા પુરૂષોએ એકઠા થઇને મોતપોતામાં મસલત ચલાવી અને આસપાસના મુલકમાં ચિતારાઓ મોકલીને સઘળી સુંદર તથા તરૂણ રાજકુંવરીઓનાં ચિત્રો એકઠાં કર્યાં અને તે બધાં ખાનગી કારભારીને ઘેર વ્યવસ્થાપૂર્વક ગોઠવી દીધાં. પછી એક દિવસ કાંઇક આનંદનું નિમિત્ત કરીને રાજાને તેમણે કારભારીને ઘેર જમવાનું નિમંત્રણ કર્યું. રાજા જમવા આવ્યો ત્યારે અહીંનીતહીંની થોડીએક વાતો કરીને ખાસ લગ્નની વાત કાઢી. પછી તેમણે રાજાને કારભારીને ત્યાંનાં સુંદર ચિત્રોનો સંગ્રહ જોવા જેવો છે એમ કહીને એ ચિત્રોની ઉત્તમતાનું રસીલું વર્ણન કર્યું. રાજાના મનમાં પણ

ઉત્કંઠા ઉત્પન્ન થઈ અને તે ચિત્રો જોવાને નીકળ્યો. ઘણાં ચિત્રો જોઈ રહ્યા પછી વિદ્યુત્કુમાર એક તસબીર પાસે ઉભો રહ્યો. તે તસબીરમાં ચિત્રેલી કુમારિકાએ તેના ચિત્તનું આકર્ષણ કર્યું. ખરેખર એવું સૌંદર્ય મૂર્તિમંત હશે કે ચિત્રમાં ચિત્રકારે પોતાની હસ્તકુશળતા જ માત્ર બતાવી હશે તેનો તે કશો નિર્ણય કરી શક્યો નહિ. "આ તસબીર કોની છે?" એવો તેણે કારભારીને પ્રશ્ન કર્યો. કારભારીએ જવાબ આપ્યો કે અહીંથી ત્રીસ-ચાળીસ દિવસની મુસાફરી જેટલે દૂર કામરૂ દેશ આવેલો છે ત્યાંના રાજાની એ કન્યા છે. તેનું વય હાલમાં સત્તર-અઢાર વર્ષનું છે, અને મહારાજની ઇચ્છા હશે, તો એની સાથે આપનું લગ્ન કરવા તેનો પિતા તૈયાર છે. રાજાએ જવાબ આપ્યો કે: "એ કુમારિકા આ ચિત્રમાં જેવી સુંદર દેખાય છે તેવી ખરેખર તે સુંદર હશે તો હું તેની સાથે લગ્ન કરીશ."

બીજે દિવસે મુખ્ય પ્રધાને પોતાના બે હુશિયાર વકીલોને કામરૂ દેશના રાજા તરફ મોકલ્યા. આ ખબર તુરત જ આખા શહેરમાં ફેલાઇ ગઇ. પોતાનો રાજા પહેલાંની ખરાબ ટેવો મૂકી દઇને હવે સારે માર્ગે વળ્યો છે અને નીતિપૂર્વક પ્રજાપાલન કરી રહ્યો છે, એ વાતના આનંદમાં તેના લગ્નની વાત બહાર પડી એટલે પ્રજાને વિશેષ આનંદ ઉત્પન્ન થયો. જમદેવની સાથે કરેલી શરતનું રાજાને ધીમે ધીમે વિસ્મરણ થવા લાગ્યું. કોઈ કોઇ વાર એ વાત તેના મનમાં આવતી હતી, પરન્તુ હવે તેને એવું લાગવા માંડયું હતું કે 'લડાઇને વખતે મારૂં મન બરાબર ઠેકાણે નહિ હોવાથી તે વખતે મને માત્ર એવો ભાસ જ થયો હશે.'

કેટલેક દિવસે કામરૂ દેશના રાજા તરફથી વકીલો પાછા આવ્યા. કામરૂ દેશનો રાજા પોતાની કન્યા વિદ્યુત્કુમારને આપવાને કબૂલ જ હતો. પછી ભારે ઠાઠ-માઠથી વિદ્યુત્કુમારનું લગ્ન થયું. એ રાજપત્નીનું નામ અરૂણસુંદરી રાખવામાં આવ્યું હતું. અરૂણસુંદરી અત્યંત ધર્મનિષ્ઠ હતી. રાજાના ગુરૂ શૈલદેવ વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણ હતા. તે સ્વધર્મનિષ્ઠ અને મોટા કર્મકાંડી હતા. તેમણે રાણી પાસે અનેક વ્રત-ઉપવાસ કરાવ્યાં, બ્રહ્મભોજનો કરાવ્યાં, કથા પુરાણો વંચાવ્યાં અને એ રીતે યથેષ્ટ ધર્મવ્યવહાર ચાલુ કરાવ્યો.

એક વર્ષની અંદર જ રાણી ગર્ભવતી થયાની આનંદજનક વાર્તા રાજાને કાને આવી. પરન્તુ એ વાર્તા આનંદજનક હતી કે ખેદજનક હતી તેનો કશો નિશ્ચય તે કરી શક્યો નહિ. જમદેવને આપેલા વચનનું તેને સ્મરણ થયું. પોતાનું પહેલું બાળક જમદેવને અર્પણ કર-

વાતું હતું ! પણ જમદેવ તેને લઇને શું કરશે તેનો કશો નિર્ણય થઇ શક્યો નહિ. રાજાનું મન વ્યગ્ર થયું. તે આખો દિવસ ખિન્ન રહેવા લાગ્યો, અને પહેલાંની હુશિયારી તથા તેજ નષ્ટ થયાં. તેની આ મનઃસ્થિતિ તેના ચતુર ગુરૂ શૈલદેવના સમજવામાં આવ્યા વિના રહી નહિ. તે વિદ્વાન્ બ્રાહ્મણે તેને એકાંતમાં મળીને તેની ઉદાસીનતાનું કારણ પૂછ્યું. રાજાએ બહુએ આનાકાની કર્યા પછી પોતાના હૃદયમાં સાલી રહેલું દુઃખ ગુરૂજીને કહી સંભળાવ્યું. ગુરૂએ રાજાના મનનું સમાધાન કર્યું અને રાણીને પણ આ વાત યોગ્ય વખતે કહી રાખવાની જરૂર છે એવું સમજીને એક દિવસ રાજા પાસે એ વાત રાણીને પણ કહેવડાવી અને ઉભયના મનમાં ધૈર્ય રહે માટે એક તાવીજ મંત્રીને તે તેણે રાણીના ગળામાં બાંધી રાખ્યું.

તે જ દિવસે સાંજે રાજા રોજના નિયમ પ્રમાણે પોતાના મહાલય પાસેના ઉપવનમાં એક શીતળ લતાકુંજમાં બેઠો હતો—

એટલી વાર્તા કહેતાં કહેતાં જમની એકાએક ચમકી ગઇ ! જાણે કે કોઇ ભયંકર પિશાચ જ તેની સમીપે આવીને ઊભો રહ્યો હોય, એવી રીતે તે ભય પામી ગઇ. તે ભયથી બળવંતસિંહને વળગી પડી. એ વખતે તેને આખે શરીરે ધામ છૂટ્યો હતો અને તે થરથર કંપતી હતી. બળવંતસિંહે ધીરે રહીને તેને પોતાથી છૂટી પાડી અને મધુર વાણીથી આશ્વાસન આપીને પાસે બેસાડી. કિંચિત્ સાવધ થતાં જમની આગળ બોલીઃ વિદ્યુત્કુમાર રાજા લતાકુંજમાં આંખો મીંચીને વિચાર કરતો સ્વસ્થ બેઠો હતો એટલામાં સાક્ષાત્ જમદેવ તેની સામે આવીને ઊભો રહ્યો ! અને યુદ્ધ વખતે જેવી રીતે તેની ખાંધ ઉપર હાથ મૂક્યો હતો તેવી જ રીતે તેણે રાજાની ખાંધ ઉપર હાથ મૂકીને વિકટ હાસ્ય કર્યું. જાણે કે એકાએક વીજળી પડી હોય એવી રીતે રાજા મૂર્চ્છિત થઇ ગયો. તેને સાવધ કરીને જમદેવે કહ્યુંઃ "હવે થોડા જ દિવસ પછી તારે ત્યાં બાળકનો જન્મ થશે અને તે બાળક તેં મને અર્પણ કરવાનું કબૂલ કર્યું છે, એ તને સાંભરે છે ને?"

રાજા કેવળ દીન વાણીથી કરગરતો બોલ્યોઃ "દયા કર ! દયા કર ! અહો જમદેવ ! મારા પર દયા કર !"

"દયા ? એ શો પદાર્થ છે તે હું જાણતો નથી." જમદેવ પોતાના કઠોર સ્વરથી બોલ્યોઃ "એક મહાભયંકર કાળસર્પ શરીરની આસપાસ વીંટળાઈ વળ્યો હોય અને તે પોતાની વિષયુક્ત તથા વિકરાળ દાઢોવાળા મુખમાંથી જિહ્વા કાઢીને કોઇ માણસનું શરીર ચાટતો હોય, તે વખતે તે માણસ તેની પાસે દીન વાણીથી દયાની માંગણી

કરે, તેના જેવો જ તારી દયાની માંગણીનો આ પ્રકાર પણ છે. અરે ક્ષુદ્ર માનવી! પૂર્વના પ્રસંગને તું વિસરી જતો લાગે છે! તેં સોગંદ લીધા છે કે તને જે પહેલું બાળક થાય તે તારે મને અર્પણ કરવું અને તે સોગંદ હું તારી પાસેથી પૂર્ણ કરી લીધા વિના રહેવાનો નથી!"

"અરે, હું જાગું છું કે સ્વપ્નમાં છું?" રાજા પોતાના મન સાથે બોલ્યો: "હે ઇશ્વિર! હે જગદાધાર પ્રભુ! મને આ દુઃખમાંથી મુક્ત કર! આ દુઃખમય સ્વપ્નમાંથી જાગૃત કર!"

"મૂર્ખા! આ શું તને સ્વપ્ન લાગે છે?" જમદેવે તિરસ્કાર-દર્શક સ્વરથી કહ્યું: "રહે, હું તને જાગૃત કરૂં છું. આ પ્રકારને સ્વ-પ્નવત્ સમજીને તું ભલે તારા મનને ઠગ્યા કરે, પણ પૂર્વે તેં જે સોગંદ લીધા છે તે તાજા કરવાને માટે અને આજની મારી મુલા-કાત સ્વપ્ન માંહેની નથી, પરંતુ પ્રત્યક્ષ છે તે હમેશાં તારા ધ્યાનમાં રહેવા દેવાને માટે હું એક નાની નિશાની તારા ઉપર કરી રાખું છું." એમ કહીને જમદેવે વિદ્યુત્કુમાર રાજાનું કાંડું પોતાના હાથમાં ક્ષણમાત્ર-માત્ર એક જ ક્ષણ-પકડી રાખ્યું, પણ તેટલા વખતમાં તેને જે અસહ્ય વેદના થઈ, તેથી જાણે કે તપાવીને લાલચોળ કરેલા ચીપીયાથી તેનું કાંડું મજબૂત રીતે પકડવામાં આવ્યું હોય, એવો અનુભવ તે દુર્દૈવી રાજાને થયો! રાજાના મુખમાંથી દુઃખની એક હૃદયદ્રાવક ચીસ બહાર નીકળી. જમદેવ મોટા આનંદથી વિકટ હાસ્ય કરી રહ્યો છે, એવો તેને ભાસ થયો અને તુરત જ તે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડયો!

---

## પ્રકરણ ૨૯ મું.

### જમનીનો જન્મવૃત્તાંત-(આગળ ચાલુ.)

વિદ્યુત્કુમાર જે વખતે સાવધ થયો, તે વખતે તેને એવું લાગવા માંડયું કે જાણે પોતે હજી ઉપવનમાં જ પડેલો છે, જમદેવ પોતાની પાસે જ ઉભો છે અને આંખો ઉઘાડતાંની સાથે જ તેની ભયાનક મૂર્તિ પોતાની દૃષ્ટિએ પડશે! આથી તેણે ઘણી વાર સુધી પોતાની આંખો મીંચેલી જ રાખી. પરન્તુ પોતે લતાકુંજમાંના શિલાખંડ ઉપર નથી, પરન્તુ મૃદુ શય્યાપર સૂતેલો છે, એવું તેના ધ્યાનમાં આવતાં જ તેણે આંખો ઉઘાડી. અરૂણસુંદરીની મનોરમ્ય મૂર્તિ તેની નજરે

પડી. પોતાનો પતિ ભાનમાં આવે છે એ જોઇને તેને આનંદ થયો અને તેના મુખપર મન્દ સ્મિત ફરકવા લાગ્યું. પત્નીનું સસ્મિત વદન જોતાં વિદ્યુત્કુમારને પણ અત્યાનંદ થયો. પોતાને જમદેવનું પ્રત્યક્ષ દર્શન થયું નહિ હોય, પરન્તુ માત્ર સ્વપ્નમાંજ વ્યર્થ ભાસ થયો હશે, એવું જ્યાં તેના મનમાં આવે છે, ત્યાં તો કાંડાપરની બળતરા સ્પષ્ટ થવા લાગી અને તેનો સઘળો આનંદ ક્ષણમાત્રમાં નાશ પામીને તે પુનઃ મૂર્છિત થયો !

રાજા ફરીથી સાવધ થયો અને તેણે પોતાની પત્નીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે વખતે અરૂણસુંદરીએ દુઃખથી જે કલ્પાંત કર્યું તેનું વર્ણન કરવાને હું તદ્દન અસમર્થ છું. એ દંપતીએ પોતાનાં આંસુથી એક બીજાને ન્હવરાવ્યાં ! રડવાથી આંખો લાલચોળ થઇ ગઇ. હવે શું કરવું તે વિષે તેઓ વિચાર કરવા લાગ્યાં. તેમણે તુરત જ ગુરૂ શૈલદેવને બોલાવ્યા અને તેમને સઘળી હકીકત કહી. છેવટે તેમને પ્રાર્થના કરી કેઃ “ મહારાજ ! આપ વિદ્વાન્ છો અને આપને શાસ્ત્રની અનેક વાતોનું જ્ઞાન છે, તો આપ કૃપા કરીને આ વિપત્તિમાંથી મારૂં રક્ષણ કરો.”

ગુરૂ શૈલદેવ જોકે મોટા ધર્મનિષ્ઠ માણસ હતા, તોપણ આવા વિલક્ષણ પ્રકાર તેમણે બહુ જોયા નહોતા. તે પોતે તો વૈષ્ણવ ધર્મના મોટા અભિમાની હતા, તોપણ તે શૈવ ધર્મીઓનો દ્વેષ કરતા નહિ. તેમણે એવું કહ્યું કે “આપને જે પહેલું બાળક થાય, તેને આપે વૈષ્ણવ ધર્મની દીક્ષા આપવી, કારણકે જમદેવ પોતે તો વિષ્ણુ ભગવાનની આજ્ઞા પ્રમાણે પોતાનું કામ કરે છે, એવું પુરાણોમાં કહેલું છે; પોતાના ભક્તને વિષ્ણુ ભગવાન્ સંકટમાં પડવા દેશે નહિ, એટલે પછી જમદેવનું જોર આપના ઉપર બિલકુલ ચાલશે નહિ.” શૈલદેવે ગંભીર વાણીથી કહ્યું : “ જુઓ દીકરા ! મારી પાસે તો તમે મારાં બાળક જેવાં છો, અને તમારા પર આવેલા આ સંકટથી તો તમે મને વધારે વ્હાલાં લાગો છો. ભગવાન્ ગોપાલ–કૃષ્ણ ઉપર એકનિષ્ઠા રાખો, એટલે તે તમારાં સઘળાં સંકટો નષ્ટ કરી નાંખશે. તેમજ આ સઘળી હકીકત તમે તદ્દન ગુપ્ત રાખજો. પોતાના રાજાપર આ પ્રકારનાં આધિદૈવિક સંકટો આવી પડયાં છે એવું જો પ્રજાના જાણવામાં આવશે તો તે બહુ દુઃખી થશે અને આપની માનસિક દુર્બળતાનો લાભ લઇને કદાચ આપના શત્રુઓ પણ પ્રજાને પીડા કરવા લાગશે. ”

એ ગુરૂ શૈલદેવના ઉપદેશ પ્રમાણે વર્તવાનું વિદ્યુત્કુમારે કબૂલ

કર્યું. એ વાતને કેટલાક દિવસ વીતી ગયા અને અરૂણસુંદરીનો પ્રસૂતિકાળ સમીપ આવી પહોંચ્યો. શહેરના લોકોએ એ શુભ પ્રસંગે મોટો ઉત્સવ કરવાનો નિશ્ચય કર્યો અને તે માટે સર્વત્ર મોટી ધામધુમ ચાલવા લાગી. રાજાને બાળક થયાની ખબર તે પ્રાંતમાં જલ્દી પ્રસારી દેવાને ઉંટસ્વારોને તૈયાર રાખવામાં આવેલા હતા. લોકો આનંદમાં હતા ખરા, પરન્તુ રાજાના મનની સ્થિતિ બહુ ખરાબ હતી! એકી-સાથે હજારો વીંછી કરડયા હોય અને જેવી વેદના થાય તેવી વેદના તેના અંતરૂમાં તે વખતે થતી હતી. રાણીને પ્રસૂતિવેદના શરૂ થઈ. લોકો કામધંધો મૂકીને શુભ સમાચાર જાણવાની ઉત્કંઠામાં બેસી રહ્યા. ઉત્સવને લગતી સઘળી તૈયારીઓ તેઓએ કરી રાખી હતી અને રાણીને શું અવતરે છે એ જાણવાને તેઓ બહુ જ ઉત્સુક દેખાતા હતા. રાજ-મહાલયના દ્વારપર રાજસેવકોની અને બીજાઓની ગીર્દી થવા લાગી. સ્હવારથી જ સૂયાણીઓની આવજા તો શરૂ થઇ ચૂકી હતી, પરન્તુ પ્રસૂતિ તો બરાબર બપોરે જ થઇ. રાણીને જોડકું અવતર્યું છે અને બન્ને બાળક પુત્રીઓ જ છે, એવું જ્યારે રાજાએ જાણ્યું ત્યારે તેના મનને કિંચિત્ શાન્તિ વળી, કારણકે એકને જો જમદેવને અર્પણ કરવામાં આવે, તોપણ બીજી તો પોતાની પાસે જ રહેશે, એવું હવે તેના મનમાં આવ્યું.

રાણીને બે પુત્રીઓ અવતરી એ ખબર જાણીને નગરવાસીઓને જોકે આનંદ થયા વિના રહ્યો નહિ, તોપણ જો પુત્ર અવતર્યો હોત તો તેમને વધારે સંતોષ થયો હોત, એ તો દેખીતું જ હતું. રાજાએ તુરત જ શૈલદેવ મહારાજને, પુત્રીને વૈષ્ણવ સંપ્રદાયની તૃપ્ત મુદ્રા લગાવવા સારૂ અર્થાત્ તેને વૈષ્ણવ ધર્મની દીક્ષા દેવા સારૂં બોલાવ્યા. શૈલદેવ મંદિરમાં જઇને પૂજાનાં સાહિત્યોની તૈયારી કરવા લાગ્યા. રાજા પોતાના મહાલયમાં એકલો જ બેઠો હતો, એટલામાં તેને લા-ગ્યું કે પાછળથી કોઇએ પોતાની ખાંધપર હાથ મૂક્યો છે. તેણે તે સ્પર્શને તુરત જ ઓળખી લીધો. એક વાર યુદ્ધપ્રસંગે અને બીજી એક વાર ઉપવનમાં, એવી રીતે બે વાર જેના દર્શનનો પ્રસંગ આવ્યો હતો, તે સાક્ષાત્ જમદેવ જ ત્યાં આગળ પ્રકટ થયા! જમદેવે પો-તાની ભયંકર આંખો વિદ્યુત્કુમાર તરફ કરીને કઠોર સ્વરે કહ્યું: "નીચ મનુષ્ય! સંકટને વખતે તેં મારી પ્રાર્થના કરી, અને જેની મદદથી તું આજ આ સ્થિતિએ પહોંચ્યો, તેને આવે ખરે વખતે તું ફસા-વવાનો યત્ન કરે છે કે? તે મૂર્ખ બામણાના કહેવા પ્રમાણે વર્તીને તું તો મારા સોગંદને ભાંગવાનો જ હતો, પણ તે માટે એ બામ-

ણુનો હું સમૂળો નાશ કર્યા વિના રહેવાનો નથી. તારી બે પુત્રીઓમાંની એકની વ્યવસ્થા તારી મરજીમાં આવે તેવી કરજે, પણ તેમાંની એક તો મારી છે. તારા પર-નહિ, તારી ઓપર-હું માત્ર એટલી જ મહેરબાની કરૂં છું કે મારી છોકરીને હમણાં હું લઇ જતો નથી, કારણકે આજે મને તેનું કશું કામ નથી."

"ઠીક છે; ત્યારે હજી પણ થોડીક આશા છે ખરી !" વિદ્યુત્કુમાર ધૈર્યથી જમદેવની વિકરાળ અને કાળી ભયાનક આકૃતિ તરફ નજર કરીને બોલ્યો.

"આશા ?! પામર મનુષ્ય!" ઉપહાસપૂર્વક હાસ્ય કરીને જમદેવ બોલ્યો: "આજસુધી આ પૃથ્વીપરનાં સર્વ મનુષ્યો એ આશા ઉપર જ ભરોસો રાખીને ઠાર મૂઆ છે અને મારા પાશમાં સપડાયાં છે! હવે હું શું કહું છું તે તું સાંભળી લે, અને પછી તારી મરજીમાં આવે તે પ્રમાણે આશાના કિલ્લા બાંધ્યે જા! હમણાં બન્ને છોકરીઓને તારી પાસે જ રહેવા દેજે. અત્યારે જોકે બન્ને છોકરીઓ સરખી દેખાય છે તોપણ તેમાંથી મારી છોકરી કઈ એ થોડા જ વખતમાં સ્પષ્ટ સમજાઈ જશે. જેનો રંગ અત્યારે છે તેવો ને તેવો જ ગોરો રહે, તેની તું તારી મરજીમાં આવે તેવી વ્યવસ્થા કરજે, પણ મારા બળિદાનનો રંગ હું મારી મરજી પ્રમાણે કાળો કરી નાંખીશ. એ મારી છોકરીનું નામ પણ 'જમની' અર્થાત્ જમદેવની પુત્રી-એવું રાખજે. મારી આ આજ્ઞા પ્રમાણે જો તું વર્તશે, તો હું તે છોકરીને તેની જનેતા પાસે રહેવા દઇશ, નહિતો-મારા સામર્થ્યની તને ખબર તો છે જ-મારી મરજીમાં આવશે ત્યારે તેને હું લઇ જઈને મારી પાસે રાખીશ."

"તેનું નામ તો હું જમની રાખીશ, પણ કૃપા કરીને તેને લઇ જઇશ નહિ." વિદ્યુત્કુમારે કાલાવાલા કરીને કહ્યું.

"ઠીક છે." જમદેવે કહ્યું: "છોકરી દેખાવમાં બહુ સુંદર છે. કેટલાક વખત પછી મારી છોકરી મોટીબધી થશે અને તે વખતે તે મને ઉપયોગી થઇ પડશે. તેનું સારી રીતે પોષણ કરજે."

જમદેવના આ ભાષણનો સ્પષ્ટ અર્થ રાજા સમજી શક્યો નહિ, તેથી તે તેના વિકરાળ ચહેરા તરફ ટગર ટગર જોઇ રહ્યો.

એક વાર ફરીથી વિકટ હાસ્ય કરીને જમદેવે કહ્યું: "મેં શું કહ્યું તે તારા ધ્યાનમાં આવ્યું જણાતું નથી. સાંભળ, હું સમજાવું છું. આ મારી કન્યા યુવાવસ્થામાં આવશે, ત્યારે તે અતિશય સુંદર દેખાશે. તેના ઉપર મોહિત થઇને અનેક શૂરવીર પુરૂષો અને રાજા

મહારાજાઓ તેના પગમાં પોતાનાં માથાં અર્પણ કરશે! કેટલાક માંહોમાંહે લડીને મારા મુખમાં પડશે, ત્યારે કેટલાક તેના ઉપર મુગ્ધ થઇને તેને મેળવવા માટે મારી સાથે લડવાને તૈયાર થશે, કારણકે તેઓને એ એવું કહેશે કે, પોતાને એક પિશાચે ઘેરી લીધી છે માટે તેની સાથે જે યુદ્ધ કરીને તેને જીતશે તેને પોતે વરવા તૈયાર છે! એવી રીતે મારા પાશમાં અનેક મનુષ્યો સપડાઇ જશે. સુંદર સ્ત્રીઓ દીપકના જેવી છે અને તેની આસપાસ મોહિત થઇને ફરનારા પુરૂષો પતંગ જેવા છે, એટલે પતંગો દીપકને ભેટવા જતાં તેમાં પડીને ભસ્મીભૂત થઇ જાય એમાં શી નવાઇ?"

"શિવ! શિવ! શિવ!" વિદ્યુત્કુમાર બોલ્યો: "મારી પુત્રીએ એવી રીતે તારી સેવા કરવી એ બહુ જ શરમાવનારી વાત છે! હે જમદેવ! બીજો કાંઇ માર્ગ હોય તો કહે-હું પોતે જ, તું કહે તો, મારો જીવ કાઢી આપવા તૈયાર છું!"

"પણ તું તેને હવે પછી તારી પુત્રી સમજીશ જ નહિ અને ખાસ કરીને મારી પાસે તો એવું બોલીશ જ નહિ! તે પુત્રી મારી છે અને તેટલા માટે જ મેં તેનું નામ 'જમની' રાખ્યું છે!" જમદેવે રોષપૂર્વક કહ્યું.

રાજા દીન વદન કરીને બોલ્યો: "કૃપાળુ જમદેવ! મારી કન્યાની તારા હાથમાંથી મુક્તિ થવાનો શું કશો માર્ગ નથી? જો કાંઇ પણ ઉપાય હોય તો—"

"છે—એક માર્ગ માત્ર છે, પણ તે હું કહીશ, એટલે પછી તારૂં અને મારૂં વેર માત્ર વૃદ્ધિંગત થશે; અને તારા પર અનેક સંકટો આવશે, માટે એક વાર વિચાર કરી જો!" જમદેવે કિંચિત્ ધીમા પણ નિશ્ચયી સ્વરે કહ્યું.

"ગમે તેવાં સંકટો આવો—ગમે તેટલી હાનિ થાઓ, તે વેઠવાને હું તૈયાર છું." રાજાએ ઉત્સાહથી જવાબ આપ્યો.

"સાંભળ ત્યારે, એની ઉંમરનાં અઢાર વર્ષ પૂરાં થયાં પહેલાં જો કોઈ વીર નર, કેવળ નિષ્કામ બુદ્ધિથી—તેના ઉપર આસક્તિ નહિ રાખતાં, મારી સાથે યુદ્ધ કરીને જય મેળવશે, તો તેના ઉપરનો મારો હક્ક હું છોડી દઇશ. તેનું વીશમું વર્ષ જે દિવસે પૂરૂં થાય, તે દિવસ સુધીમાં જો કોઇ વીર મારી સાથે યુદ્ધ કરવાને આવશે નહિ, તો પછી હું તેનો મારી મરજી પ્રમાણે ઉપયોગ કરીશ!" એટલું કહીને જમદેવ અદૃશ્ય થઇ ગયો.

જમની બળવંતસિંહને કહે છે:—આ સર્વ પ્રકાર જાણે કે

સ્વપ્નમાં જ બનતો હોયની, એવું રાજાને તો લાગ્યું. પૂર્વે જ્યારે તેને જમદેવનું દર્શન થયું હતું, ત્યારે પણ એવો જ—સ્વપ્નાના જેવો ભાસ તેને થયો હતો. પણ તે વખતે જમદેવે કાંડા ઉપર ચોડી દીધેલા ડામનો ઘા હજીસુધી કાયમ જ હતો. તેની તરફ રાજાની દૃષ્ટિ જતાં જ તે મનમાં બહુ ગભરાઇ ગયો અને આ સર્વે પ્રકાર ખરો છે, એવી તેને ખાત્રી થવાને બહુ વિલંબ લાગ્યો નહિ. પોતાની પુત્રીઓ અને પત્નીના મુખનું અવલોકન કરવાને રાજા રાજમંદિરમાંથી બહાર નીકળ્યો અને શૈલદેવ ગુરૂને મળવાને દેવમંદિર પાસે આવ્યો. દેવમંદિરનું દ્વાર બંધ હતું, તે ઉઘાડીને રાજા અંદર ગયો, તો ત્યાં એક ભયાનક પ્રકાર તેની દૃષ્ટિએ પડયો! જે શૈલદેવ ગુરૂને મળવા માટે તે ત્યાં આવ્યો હતો તેની તો દુર્દશા થઇ ચૂકી હતી! કોઇ દુષ્ટે તેમના શરીરના ટુકડે ટુકડા કરી નાંખ્યા હતા અને તે ટુકડા તેમનાજ લોહીમાં ખાસ રંગીને દેવમંદિરમાં જ્યાં ત્યાં ફેંકી દેવામાં આવ્યા હતા! હાથ એક ખૂણામાં તો પગ બીજા ખૂણામાં! આંખોના ડોળા બહાર કાઢીને તેના લોચા માથાપર મૂકવામાં આવ્યા હતા! અને નાક કાન કાપી નાંખવામાં આવેલાં હતાં!! એ ઉપરથી જણાતું હતું કે કોઇએ તેમનો જીવ લેવાનો નહિ, પણ રીબાવી રીબાવીને મારવાનો પોતાનો હેતુ સિદ્ધ કર્યો હતો. આ સર્વે પ્રકાર જોઇને રાજાનું મસ્તક કેવળ ભ્રમિત થઈ ગયું. એ ખૂનનો પત્તો લગાડવાને તે બૂમાબૂમ કરીને માણસો એકઠાં કરવાનો હતો, પણ એટલામાં તો જમદેવના શબ્દોનું તેને સ્મરણ થયું. શૈલદેવ ગુરૂ રાજાની બાલિકાઓને વૈષ્ણવ ધર્મની દીક્ષા આપવાના હતા, તેથી જમદેવે આ પ્રમાણે તેમનું વેર લીધું એ વાત મનમાં આવતાં જ રાજા કેવળ સ્તબ્ધ બની ગયો!

---

## પ્રકરણ ૩૦ મું.

### જમનીનો જન્મવૃત્તાંત-(આગળ ચાલુ).

સરદાર સાહેબ! અત્યારસુધી આપને મેં જે વૃત્તાંત કહ્યો તેના કરતાં વધારે ચમત્કારિક અને ભયંકર વૃત્તાન્ત હજી હવે મારે કહેવાનો છે. રાજા ઉપર આ ખૂનના બનાવથી એક ભયંકર સંકટ આવી પડ્યું હતું. બૂમાબૂમ કરીને ચાકરોને બોલાવવામાં આવે, તો ખૂન કરનાર ચોક્કસ માણસનું નામ આપવું પડે, અને નામ ન આપવામાં આવે તો ખૂનનો વાંક પોતા ઉપર જ આવે; તેથી બને તેટલો પ્રયત્ન કરીને આ વાત ગુપ્ત જ રાખવી એવો તેણે નિશ્ચય કર્યો. શૈલ-

દેવનું એવી રીતે ખૂન થયું એવી વાત સુવાવડમાં રહેલી રાણીને કહેવી એ કામ બહુ જ જોખમભરેલું હતું, કારણકે તે વૃદ્ધ બ્રાહ્મણને રાણી પોતાના પિતાના જેટલું માન આપતી હતી. એ પ્રમાણે રાજા કેવી મુશ્કેલીમાં આવી પડ્યો હતો, તેનો હવે આપ પોતે જ વિચાર કરો! મુખમુદ્રા ઉપર બની શકતી ગંભીરતા ધારણ કરીને રાજા દેવમંદિરનાં દ્વાર બંધ કરીને પ્રસૂતિગૃહમાં ગયો અને તેણે પત્ની તથા બાલિકાઓનાં મુખનું અવલોકન કર્યું. ત્યાંથી તુરત જ તે પાછો દેવમંદિરમાં આવ્યો. તેણે મુડદાના સઘળા ટુકડા એકઠા કર્યા અને તેને એક વસ્ત્રમાં મજબુત રીતે બાંધ્યા. જમીન ઉપર પાણી રેડીને તે ધોઇ નાંખી અને મુડદાની ગાંસડી લેઇને સાવધાનતાથી તે પોતાના મહાલયમાં ગયો. મધરાત થઇ ત્યાંસુધી રાજાના સદ્‌ભાગ્યે આ પ્રકારની કોઇને પણ ખબર પડી નહિ. મધરાતને સુમારે રાજાએ મુડદાની ગાંસડી ખાંધપર ઉપાડી અને રાજમહાલયના એક ગુપ્ત દ્વારે થઇને તે બહાર નીકળ્યો. લપાતાં–છુપાતાં તેણે શહેરની બહાર નદી તરફ જવાનો માર્ગ લીધો. તે નદીપર જઈ પહોંચ્યો અને જેવો તે મુડદું નદીમાં ફેંકવા જાય છે, કે તુરત જ કોઇ બળવાન માણસે પાછળથી આવીને તેને બાથ ભરી લીધી! આથી રાજાના હાથમાંનો બોજો નીચે પડી ગયો. રાજા તે વખતે કેવળ ગભરાઇ જ ગયો અને તેણે પોતાને બાથ ભરનાર તરફ જોયું, તો માલૂમ પડ્યું કે તે બીજો કોઇ માણસ નહોતો, પણ જેને ફીતુર કરવાના ગુન્હામાટે દેશપારની શિક્ષા કરવામાં આવી હતી તે તેનો જૂનો મુખ્ય પ્રધાન જ હથિયારબંધ સ્થિતિમાં આવી પહોંચ્યો હતો! રાજા કિંચિત્ રોષ તથા કંટાળો બતાવીને બોલ્યો: "હરામખોર! છોડી દે મને!"

પ્રધાન બોલ્યો: "મહારાજ! આપની એ આજ્ઞાનો કશો ઉપયોગ થવાનો નથી! માટે એવી વ્યર્થ ડરામણી મૂકી દો અને જો હિંમત હોય તો હથિયાર કાઢો—"

એવે વખતે એ બેવકૂફ માણસ સાથે હુજ્જત કરવામાં કશો માલ નથી, એવું વિચારીને રાજાએ કહ્યું: "મને લઢવાડ કરવી ગમતી નથી. હું તને માત્ર એટલું જ પૂછું છું કે મેં તને હદપાર કર્યો છે, છતાં તું મારા મુલકમાં કેમ આવ્યો? અહીં આવવાનું તને કારણ શું છે?"

"હું ગુપ્ત રીતે શહેરમાં આવીને કોઇ પણ સ્નેહીની મારફત માફી મેળવવાની તજવીજ કરવાનો હતો, પણ મારા સદ્‌ભાગ્યે હું

જે કહું તે આપ કબૂલ કરો એવો શુભ પ્રસંગ પોતાની મેળે જ આવી પહોંચ્યો છે. આ પણ પરમેશ્વરનો મારા પર મોટો ઉપકાર થયો છે.” માજી પ્રધાન બોલ્યો.

તેનો આવો ઉદ્ધત જવાબ સાંભળીને રાજા ક્રોધથી લાલચોળ થઇને બોલ્યો: “કેમ રે? ઓ લુચ્ચા! તું કોની સામે ઉભો છે તેનો વિચાર કરે છે કે નહિ? ધ્યાનમાં રાખ કે અત્યારે તું તારા રાજાની સમીપ ઉભો છે!”

“હા, હા, તે મારા ધ્યાનમાં છે અને વિશેષ એટલું પણ મારા ધ્યાનમાં છે કે એ રાજાની આબરૂનું રક્ષણ કરવું કિંવા તેનો નાશ કરવો એ પણ સંપૂર્ણ રીતે મારા હાથમાં જ છે.” નીચે પડેલી ગાંસડી તરફ આંગળી કરીને પ્રધાન બોલ્યો: “આપની સઘળી હકીકત આ ગાંસડી જ કહી આપે છે. એ નીચે પડી, તે વખતે તેનો જે અવાજ થયો હતો તે ઉપરથી અને તેના આકાર તથા તે ઉપર પડેલા ડાઘ ઉપરથી તેમાં કોઇનું મુડદું છે એ કહેવાને કાંઈ કોઈ મોટા જોશીરાજની જરૂર પડે તેમ નથી. અને તે મુડદું આ નદીમાં—”

રાજા વચમાં બોલી ઉઠયો: “હાય! હાય! અરે પ્રભુ! હવે શું થશે! એ કેવળ ખરી વાત છે, પણ તે ખૂન કાંઇ મેં મારે હાથે કર્યું નથી!”

“જો એ ખૂન તમે નથી કર્યું, તો પછી મુડદું તમે જાતે ઉપાડીને તેને નદીમાં નાંખી દેવાને આવા મધરાતના વખતે ચોરી છૂપીથી કેમ પધાર્યા છો? આપના જેવા રાજાધિરાજે આવું કામ જાતે કરવાની શી જરૂર પડી?” પ્રધાન બોલ્યો: “હશે, તે ગમે તેમ હો. આપે હમણાં કહ્યું કે આપને લઢવાડ કરવાનું પસંદ નથી. તો હું પણ લઢવાડ કરવા ઇચ્છતો નથી. આપણે માંહોમાંહે જ માંડવાળ કરી નાંખીએ. હું મારૂં મ્હોં બંધ રાખીને આપની વાત ગુપ્ત રાખીશ, અને તેના બદલામાં આપે મને મારા અપરાધની ક્ષમા આપવી અને મારો પૂર્વનો અધિકાર મને પાછો સોંપવો. જુઓ—વિચાર કરો—અત્યારે આપ આટલું કામ સહજ કરી શકો તેમ છો. આપને ત્યાં હમણાં જ બે બાળકોનો જન્મ થયો છે. તેના આનંદોત્સવમાં સર્વે અપરાધીઓના ગુન્હા માફ કરવાની આપ દાંડી પિટાવો. આવે પ્રસંગે આપ એવું ઔદાર્ય બતાવશો તો તેથી પ્રજા આપની પ્રશંસા જ કરશે. પછી એ ખબરનો ફેલાવો થવામાં જેટલો વખત જોઇએ, તેટલો વખત પસાર થયા પછી હું પ્રકટ થઇશ અને ભરકચેરીમાં આપને પગે પડીને ક્ષમાયાચના કરીશ, તેમ જ મારો

પૂર્ણ અધિકાર મને આપવાને માટે વિનતિ કરીશ. તે વખતે આપ મને મારો ઓદ્ધો પાછો સોંપી શકશો.”

“પણ આવા રાજદ્રોહી માણસને પુનઃ પાસે રાખવાથી આખી પ્રજા મારી વિરૂદ્ધ બંડ ઉઠાવશે, તેનું કેમ ?” રાજાએ કહ્યું.

“ત્યારે રાજા ખૂની છે એવું જાણવાથી લોકો બંડ ઉઠાવ્યા વિના રહેશે કે ?” પ્રધાને સામો પ્રશ્ન કર્યો.

“એવું બોલવાની હિંમત તું કેમ ચલાવી શકે છે ?” રાજાએ નિરાશ થઇને કહ્યું.

“મારા લાભને માટે હું મારી મરજીમાં આવશે તેમ બોલીશ. મારા કથનની સત્યતા બતાવવાને આ ગાંસડીમાંનો પુરાવો જ બસ છે.” તે નીચ પ્રધાન તે મુડદાની ગાંસડી તરફ આંગળી કરીને બોલ્યો.”

આવો વિકટ પ્રસંગ આવી પડવાથી તે નીચ પ્રધાનનું કહેવું અક્ષરશઃ કબૂલ કરવાની રાજાને ફરજ પડી. રાજાએ પોતાના વચનના બદલામાં પોતાના હાથમાંની વીંટી તે પ્રધાનને આપી. પછી તેણે તે મુડદું નદીમાં નાંખી દીધું અને કોઇની દૃષ્ટિએ નહિ પડતાં તે પુનઃ પોતાના મહાલયમાં આવીને દાખલ થઇ ગયો. આજસુધી બનતા રહેલા સઘળા બનાવો તેની નજર સામે આવીને ઉભા રહ્યા અને ભવિષ્યમાં કેવા ભયંકર પ્રસંગો આવી પડશે તે માટેના વિચાર કરતો અને તલસતો-તરફડતો તે બિછાનાપર પડયો.

બીજે દિવસે સાંજે રાજાએ મોટો દરબાર ભરીને બાલિકાઓના જન્મોત્સવ નિમિત્તે સઘળા કેદીઓને અને હદપાર કરેલા ગુન્હેગારો વગેરેને એકીસામટી માફી આપી દેવાનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. આ વાત સાંભળીને લોકોને બહુ આનંદ થયો, પરન્તુ તેઓનો તે આનંદ બહુ વખત ટકયો નહિ, કારણકે એ જાહેરનામાનો લાભ લઇને તુરત જ માજી રાજદ્રોહી પ્રધાન આવીને રાજાનો એક કારભારી બન્યો. આ બનાવ પ્રજાને બિલકુલ પસંદ પડયો નહિ. થોડા જ દિવસમાં સારૂં પ્રધાનમંડળ દૂર થઇ ગયું અને જૂના દુષ્ટ લોકોની નીમણૂકો કરવામાં આવી. તે રાજદ્રોહી પ્રધાન પુનઃ સર્વ રાજ્ય કાર્યભાર પહેલાંની પેઠે ચલાવવા લાગ્યો. જે થોડા લોકોએ રાજાના આ કૃત્ય તરફ નાપસંદગી બતાવીને રાજાને શિખામણની બે વાતો કહી, તેમના ઉપર કાંઈ કાંઇ તરકટો ઉભાં કરીને તે દુષ્ટ પ્રધાને તેમના જીવ લીધા !

શેલદેવ ગુરૂ એકાએક અદૃશ્ય થયા તેથી તેમનું શું થયું હશે

તે સંબંધે રાણી અરૂણસુંદરીએ ઘણી વાર પૂછપરછ કરી અને તેના જવાબમાં રાજાએ તેના મનનું એમ કહીને સમાધાન કર્યું કે તે તો કાશીની યાત્રા કરવા ગયા છે. એ પ્રમાણે ત્રણ વર્ષ વીતી ગયાં. જમદેવની ઇચ્છા પ્રમાણે મારૂં નામ 'જમની' રાખવામાં આવ્યું અને મારી બ્હેનનું નામ લતિકાદેવી રાખવામાં આવ્યું. અમે બન્ને સ્વરૂપમાં એકસરખી હતી, પરન્તુ મારી બ્હેનનું સૌંદર્ય ગોર વર્ણને લીધે મનોવેધક લાગતું, ત્યારે મારો કાળો રંગ હોઇને લોકોને હું ગમતી નહિ. મારા અને લતિકાદેવીના રૂપમાં કેટલું બધું સરખાપણું છે એ તો આપ જાણો છોજ.

અમારો બન્નેનો જન્મ થયાને ત્રણ વર્ષો વીતી ગયાં. એ ત્રણ વર્ષમાં રાજ્યકાર્યભારમાં ઘણા ફેરફાર થઇ ગયા. લોકોમાં અસંતોષ બહુ વ્યાપી ગયો. લૂંટફાટ, જુલમ અને અન્યાયનું તો સામ્રાજ્ય ચાલવા માંડયું. પહેલાં જે રૈયતની સર્વ રીતે આબાદી થતી જતી હતી, તે જ રૈયત ઉપર હવે અનેકાનેક સંકટો આવી પડયાં. રાજા તો રાજમહાલયની બહાર બહુ નીકળતો જ નહિ. તે અમારી માતા અને અમે બન્ને બ્હેનો આગળ જ બહુ વાર બેસી રહેતો. તેના વર્તન સંબંધે લોકો વિવિધ પ્રકારની ટીકા કરવા લાગ્યા : "તેને કોઇ પણ પિશાચ કિંવા રાક્ષસ તરફનું નડતર હોવું જોઇએ અને તેથી જ તેનું મગજ આમ ફરતું રહે છે. પહેલાં પણ તે આવો જ બની ગયો હતો, પરન્તુ પરરાજ્યનો હુમલો આવતાં તે પાછો શુદ્ધિમાં આવ્યો. હવે પાછું ફરીથી તેનું મગજ ચસકી ગયું છે. તેની એક પુત્રી તો શુદ્ધ કાજળ જેવી જ કાળી છે અને તેનું નામ વળી 'યમુના' નહિ પણ 'જમની' રાખ્યું છે !" એવી એવી વાતો લોકો કરતા રહેતા.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### જમનીનો જન્મવૃત્તાંત-(આગળ ચાલુ).

એક દિવસ કેટલાક માછી લોકો માછલાં પકડવાને નદીપર ગયાં અને નદીના પાણીમાં પોતાની જાળ નાંખી, તો તેમાં એક મોટી ગાંસડી આવી. તે ગાંસડી છોડીને જુએ છે તો તેમાંથી માણસનાં અવયવો નીકળ્યાં. જોકે શૈલદેવનું મુડદું તેમાં નાંખ્યાને ત્રણ વર્ષ વીતી ગયાં હતાં, તોપણ તે મજબૂત કપડામાં બાંધેલું હોઇને અને ઠંડા તથા મીઠા પાણીમાં જ પડયું રહ્યું હોવાને લીધે તેમાં કોહવાટ

થોડો જ ઉત્પન્ન થયો હતો. માછી લોકોએ તે ગાંસડી પાછી બાંધી દીધી અને તેને શહેરમાં આણીને રાજદરબારમાં રજુ કરી. લોકો એ મુડદું જોવાને એકઠા થયા. બીજી બાજુએ રાજ્યમાં ઘણાં ખૂનો થતાં હતાં અને તે કરવામાં દરબારી માણસોનો હાથ હોવો જોઇએ એવું લોકો માનતા હતા. આથી આ બનાવને લીધે કાંઇ પણ વિલક્ષણ પ્રકાર ખુલ્લો થશે એમ માનીને લોકોએ પ્રધાનમંડળને ગાળો ભાંડવા માંડી.

એ વખતે મારા પિતા એક હાથની આંગળીએ મને અને બીજા હાથની આંગળીએ લતિકાને વળગાડીને બાગમાં ફરતા હતા. મારી માતા પણ અમારી સાથે જ હતી. પહેલાં તો જ્યારે ગરબડ સાંભળવામાં આવી ત્યારે અમે તે તરફ બહુ ધ્યાન આપ્યું નહિ, પરન્તુ પછી તો ગુમરાણ વધવા લાગ્યું અને તે નજીક ને નજીક આવવા લાગ્યું એટલે અમે બન્ને બ્હેનો ગભરાવા લાગી અને પિતાને વળગી પડી. મારા પિતાએ તપાસ કરી તો પહેરેગીરે એવું કહ્યું કે નગરવાસીઓએ બંડ કર્યું છે. એટલામાં એવી ખબર પણ આવી કે શહેરના બંદોબસ્ત માટે રાખેલા સૈન્યે લોકોને શાન્ત કરવાનું છોડી દીધું છે અને તેઓ પણ બંડખોર લોકોમાં શામેલ થયા છે. આ ખબર સાંભળતાં જ મારા પિતા એકદમ નિરાશ થઇ ગયા; પણ તુરત જ હિંમત ધારણ કરીને તેમણે મારી માતાને પાસે બોલાવી, અને હવે શું કરવું તે વિષેનો પોતાનો વિચાર તેને જણાવ્યો. મારી માતાને પણ તે વિચાર પસંદ પડ્યો. પછી ઉલટેલા લોકોની ખુલ્લા ચોગાનમાં મુલાકાત લેવી એવો નિશ્ચય કરીને અમે ચારે જણાં રાજમહાલય સામેના વિશાળ આંગણામાં દાખલ થયાં.

એ પ્રમાણે પોતાના રાજાને પોતાની સુંદર સ્ત્રી અને પુત્રીઓ સાથે પ્રજાની સમક્ષ ઉભેલો જોઇને એકઠા થએલા લોકોમાંના કેટલાકના મનનું સમાધાન થયું; પરન્તુ પ્રધાન ઉપર તેઓ એટલા ગુસ્સે થયા હતા કે જો તે વખતે તે ત્યાં હોત તો તેના તલ જેવડા ટુકડા થઇ જાત ! તે ટોળામાંથી કેટલાક લોકો આગળ ધસી આવ્યા અને તેમણે શૈલદેવના મુડદાના ટુકડા રાજાના પગ આગળ રજુ કર્યા. તે વખતે હું અને લતિકા-બન્ને જણીઓ પિતાજીના શરીરને વળગી પડીને તેમના મુખ સામે આતુરતાપૂર્વક જોઇ રહી. આ ભયંકર પ્રકાર જોઇને મારા પિતાજીનું મ્હોં ફિક્કું ફચ બની ગયું અને તેમના મ્હોંમાંથી એવી કારમી ચીસ નીકળી ગઇ, કે અમે ત્રણ ત્રણ વર્ષની બાલિકાઓ પણ સમજી ગઈ કે કાંઇક વિપરીત પ્રકાર બન્યો છે ! તે બનાવને લેકે

આજ કેટલાંક વર્ષ વીતી ગયાં છે, તોપણ તે વખતે મારા પિતાએ પાડેલી ચીસ હજી પણ મારા કાનમાં ગણગણી રહી છે અને રાજાની ગભરાઇ ગએલી મુખમુદ્રા મારી આંખો સામે અત્યારે તરવરી રહી છે. જાણે કે એ બનાવ હજી ગઇ કાલે જ બન્યો હોય એવું મને અત્યારે ભાસે છે. જેવી અમારી બે બહેનોની સ્થિતિ થઈ તેવી જ સ્થિતિ અમારી માતાની પણ થઇ હતી. એ બનાવ બનવાને જોકે થોડીએ ક્ષણનો વિલંબ લાગ્યો નહોતો, તોપણ તે ક્ષણો અમોને વર્ષો જેટલી મોટી લાગી.

પણ આ પ્રકારનો આ દુઃખદ દેખાવ વધારે વખત ટકવાનું શક્ય જ નહોતું. તેથી રાજાના અંતરમાં જે અસહ્ય વેદના થઈ તેથી તેને દેહભાન રહ્યું નહિ. અસાવધ સ્થિતિમાં તેનાથી તે ભયંકર પણ સત્ય વાત બોલાઈ ગઈ: "ઓ ઇશ્વર! આ મારા ભયંકર પાપનું તેં મને યોગ્ય પ્રાયશ્ચિત્ત આપ્યું છે! હાય! હાય! આ તો બિચારા શૈલદેવ ગુરૂનું મુડદું! તેનું ખૂન—"

પણ તે પછીના શબ્દો કોઇના સાંભળવામાં સ્પષ્ટ રીતે આવ્યા નહિ, કારણકે રાણીએ શૈલદેવ ગુરૂનું નામ સાંભળતાં જ ભયાનક ચીસ પાડી અને તે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડી!

તે વખતે ત્યાં જે ભયંકર બનાવ બન્યો, તેનું વર્ણન કરવું અશક્ય છે. તે સમયે અમારાં મગજ જેમ દુઃખાવેગથી ભ્રમિત થઈ ગયાં હતાં તેમ લોકોનાં મગજ ક્રોધથી ભ્રમિત થઇ ગયાં હતાં. રાજાના મુખમાંથી જે શબ્દો અસાવધ સ્થિતિમાં નીકળી ગયા હતા, તેનો સંબંધ જોકે જામદેવે કરેલા ખૂન અને કહેલા શબ્દોની સાથે લાગુ પડતો હતો, તોપણ લોકોને તે વિષે કશી પણ માહિતી નહિ હોવાથી તેમણે જેવા શબ્દો સાંભળ્યા તેવો જ તેનો અર્થ કર્યો અને રાજાને ઠાર મારવાને તેઓ તૈયાર થયા. અમે એક વાર તો લોકોના હાથમાંથી જેમ તેમ કરીને છટકી ગયાં. તે વખતે અમારા પર કેવો ભયાનક પ્રસંગ ગુજરત, તેનું અત્યારે મને બરાબર સ્મરણ રહ્યું નથી.

આ સંકટમાંથી જીવ બચાવીને અમે અમારા એક વિશ્વાસુ સેવકના ઘરમાં પેસી ગયાં. ત્યારપછી બે દિવસે અમારા પિતાએ વેશબદલો કરીને શહેર છોડી દીધું. મારા માતામહ—કામરૂ દેશના રાજાની પાસે જવાનો મારાં માતાપિતાએ વિચાર કર્યો, પરન્તુ ત્યાં જવાનો માર્ગ અમારા શત્રુ ઇંદુવર્માના રાજ્યમાં થઇને જતો હોવાથી ત્યાં જવામાં ભય રહેલો હતો. તોપણ અમે સૌએ વેશબદલો કર્યો હોવાથી કોઈ અમને ઓળખી શકશે નહિ એમ સમજીને અમારા

પિતાએ શત્રુના રાજ્યમાં પ્રવેશ કર્યો. ગમે તેમ થયું હોય, પણ ઇંદુવર્માને અમારી ઓળખાણ પડી ગઈ અને તેણે અમને પકડી લીધાં. પિતાજીને તેણે કેદમાં રાખ્યા અને અમને તથા અમારી માતાને તેણે જવા દીધાં. અમે મા–દીકરીઓ અનેક પ્રકારની અડચણો વેઠીને પણ કામરૂ દેશમાં જઇ પહોંચ્યાં. આ સઘળા બનાવોની એટલી માઠી અસર મારી માતાના શરીર ઉપર થઇ કે તેને માનસિક રોગ લાગુ પડયો અને તેથી તેનું શરીર દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યું.

અમારા માતામહે પોતાના વકીલોને ઇંદુવર્માના દરબારમાં મોકલ્યા અને અમારા પિતાજીને છોડવા માટે જે કાંઈ ખંડણી તે માંગતો હતો તે આપીને તેમને છૂટા કરાવ્યા. ત્યારપછી અમારા પિતાજી પણ અમારી પાસે આવીને રહ્યા. અમારા માતામહ બહુ જ માયાળુ હતા. અમારા પિતાજીને હાથે ખૂન જેવો ભયંકર અપરાધ થયો હોય એવું તેમને લાગ્યું નહિ. મારા માતા–પિતા પોતાના રાજ્યનો નાશ થવાથી ઝુરવા લાગ્યાં, એ જોઇને મારા માતામહે પોતાનું સૈન્ય વધારવાની શરૂઆત કરી. જેટલું જોઇએ તેટલું સૈન્ય એકઠું થયા પછી માતામહે તે સઘળું એક મેદાનમાં એકઠું કરીને મારા પિતાજીને બતાવ્યું અને કહ્યું કે 'આ સઘળું સૈન્ય તારૂં પોતાનું જ છે એમ સમજીને તે તું લઈ જા અને તારૂં રાજ્ય જીતી લે.' આ સાંભળીને મારા પિતાજીને બહુ જ આનંદ થયો અને તે સૈન્યનું સેનાપતિપદ પોતાના હાથમાં લઇને સારૂં મુહૂર્ત જોઇ તે પોતાનું રાજ્ય પાછું જીતી લેવાને નીકળ્યા.

પણ આ તરફ અમારા રાજ્યની વિલક્ષણ સ્થિતિ થઇ ગઇ હતી. પેલો દુષ્ટ પ્રધાન જ રાજા થઇ બેઠો હતો, પરન્તુ માત્ર લોકો તેને અનુકૂળ નહોતા. લોકો વારંવાર બંડ ઉઠાવતા રહેતા. આ સ્થિતિ ઘણા દિવસથી ટાંપી બેઠેલા ઇંદુવર્માના જાણવામાં આવતાં જ તેણે એકદમ સ્વારી કરીને અમારૂં રાજ્ય જીતી લીધું. આ પ્રમાણે બનાવ બની જવાથી મારા પિતાજીને હવે ઇંદુવર્માની સાથે જ પુનઃ યુદ્ધ કરવું પડયું. બે વર્ષ સુધી ભારે યુદ્ધો થયાં પણ કોઇને જય મળ્યો નહિ. છેવટે દુર્દૈવે એક હલ્લામાં મારા પિતાજીને ભયંકર જખમ થયો અને તેથી જ તેમનું મરણ થયું.

મારા પિતાજીના મરણથી મારી માતાએ કેટલું કલ્પાંત કર્યું તેનું વર્ણન હું કરી શકતી નથી. તે વખતે અમે બ્હેનો સારી રીતે સમજણી થઈ હતી. તેથી અમે ત્રણે જણાં એક બીજાની સામે જોઇને રડી રડીને જેમ તેમ દિવસ ગુજારતાં હતાં. પરન્તુ એટલેથી જ

અમારૂં દુર્દૈવ પૂરૂં થયું નહિ. પ્રભુની મરજી અમને ગામેગામ અને વનેવન ભટકાવવાની હતી! અમારા૦ માતામહે તૈયાર કરેલા સૈન્યનો પરાભવ અને નાશ થયાની ખબર અમારા માતામહના શત્રુઓને મળી, એટલે તેમણે એકત્ર થઇને અમારા માતામહના રાજ્યપર હલ્લો કરીને તેમને હરાવ્યા. તે વખતે અમારા માતામહ પોતાના બે પુત્રોની સાથે લડાઇમાં પડ્યા! એક વિશ્વાસુ સેવકની મદદથી મારી માતા માત્ર અમને સાથે લેઇને તે તોફાનમાંથી બહાર નીકળી ગઇ.

પછી અમે ઘણા દેશો ફર્યા અને છેવટે આ પ્રાંતમાં આવ્યાં. આ જ પ્રાંતમાં અમારી માતાએ કાયમને માટે રહેવાનું શામાટે ઠરાવ્યું તેની મને ખબર નથી; પણ સંગમપુરથી દશબાર કોસ દૂર આવેલા એક ગામડામાં એક નાની જગ્યા તેણે ખરીદ કરી અને ત્યાં અમે રહેવા લાગ્યાં. ત્યાં આવતી વખતે તેણે જે કાંઇ મૂલ્યવાન અલંકારો પોતાની સાથે આણ્યા હતા તે વેચી વેચીને અમે અમારો નિર્વાહ કરતાં હતાં. પરન્તુ અમારા દુર્દૈવને અમારી આ સ્થિતિ પણ ગમી નહિ! ત્યારપછી સાત-આઠ મહીને અમારી માતા પણ મરણ પામી. તેની પછી અમારા પેલા વિશ્વાસુ નોકરે જ અમારૂં પોતાની પુત્રીઓની પેઠે રક્ષણ કર્યું. છેવટે તે પણ વૃદ્ધ થઇને મરણ પામ્યો, જે વખતે અમારી વય લગભગ તેર વર્ષની થઇ હતી. તેણે જ મરતી વખતે આ અમારો જન્મવૃતાંત અમને કહ્યો હતો, અને તેણે આ સર્વ હકીકત મારી માતા પાસેથી સાંભળી હતી.

ત્યારપછી મારી બ્હેન લતિકાદેવી કેટલોક વખત એક મઠમાં જઇને સાધ્વીઓની પાસે રહી હતી. હું તો 'જમ'ની કન્યા રહી, એટલે જમદેવે મારે હાથે કાંઈ જૂદાં જ કાર્યો કરાવવા ધાર્યાં છે. તોપણ જમદેવના હાથનું હથિયાર થઇને અનેક યુવાનોના પ્રાણ તેને અર્પણ કરવા કરતાં તેના હાથમાંથી છૂટવું એ વધારે સારૂં, એવું હું માનતી હોવાથી જમદેવની સાથે લડનારા એકાદ શૂરવીર યોદ્ધાની તપાસ હું કરી રહી છું. જ્યાં જ્યાં લડાઇઓ કિંવા મારામારી ચાલતી હોવાનું મારે કાને આવે, ત્યાં ત્યાં જઇને હું એવો એકાદ યોદ્ધો મળી આવે તે માટેની તજવીજ કરૂં છું, પરન્તુ આજસુધી મારી તજવીજ વ્યર્થ ગઈ છે. અનેક વીરોએ મારે માટે મરવાનું વચન આપ્યું, મારા પર તેઓનો અનન્ય પ્રેમ હોવાનું મને કહ્યું, પરન્તુ મારા પર આસક્તિ નહિ રાખતાં કેવળ મિત્રતાની ખાતર જમદેવની સાથે લડવાને તૈયાર થનાર વીરનર આજસુધી મને કોઈ પણ મળ્યો નથી. છેવટે કોઇ પણ વીર પુરૂષ મને મુક્ત કરવાને મળી આવશે

એવી આશાથી આ પ્રાંતમાં પોતાનું પરાક્રમ દર્શાવનાર આ વીરોત્તમ મહારાજની છાવણીમાં હું આવીને રહી. તેમની પાસે આવીને તેમને એકાન્તમાં મળી મેં મારી ગુપ્ત, આશ્ચર્યજનક અને ભયંકર જન્મકથા કહી અને તેમણે મને પોતાની પુત્રી માનીને પોતાની પાસે રાખી. મારી વયનાં અઢાર વર્ષ પૂરાં થવાને ફક્ત આઠ જ દિવસ બાકી રહ્યા છે, એટલામાં કોઇ ભાગ્યવંત પુરૂષ જો મને મુક્ત કરશે તો ઠીક છે, અને નહિતો માત્ર મારા કારણથી કેટલા કેટલા અનર્થો થશે તેની હું અત્યારે કલ્પના પણ કરી શકતી નથી.

તોપણ હવે મારા મનમાં થોડીએક આશા ઉત્પન્ન થવાનું એક કારણ પ્રાપ્ત થયું છે. ઈશ્વરે જ એક ગુજરાતી જુવાનને એક દિવસે સાંજે વીરોત્તમ મહારાજના તંબૂમાં મોકલી આપ્યો. બીજે દિવસે સ્હવારે તે જુવાને છાવણીમાંથી જતી વખતે "તું સુખી–પૂર્ણ રીતે સુખી તો છે ના ?" એવો મને પ્રશ્ન પૂછ્યો. તે ઉપર મેં ઉલટો તેને એવો પ્રશ્ન કર્યો કે "આ જગતમાં પૂર્ણ સુખી કોણ છે ?" તે ઉપર તેણે એવું કહ્યું કે "સુંદરી ! તને દુઃખ થાય છે એવું જો મારા જાણવામાં આવશે તો તેથી મને અતિશય દુઃખ લાગશે !" તેના આવા શબ્દો સાંભળીને મારા મનને કેટલી શાન્તિ મળી હશે તે તો પરમેશ્વર જ જાણતો હશે ! તે જ વખતે તે જુવાને સ્નેહભાવ રાખવાનું મને જણાવ્યું. તે ઉપરથી મારા મનમાં એવું આવ્યું કે કદાચ એ જુવાનને હાથે જ જમદેવના હાથમાંથી મારી મુક્તિ થશે ! તે જુવાનની મેં આઠ દિવસ પહેલાં આ જ સ્થળે–આ જ બાગમાં મુલાકાત લીધી હતી, અને તેણે મને પ્રસંગ પડયો જોઇએ. તેવી મદદ કરવાનું કબૂલ કર્યું છે. અને એ યોદ્ધા બીજો કોઇ નહિ, પણ સરદાર સાહેબ ! આપ પોતેજ છો ! એમ કહીને જમની તેને પગે પડી.

---

## પ્રકરણ ૩૨ મું.

### પ્રતિજ્ઞા.

જમની એ છેવટના શબ્દો એવા ઉત્સાહપૂર્ણ સ્વરથી બોલી કે તે સાંભળીને બળવંતસિંહને તેની બહુ જ દયા આવી. તેના તરફ તે વીરશ્રીયુક્ત આનંદની દૃષ્ટિથી જોવા લાગ્યો. પહેલાં તેણે જમનીને બે–ત્રણ વાર જોઇ હતી, પણ તે વખત કરતાં આ વખતે ચંદ્રના પ્રકાશમાં બળવંતસિંહને તે વધારે સુંદર દેખાઇ ! તે તેના કૃષ્ણવર્ણ

અને તેજસ્વી વદન તરફ જોતાં જોતાં દેહભાન વિસરી ગયો અને તેથી તેણે જમનીને કેટલીક વાર સુધી કશો ઉત્તર ન આપ્યો અને પોતાના પગ પાસે તેને પડી રહેવા દીધી!

"અહો વીરશ્રેષ્ઠ સરદાર બળવંતસિંહ! તમે મને મદદ કરશોને ?" કેટલીક વાર સ્તબ્ધ રહીને જમની બોલી: "મહારાજ ! આપે મારી સાથે મિત્રતા કરી છે. મારા કલ્યાણની ઇચ્છા આપના અંતઃકરણમાં સદૈવ જાગૃત રહેશે અને પ્રસંગ પડયે જમદેવ સાથે લડવાને પણ આપ પાછળ હઠશો નહિ, એ વાત ખરીને ? આપ જે કાંઇ બોલ્યા છો—જે વચન આપ્યું છે તે માટે પાછળથી આપને કાંઈ પશ્ચાત્તાપ થતો નથીને ? આપ જે કાંઈ બોલ્યા છો, તે શૌર્યના આવેશમાં નકામો બડબડાટ તો નથી કર્યોને ? તેવું જ હોય તો મને કહી દો—હું કાંઇ તમારાપર ગુસ્સે થઇશ નહિ—પણ મારા મનની સઘળી આશાઓ હું છોડી દઇશ. ચાલો, આપણે એક બીજાની રજા લઇશું, પુનઃ એક બીજાને મળીશું જ નહિ, એટલે એક બીજાને માટે સારો–માઠો વિચાર કરવાનું કશું કારણ જ નહિ !"

"ગમે તેમ થાય, પણ હું મારો બોલ પાછો ખેંચવાનો નથી!" બળવંતસિંહ આવેશથી બોલ્યો અને તેણે જમનીને આસ્તેથી પોતાના હાથવડે પગ પાસેથી ઉઠાડીને પાસે બેસાડી. તે આગળ બોલ્યો: "જમની ! આ બળવંતસિંહને નકામાં ગપ્પાં મારવાની અને જેમ મનમાં આવ્યું તેમ બકવાની ટેવ નથી ! તારી હકીકત સાંભળ્યા પહેલાં મેં તને પૂર્ણપણે વચન આપ્યું નહોતું, પણ હવે હું તને તેવું વચન આપું છું. પહેલાં મેં તારી પાસેથી મિત્રતાની ઇચ્છા કરી હતી અને તે અમૂલ્ય બક્ષીસ તેં મને આપી હતી. હું તારા સુખને માટે બની શકતો સઘળો પ્રયત્ન કરવામાં કેદી પણ કસુર કરીશ નહિ. અમે ગુજરાતી વીરો શૌર્યનાં કાર્યોમાં એકે પગે તૈયાર જ રહીએ છીએ. આ મારી વિજયી તલવાર અને ભગવાન્ ભોળા શંભુ ઉપર ભરોસો રાખીને સાક્ષાત્ જમદેવની સાથે લડવાની આવી તક હું કદી પણ જવા દેવાનો નથી !"

"સરદાર સાહેબ ! આપ જેવા શૂરા છો, તેવા જ ઉદાર પણ છો." જમની કોમળ સ્વરે ધીમેથી બોલી: "પણ આપના એ ઔદાર્યનો લાભ મને આવી રીતે મળે એ યોગ્ય નથી. આપ શું બોલો છો, તેનો ફરીથી એક વાર પૂર્ણ રીતે વિચાર કરો. આપ આ સાહસ કરવાથી કેવા જોખમમાં–કેવા સંકટમાં આવી પડશો, તેની પૂરેપૂરી કલ્પના તો આપના મગજમાં આવી ગઈ છેને ?"

"તને હજી પણ શંકા રહેતી હોય તો હું ઇશ્વરની સાક્ષીએ એવી પ્રતિજ્ઞા કરૂં છું કે, તને મુક્ત કરવાને માટે હું સાક્ષાત્ જમદેવ સાથે યુદ્ધ કરીશ!" બળવંતસિંહ શૌર્યપૂર્વક બોલ્યો: "હે સુંદરી! તેં પોતે જો મને પ્રાર્થના કરીને મારૂં મન તે તરફ આકર્ષવાનો પ્રયત્ન કર્યો છે, તો પછી હું હવે પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાનો નથી. તો હવે કહે, એ જમ મને ક્યારે મળશે? અમારી વચ્ચે કયે સ્થળે યુદ્ધ થશે? એક વાર જ્યારે તારા કુટુંબની દુર્દશા કરી નાંખનારા એ 'જમ' ની સાથે હું યુદ્ધ કરીશ, ત્યારે જ મારા ચિત્તને વિશ્રાંતિ મળશે!"

"એ પ્રમાણે જો આપે દૃઢ નિશ્ચય જ કર્યો છે, તો હવે હું કહું છું." જમની ગંભીર વાણીથી બોલી: "જમદેવની સાથે લડવા નીકળનારો માણસ કેવો હોવો જોઇએ, એ મેં પહેલાં આપને કહ્યું નહોતું, પણ હવે કહું છું. આપ આખે શરીરે બખ્તર પહેરીને આ મહીનાની અમાવાસ્યાની મધરાત પહેલાં આપના મકાનમાંથી બહાર નીકળજો. આપે આપની સાથે એક પણ સેવક રાખવો નહિ. આપે આપના ઘોડાપર બેસીને દક્ષિણ દિશાનો માર્ગ લેવો. તે માર્ગે આપ એકાદ ઘડી પ્રવાસ કરશો એટલે ત્યાં એક મોટું વડનું ઝાડ જોવામાં આવશે. ત્યાં આગળ આપનો ઘોડો બાંધીને થોડી વાર વિશ્રાંતિ લેજો. બરોબર મધરાતે આપનો પ્રતિદ્વંદ્વી ત્યાં ઉતરી આવશે. અંધકારમાં તે ક્યાંથી આવશે તે આપના જાણવામાં આવશે નહિ. કદાચ એ યુદ્ધમાં આપનો જય ન થાય—" જમનીનો કંઠ ભરાઈ આવ્યો તેથી તે ગદ્‌ગદ્ સ્વરે બોલી: "કદાચ એ યુદ્ધમાં આપનો જય ન થાય તો—"

"તો શું?" બળવંતસિંહ બોલ્યો: "જમની! તો તેમાં તું શું કરીશ? અને મારો જય નહિ થાય એવી શંકા તને કેમ આવે છે વારૂ?"

"મહારાજ! મારી એ ભીરૂતાને માટે મને ક્ષમા કરો!" જમની દીન વાણીથી બોલી: "મારા મનમાં એવી શંકા શામાટે આવે છે તેની જ મને સમજણ પડતી નથી! કદાચ આપના ઉપરની મારી દૃઢ ભક્તિનું જ એ પરિણામ હશે! જ્યાં બહુ પ્રેમ હોય છે, ત્યાં ચિત્રવિચિત્ર કલ્પનાઓ મગજમાં આવ્યા કરે છે. મહારાજ! આપને એ યુદ્ધમાં વિજય મળે તેટલા માટે હું રોજ પરમેશ્વરની પ્રાર્થના કરતી રહીશ. કદાચ દુર્દૈવે તેમાં આપનો પરાજય થાય તો જમદેવ આપને જે કાંઇ કહે તે આપ મૌનપણે સાંભળી સહજો. તેની મરજી વિરૂદ્ધ વર્તન કરશો તો તે શું કરે તેનું કશું કહેવાય નહિ

વાય નહિ. એ યુદ્ધમાં જો આપને વિજય મળે તો તમે મને શ્મશાનમાંના દેવાલયમાં આવીને મળજો. મધરાતની વેળાએ હું ત્યાં આવીશ અને પછી બે ઘડી સુધી હું ત્યાં તમારી રાહ જોઇશ. આપને જય મળશે તો તેટલા વખતના સુમારમાં આપ ત્યાં આવશો જ. પણ એટલા વખતના આશરામાં જો તમે મને મળશો નહિ તો હું આપને શોધતી શોધતી યુદ્ધને સ્થળે આવીશ અને-પણ ઇશ્વર કરે ને એવું બને જ નહિ !"

એ પ્રમાણે સંભાષણ થયા પછી બન્ને જણાંએ એક બીજાની રજા લીધી. છૂટાં પડતાં પહેલાં ઉભયનાં નેત્રોમાંથી સ્નેહામૃત ઝરવા લાગ્યું અને એ જ દશામાં તેઓ જૂદી જૂદી દિશાએ ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૩૩ મું.

### પ્રેમપ્રસંગ.

સંગમપુર **વીરોત્તમ**ના હાથમાં આવ્યાને આઠ દિવસ વીતી ગયા. એટલા સમયમાં ત્યાંની પ્રજા ઉપર કોઇ પણ પ્રકારનો જુલ્મ કે જબરદસ્તી વાપરવામાં આવી નહોતી. ફક્ત ત્યાં ભરાએલી સરદારોની સભામાંના ત્રણ અગ્રેસર સરદારો **પ્રભૂતમલ, શૂરસેન** અને **વિજયસિંહ**ને કેદમાં પૂરવામાં આવ્યા હતા. **વીરોત્તમે** બીજા કોઇ સરદારોને શહેરમાંથી ચાલ્યા જવા સામે પ્રતિબંધ મૂક્યો નહોતો, તેથી આસપાસના મુલકમાંના સરદારો અને કિલ્લેદારો પાછા પોતપોતાને ગામ ચાલ્યા ગયા હતા.

કેદમાં રાખેલા ત્રણ સરદારોના સૈન્યો પાસેથી **વીરોત્તમે** હથિયારો ખુંચવી લીધાં હતાં અને તેઓમાંથી જેઓ પોતાની નોકરીમાં રહેવાને રાજી હતા તેઓને તેણે રાખી લઇને બીજાઓને રજા આપી દીધી હતી. તેણે કિલ્લાના રક્ષણને માટે પુષ્કળ લશ્કર રાખ્યું હતું, અને શહેરની અંદર ફીતુર કે બંડ ન જાગે તેટલા માટે ઘણા હુશિયાર સિપાઇઓને અહીં-તહીં ફરતા રાખ્યા હતા. આ વિજયથી રાજપૂતસ્થાનનો કેટલોક મુલક **વીરોત્તમ**ના હાથમાં આવ્યો હતો અને તે મુલકના સર્વ પ્રકારના રાજ્યકાર્યભારની વ્યવસ્થા હજી તેને કરવાની હતી. તે જેટલો શૂરો હતો, તેટલો જોકે રાજ્યકાર્યકુશળ નહોતો, તોપણ સાધારણ રીતે મુખ્ય મુખ્ય કાર્યો કેવાં કરવાં તેની તેને સારી પેઠે માહિતી હતી. તેનો જન્મ ક્યા કુળમાં થયો છે તેની કોઇને ખબર નહોતી, તોપણ ખરા ક્ષત્રિયના શૌર્ય-વીર્ય-ધૈર્ય ઇત્યાદિ ગુણો તેનામાં

સારા પ્રમાણુમાં હતા. સામાન્ય પ્રતિના આબરૂદાર ગૃહસ્થ પ્રમાણેનું તેનું વર્તન હોવાથી તેના પોશાકમાં કિંવા વર્તણુકમાં ડોળ કે ગર્વિષ્ઠપણું બિલકુલ નહોતું. તેને પોતાને સાદાઇ જ ગમતી હતી અને તેથી બીજાઓ પણુ સાદાઇથી વર્તે એવી તે ઇચ્છા રાખતો હતો.

હવે આપણે આપણી નજર બળવંતસિંહ તરફ ફેરવીએ. સરદારોની સભામાંથી પોતાને ઉતારે જતી વેળાએ તેને બે ચિઠ્ઠીઓ મળી હતી તેમાંની એક જમનીની હતી જેમાંની સૂચના પ્રમાણે તે તેને મળી ચૂક્યો હતો. બીજી ચિઠ્ઠી લતિકાદેવીની હતી. તેણે તે ચિઠ્ઠીમં શહેરના દક્ષિણુ દિશાના દરવાજા પાસે પોતાની મુલાકાત લેવા વિષે સૂચના કરી હતી. તે પ્રમાણે તે તેની મુલાકાત લેવાને નીકળ્યો હતો. તે જોકે તે તરફ જતો હતો ખરો, તોપણુ તેના મનમાં થોડી ઉદ્વિગ્નતા પ્રસરેલી હતી. તે બહુ જ ધીમે ધીમે ડગલાં ભરતો હતો. સમય સંધ્યાનો હોવાથી પવન મધુરો વાઇ રહ્યો હતો અને સૃષ્ટિસૌંદર્ય પણુ ઉત્તમ ખીલી નીકળ્યું હતું, છતાં તે તરફ બળવંતસિંહનું ધ્યાન બિલકુલ આકર્ષાયું નહિ.

તે સંકેતસ્થળે જઇ પહોંચતાં જ મંજુલ નુપૂરરવ તેના કાને પડ્યો, અને લતિકાદેવીનું પ્રફુલ્લિત વદનકમળ તેની દૃષ્ટિએ પડ્યું. તે સુંદરી નજીક આવતાં જ બળવંતસિંહે આનંદ અને સન્માનપૂર્વક તેના તરફ જોયું. લતિકાદેવી સ્મિત કરીને બોલી: "સરદાર સાહેબ! આપણા મેળાપમો યોગ મેં આવી રીતે મેળવી દીધો, તે માટે આપના મનમાં કાંઇ અંદેશો તો નહિ ઉત્પન્ન થયો હોય તે માટે મને ખાત્રી છે. હું પહેલી મુલાકાતની વેળાએ આપને છોડીને એકાએક ચાલી ગઈ, તે માટે આપને આશ્ચર્ય ઉત્પન્ન થયું હશે. હું આજે ખાસ તે વાતનો ખુલાસો કરવાને જ આપની પાસે આવી છું."

"લતિકાદેવી! તે દિવસે તું એકાએક મારી પાસેથી ચાલી ગઈ, તેથી મને એવું લાગ્યું કે કદાચ મારાથી તારૂં કોઇ તરેહનું અપમાન થઇ ગયું હશે. પણુ જો કાંઇ અપરાધ મારા હાથે થઇ ગયો હોય તો તે ભૂલથી જ થયો હશે એવું હું ઇશ્વરના સોગંદ લઇને કહું છું." બળવંતસિંહ તેના તરફ નમ્રતાથી જોઇ રહીને બોલ્યો.

"સરદાર સાહેબ! આપે કશો અપરાધ કર્યો નથી, કિંવા મારૂં અપમાન પણુ થયું નથી." લતિકાદેવી સ્મિત કરતી બોલી: "હું મારી સર્વ હકીકત કહું છું, તે સાંભળી લીધા પછી હું એકાએક કેમ ચાલી ગઇ તેનું કારણુ આપના સમજવામાં આવશે. મારી બ્હેને પોતાની હકીકત તો આપને કહેલી છે. અમે બન્ને જણીઓ નાની વયમાં

સાથે જ ઉછરી હોવાથી અમારી બન્નેની હકીકતમાં ઝાઝો તફાવત નથી. ફક્ત હું સાધ્વી બનીને મઠમાં રહેવા લાગી ત્યારથી લગભગ ત્રણ વર્ષ સુધી અમે બન્ને બહેનો બહુધા એક બીજીથી અલગ રહેતી હતી. મારી બ્હેનની અને મારી જન્મકથા કેટલી ભયંકર અને ચમત્કારિક છે તે આપે સાંભળી જ છે. તે ઉપરથી આપ સમજી શક્યા હશો કે અમે બ્હેનો બીજી કુમારિકાઓ પ્રમાણે સામાન્ય નથી પરન્તુ અત્યંત વિલક્ષણ છીએ, અને અમારાં ચરિત્રો અત્યંત ગૂઢ છે. અમે આમ સ્વચ્છંદે કેમ વર્તીએ છીએ તે સંબંધે હવે આપને બિલકુલ આશ્ચર્ય લાગશે નહિ."

"જોકે તમે સ્વચ્છંદે વર્તો છો, તોપણ તમે તમારા કુળ–શીલને બટ્ટો નહિ જ લગાડો, એવી મને મારૂં મન ખાત્રી આપે છે. હું તમારા સંબંધે જેમ જેમ વધુ વિચાર કરૂં છું તેમ તેમ તમારૂં ચરિત્ર મને વધારે ને વધારે આશ્ચર્યકારક લાગે છે." બળવતસિંહ બોલ્યો.

"વારૂ, મારી બ્હેને આપને કહ્યું કે હું એક મઠમાં સાધ્વીઓ પાસે રહેતી હતી, તે તો આપને સાંભરતું જ હશે. હું ત્યાં જઇને રહી ખરી, પરન્તુ ત્યાં ચાલતો અનાચાર જોઇને મારૂં મન તદ્દન કંટાળી ગયું. મઠમાં હું રહેતી હતી ત્યારે હું પોતે ઇશ્વરભક્તિ અત્યંત પ્રેમથી કરતી હતી અને પૂજન–અર્ચન, વ્રત–ઉપવાસ વગેરેમાં જ સદા–સર્વદા નિમગ્ન રહેતી હતી; પણ એક દિવસ મને એક વિચિત્ર સ્વપ્નું આવ્યું, અને તેથી મેં તે મઠમાંથી બહાર નીકળી જવાનો વિચાર કર્યો." એ પ્રમાણે પોતાની હકીકત કહેતાં કહેતાં લતિકાદેવી એકદમ અટકી ગઈ અને તે શૂરવીર યોદ્ધાના મન ઉપર પોતાના ભાષણનું કેવું પરિણામ થાય છે તે જોવાને માટે તે તેના મુખ તરફ તાકી રહી. પોતાના ભાષણથી તેનું ધ્યાન સારી રીતે આકર્ષાયું છે એવું જણાતાં તેને અત્યંત આનંદ થયો અને તે આગળ બોલીઃ "મહારાજ! આપ મારો વૃત્તાંત ધ્યાનપૂર્વક સાંભળો છો એ જોઇને મને બહુ જ આનંદ થાય છે. મને જે વિલક્ષણ સ્વપ્નું આવ્યું હતું તે મને અત્યારે સારી રીતે સાંભરે છે. હું જે ઓરડીમાં સૂતી હતી, તેમાં જોકે સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો, તોપણ એક તિલકચાંદરણાનો આછો પ્રકાશ તેમાં પડતો હતો. તેના તરફ જોતાં જોતાં મારી આંખ મળી ગઇ. જોતજોતાંમાં તે પ્રકાશનાં કિરણોમાંથી એક શ્વેત વસ્ત્રધારી કોઇ તપસ્વી પ્રકટ થયો. તેને જોઇને હું બીધી નહિ. તે મારી પાસે આવ્યો અને મારી પીઠપર સ્નેહપૂર્વક હાથ ફેરવીને બોલ્યોઃ "પુત્રી! તેં પૂરાં ત્રણ વર્ષ આ સ્થળે ગાળ્યાં. તારૂં પવિત્ર આચરણ જોઈ ને

હું બહુ જ સંતુષ્ટ થયો છું, તેથી હું તને એક તારા કલ્યાણની વાત કહું છું તે બરાબર સાંભળી લે. તારે હાથે આ જગતમાં મોટાં મોટાં વિલક્ષણ કાર્યો થવાનાં છે. અનેક પ્રકારના સંસારસુખનો તને લાભ થવાનો છે. માટે તું જા, તારી બ્હેનની સાથે રહે! કેટલાક દિવસ પછી કોઇ એક વીર પુરૂષ તને મળશે અને તે તને સુખી કરશે!"

લતિકાદેવી પુનઃ અટકી અને બળવંતસિંહ તરફ જોઈ રહી, તો તેને જણાયું કે તે કાંઇક વિચારમાં નિમગ્ન થઇ રહ્યો છે; તે જોઇને તે બોલીઃ "ઓ પ્રભુ! આપને મારા પર ગુસ્સો આવ્યો કે શું?"

"નહિ નહિ, એમાં ગુસ્સો શાનો?" બળવંતસિંહ સ્મિત કરીને બોલ્યોઃ "હું કાંઇ બીજા જ વિચારમાં હતો. તે હું તને પછીથી કહીશ."

"અહો વીરશ્રેષ્ઠ! આપણી પહેલી મુલાકાત કેવી સ્થિતિમાં થઇ, તે આપને સાંભરે છે કે? આપે મને પેલા ઘોર પ્રસંગમાંથી મુક્ત કર્યા પછી મારા પુનઃ મેળાપની આપે માંગણી કરી હતી, અને તે પ્રમાણે હું પહેલાં દક્ષિણ દિશાના દરવાજા પાસે આપને મળી હતી. તે દિવસે મારી અને આપની વચ્ચે શી વાતચીત થઇ હતી, પણ તે આપને સાંભરતી હશે!"

"હા, તે સઘળું મને સાંભરે છે." બળવંતસિંહ લજ્જિત થઇને બોલ્યોઃ "તે વખતે હું એટલો મોહિત થઈ ગયો હતો કે તારો મેળાપ પુનઃ પુનઃ થાય એવી મારા મનમાં ઇચ્છા થવા લાગી હતી."

"હું જ્યારે અહીંથી ચાલી ગઇ, ત્યારે આપ મને થોડો વધારે વખત અહીં રહેવાને માટે આગ્રહ કરતા હતા." લતિકાદેવી બોલીઃ "પણ મારા મનમાં તે વખતે કાંઇ બીજો જ વિચાર ઉત્પન્ન થયો. પેલા દેવાલયમાંના પ્રસંગનું મને તે વખતે સ્મરણ થયું. તેમજ સ્વપ્નમાં દેખાએલા તપસ્વીએ જે વીર પુરૂષ મને મળીને દુઃખમાંથી મુક્ત કરશે એવું કહ્યું હતું, તે વીર પુરૂષ આપ પોતે તો નહિ હો, એવી શંકા મારા મનમાં આવવાથી હું કેવળ ગુંચવાઇ ગઈ હતી! આપની પાસે ઉભા રહેવાની પણ મને શરમ આવવા લાગી એટલે હું તે વખતે અહીંથી નાસી ગઇ! હું તે દિવસે એકાએક કેમ ચાલી ગઇ, તેનું કારણ આપને જણાવવાને જ મેં આજે આપની ખાસ મુલાકાત લેવાનું વાજબી માન્યું. મેં આજે આપને શામાટે બોલાવ્યા તેનું કારણ હવે આપ સમજી ગયા હશો."

પોતાના ચિત્તમાં ઉત્પન્ન થએલી ગુંચવણ છુપાવતાં બળવંતસિંહ

બોલ્યો: "સુંદરી! તે વીર પુરૂષ હું જ હોઇશ, એવું શું તને ખરેખર જ લાગે છે?"

"પહેલા મેળાપ વખતે કાંઇ મને તેવું લાગ્યું નહોતું, પણ બીજા મેળાપ વખતે મારા મનમાં તેવું આવવા લાગ્યું, અને તે વખતથી આપની મૂર્તિ મારા મનમાંથી કદાપિ દૂર થતી નથી." લતિકાદેવી શરમાતી શરમાતી બોલી.

બળવંતસિંહ કિંચિત્ દિલગીર થઇને બોલ્યો: "લતિકા! એ તારી ઇચ્છા—એ તારા મનની સ્થિતિ જો પહેલેથી જ મારા સમજવામાં આવી હોત તો વધારે સારૂં હતું. બીજા મેળાપ વખતે તો હું કાંઈ એટલો બધો ગુંચવાઇ ગયો હતો કે, તેથી—"

"તેથી શું?" લતિકાદેવી અધીરી થઇને બોલી.

"હું તે વખતે શું બોલતો હતો તેનું મને ભાન નહોતું." બળવંતસિંહ ઉદ્વેગપૂર્વક બોલ્યો: "સુંદરી! તેં મારામાં તારૂં મન પરોવ્યું ખરૂં, પણ તેનો બદલો માત્ર મારી તરફથી મળે એ શક્ય નથી, કારણકે મારૂં મન અન્ય સ્થળે પરોવાયું છે!"

લતિકા દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બોલી: "આવા વીરશ્રેષ્ઠનું મન જીતી લેનારી એવી ભાગ્યવતી બીજી કોણ હશે વારૂ? જો એ વાત ગુપ્ત રાખવા જેવી ન હોય, તો તેનું નામ સાંભળવાની મને ઉત્કંઠા હોય એ સહજ છે."

બળવંતસિંહ બોલ્યો: "તેનું નામ ગુપ્ત રાખ્યા છતાં તે તારા જાણવામાં આવ્યા વિના રહેશે નહિ જ. તેટલા માટે હું પોતે જ તે સ્પષ્ટ રીતે કહી દઉં તે વધારે સારૂં. તારી બહેન જમતીએ જ મારૂં મન હરણ કરી લીધું છે." બળવંતસિંહ તેના તરફ કિંચિત્ નમ્ર ભાવથી અને આશાપૂર્ણ દૃષ્ટિથી જોતાં બોલ્યો: "સ્ત્રીસ્વભાવને અનુસરીને તું તેની ઈર્ષ્યા કરીશ નહિ, એવી હું તારી પાસેથી યાચના કરૂં છું."

લતિકાદેવી હસીને બોલી: "મહારાજ! એ આપની શંકા વ્યર્થ છે. ઇશ્વરનો યોગ કાંઇ વિલક્ષણ છે! આપે તેને જમદેવના પાશમાંથી મુક્ત કરવા માટે જમદેવની સાથે લડવાનું કબુલ કર્યું છે ને? ઇશ્વર કરે ને તે યુદ્ધમાં આપને વિજય મળે!"

"પણ આ વાત તું જમનીને કહેતી નહિ, હોં." બળવંતસિંહે વિનતિ કરતો હોય તેવા સ્વરે કહ્યું.

"તે માટે આપે જરા પણ ચિંતા રાખવી નહિ." અનેક પ્રકારના મનોવિકાર જાગૃત થવાથી ગભરાઇ ગએલી લતિકાદેવી બોલી:

"મારું સ્વપ્ન જોકે અત્યારને પ્રસંગે ખરું પડતું નથી, તોપણ મારી બ્હેન દુઃખમુક્ત થશે એ સાંભળીને મને બહુ જ આનંદ થાય છે! આજસુધી અમે બન્ને બ્હેનો વચ્ચે કશીએ ગુપ્ત વાતો નહોતી, તથાપિ જો આપની તેવી જ ઇચ્છા હશે તો હું આ વાત તેનાથી ગુપ્ત રાખીશ." લલિતકાદેવી કાંઇક હળવા અને દુઃખયુક્ત સ્વરે બોલી: "હવે આપના તરફ વધારે વખત જોઇ રહેવું કિંવા આપની સાથે વાતચીત કરવી એ યોગ્ય નથી. જમનીને માટે આપ જે યુદ્ધ કરવાના છો, તેમાં આપને વિજય મળો!"

તે સુંદરીના એ છેવટના શબ્દો કાને પડતાં બળવંતસિંહ સમજી ગયો કે તે હવે પોતાની પાસેથી ચાલી જાય છે. ક્ષીણ થએલા ચંદ્રપ્રકાશમાં તે તેના તરફ જોવા લાગ્યો, તો તે નજીકની વૃક્ષાવલિ તરફ જાય છે એવું તેના જોવામાં આવ્યું. તે તેની પાછળ ત્યાં જઇ પહોંચે તે પહેલાં તો તે અદશ્ય થઈ ગઈ. પછી બળવંતસિંહ ધીમે ધીમે શહેરમાં પાછો આવ્યો.

ઉતારામાં આવી પહોંચતાં જ તેણે પોતાના બન્ને સેવકોને બોલાવ્યા અને કહ્યું: "રાજકન્યા ચંદ્રપ્રભા પોતાના હાથમાં આવે એવી સરદાર વીરોત્તમની પ્રબળ ઇચ્છા છે, એ તમને ખબર છે; પરન્તુ તે તેના હાથમાં આવે તે ઠીક નહિ; આપણે જ તેને શોધી કાઢીને સુરક્ષિત સ્થળે રાખવાનો યત્ન કરવો જોઇએ. રાજકન્યા ક્યાંક આટલામાં જ ગુપ્ત રહે છે એ નક્કી છે, માટે તમે તેનું રહેવાનું સ્થળ શોધી કાઢવાનો પ્રયત્ન કરો. જેમના હાથમાં અત્યારે રાજકન્યા રહેલી છે તે લોકો ભારે ચતુર છે. તેમની શક્તિ ઘણી પ્રચંડ છે અને તેમનાં સાધનો પણ વિલક્ષણ છે; તેટલા માટે આ જોખમનું કામ મોટી દક્ષતાથી કરજો. આ કામ જો તમે પાર પાડશો તો તેનો બદલો તમને ઘણો સારો મળશે."

બન્ને સેવકોએ તેની આ આજ્ઞા માન્ય કરી અને તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. પછી બળવંતસિંહ એકાંતમાં ગુર્જરાધિપતિને કાંઈ મહત્ત્વના પત્રો લખવાના કામમાં પડ્યો.

---

## પ્રકરણ ૩૪ મું.

### જમની તરફનો યોદ્ધો.

છેવટે અમાવાસ્યાનો દિવસ આવી પહોંચ્યો.

ગાઢ અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો હતો અને પવન પણ ભારે જોરથી વાઈ રહ્યો હતો. જંગમપુરના દક્ષિણ દિશાના દરવાજાના

પહેરેગીરો બદલાતા હતા, કારણકે તે વખતે બાર ઘડી રાત થઇ ગઇ હતી. એ વેળાએ બળવંતસિંહ ઘોડાપર સ્વાર થઇને શહેરની બહાર જવાને દરવાજા પાસે આવ્યો અને પહેરેગીરે તેને અટકાવ્યો, કારણકે મોડી રાત્રે ખાસ વીરોત્તમની સહીનો પરવાનો હોયા વિના કોઇને પણ શહેરની બહાર જવાનો હુકમ નહોતો.

પોતાને શહેરની બહાર જતાં આવી રીતે અટકાવવામાં આવશે, એ બળવંતસિંહ જાણતો જ હતો. તેણે પોતાના હાથપરના લોખંડના બખ્તરનો થોડો ભાગ જરા ખસેડયો અને આંગળીમાંની ચકચકીત હીરાની વીંટી પહેરેગીરને બતાવી. વાચકને સાંભરતું હશે કે એ જ વીંટી બળવંતસિંહને પૂર્વે જંગલમાંના પડાવ વખતની મુલાકાતને પ્રસંગે વીરોત્તમે ખાસ આપી હતી. વીંટી નજરે પડતાં જ પહેરેગીરે વિનયપૂર્વક બળવંતસિંહને નમન કર્યું અને બહાર ચાલ્યા જવાની પરવાનગી આપી. બળવંતસિંહે પોતાનું બખ્તર પુનઃ સમું કર્યું અને તે દરવાજા વાટે બહાર ચાલ્યો ગયો.

જમનીએ તેને સૂચવ્યો હતો તે માર્ગે તે બરાબર ચાલવા લાગ્યો. ઘોડો એકસરખી ગતિથી ચાલતો હોવાથી તેના ડાબલાનો અવાજ એકસરખો થતો હતો અને તે રાત્રિની શાંતિને ભંગ કરતો માલૂમ પડતો હતો. શહેર અને તેની આસપાસના પરાનો ભાગ પૂરો કરીને હવે બળવંતસિંહ ખુલ્લી જગ્યામાં આવી પહોંચ્યો, એટલે પવન ઘણો જોસબંધ વાતો હોય એવો તેને અનુભવ થયો; છતાં બિલકુલ ભય પામ્યા વિના તેણે ધીમે ધીમે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો. તેણે આખે શરીરે લોખંડનું બખ્તર પહેર્યું હતું અને માથા ઉપર ટોપ પણ પહેર્યો હતો, તોપણ એટલા બધા બોજાથી તેના ઘોડાને ભાર પડતો જણાતો નહોતો. બળવંતસિંહનો ઘોડો જાતવંત હતો તેવો જ બળવાન પણ હતો. જમણા હાથમાં બળવંતસિંહે એક મોટો ભાલો પકડેલો હતો અને ડાબા હાથમાં ઘોડાની લગામ પકડી રાખી હતી. પ્રાણ કરતાં પણ પ્રિય તલવારને તેણે પોતાની ડાબી બાજુએ લટકાવી હતી. એ પ્રમાણે અસ્ત્રશસ્ત્ર સજીને બળવંતસિંહ સાક્ષાત્ જમદેવની સાથે લડવાને સંગમપુરની દક્ષિણ દિશાએ ચાલ્યો જતો હતો.

આવા પ્રકારના વિલક્ષણ દ્વંદ્વ યુદ્ધને યોગ્ય રાત્રિ પણ બહુ ભયંકર હતી. મૂળે જ અમાવાસ્યાની રાત્રિ, વળી સપાટાબંધ વાતો પવન, શહેરની દક્ષિણ દિશાએ આવેલી સ્મશાન પાસેની જગ્યા, લગભગ મધરાતનો સમય, સ્મશાનમાંના અર્ધદગ્ધ મુડદાંઓમાંથી સેકાએલું માંસ ખાતાં કોહલાંઓની બૂમો, મુડદાંઓના હાડકાંમાંથી નીકળતા ફોસફોરસને લીધે એકાએક સળગી ઉઠતા ભડકાઓ, ચોપાસ ફેલાએલી દુર્ગંધ, એ

સઘળા સંયોગોની એકત્ર સંધિથી તે રાત્રિ અત્યંત ભયંકર દેખાતી હતી. અનેક પ્રકારનાં ક્રૂર કૃત્યોને માટે આ કરતાં વધારે અનુકૂળ સમય અને સ્થળ બીજું ભાગ્યે જ કોઇ મળી શકે. ધાડપાડુઓએ લૂંટીને આણેલા માલની વહેંચણી કરવાનો વખત આ જ હતો અને ખૂનીઓએ ખૂનો કર્યા પછી મરનારનાં મુડદાંઓને ગુપચુપ દાટી દેવાનો સમય પણ આ જ હતો ! રાક્ષસી કૃત્યો કરનારાઓના ઇપ્સિતાર્થો પૂરા કરવાને જ શું આવી રાત્રિઓ પ્રભુએ નિર્માણ કરી હશે ?

આવે વખતે બળવંતસિંહ ઘોડા ઉપર સ્વાર થઇને પોતાની પ્રિયતમાને માટે પ્રત્યક્ષ જમદેવની સાથે લડવાને જતો હતો. તેની આંખોની સામે જમનીની મૂર્તિ તરવરી રહી હતી; જાણે કે અત્યારે જમની શ્રી અંબિકા માતાની સમક્ષ હાથ જોડીને બેઠી હોય, તેના સુંદર વદનકમળપર દેવાલયમાં મંદ મંદ બળતા દીવાનો પ્રકાશ પડી રહ્યો હોય, ઉત્કંઠાને લીધે તેના ગાલ ઉપર લાલી ચડી આવી હોય, સોનાની ઘંટડીના મધુર નિનાદ સરખા મંજુલ સ્વરે તે દેવીનું સ્તવન કરી રહી હોય અને પોતાને વિજય મળે માટે તે દેવીની ભક્તિપૂર્વક પ્રાર્થના કરતી હોય, એવા મનોરમ દસ્યનો બળવંતસિંહને ભાસ થયો.

જમનીને માટે પોતે કેવડું સાહસ કરવાને તૈયાર થયો છે, એ વિચાર પુનઃ તેના મનમાં આવ્યો. જમદેવની સાથે યુદ્ધ કરવાનો સમય નજીક આવી પહોંચ્યો. જમ ક્યાંથી આવીને પોતાપર હલ્લો કરશે, પાછળથી આવશે કે બાજુએથી આવશે, એવી કલ્પનાથી તેણે એક વાર ચારે દિશાઓમાં નજર કરી. કદાચ તે આકાશમાંથી તો નહિ ઉતરી આવે ? એવી કલ્પના થવાથી એક વાર તેણે ઉંચે પણ જોયું, પરંતુ અમાવાસ્યાના અંધકારમાં ચમકતા કરોડો તારા સિવાય બીજું કશું તેના જોવામાં આવ્યું નહિ !

હજી પોતાનો પ્રતિસ્પર્ધી આવી પહોંચવાનો વખત થયો નહિ હોય, એવું બળવંતસિંહના મનમાં આવતાં જ પુનઃ તેની ચિત્તવૃત્તિ જમની તરફ આકર્ષાઇ. તેના ઉપરના પ્રેમને માટે પોતે આ સાહસ કરવાને પ્રવૃત્ત થયો છે, એવું મનમાં આવતાં બળવંતસિંહને બહુ જ આનંદ થયો. એ પ્રમાણે તે સુંદરીનું સ્મરણ કરતો અને એ યુદ્ધમાં પોતાને વિજય મળે એવી પ્રભુપ્રાર્થના કરતો તે પોતાના ઘોડાને ધીમે ધીમે ચલાવતો હતો.

તે શહેરથી ઘણે દૂર પહોંચી ગયો હતો. ત્યાં આગળ ઝાડી બહુ ગીચ ન હોવાથી અંધકાર જરા આછો હતો. પ્રત્યેક વૃક્ષ બીજા વૃક્ષથી વેગળું છે એવું સ્પષ્ટ જોઇ શકાતું હતું. ઘોડાના શરીર ઉપર આકાશનું પ્રતિબિંબ પડવાથી તે પણ સારી રીતે દેખાતો હતો. બળવંતસિંહના

બખ્તર ઉપર પણ તારાનું પ્રતિબિંબ પડવાથી તે ચમકવા લાગ્યું હતું.

જમનીએ જે વડનું ઝાડ કહ્યું હતું તે દેખાવા લાગ્યું. તે મુખ્ય રસ્તાથી કેટલેક દૂર એક બાજુપર આવેલું હતું. તે વડના ઝાડની પાસે થઇને એક પાણીનો વહેળો વહેતો હતો અને તેનો ખળખળ ધ્વનિ ત્યાં આગળથી સંભળાતો હતો. એ વહેળાને ઉતરવા માટે એક પૂલ બાંધેલો હતો, પરન્તુ જ્યારે વહેળામાં બહુ પાણી હોતું નહિ, ત્યારે પૂલ ઉપરથી જવાને બદલે લોકો વહેળાના પટમાં જ પાણી ડખોળતા ચાલતા અને એ જ વડના ઝાડ પાસેથી ઉતરતા. થાકીને લોથપોથ થઇ ગએલા પ્રવાસીઓ વહેળાનું ઠંડુ પાણી પીને ઘડીભર વડ નીચે આરામ લઈ પુનઃ આગળ પોતાનો પ્રવાસ ચાલુ કરતા. આ કારણથી એ વડના ઝાડ નીચે એક વિસ્તીર્ણ અને સ્વચ્છ પટાંગણ બની ગએલું હતું.

કૃત્તિકાનાં નક્ષત્રોનું આકાશમાં દર્શન થયાને કેટલીક વાર થઈ હતી, એ ઉપરથી બળવંતસિંહ સમજ્યો કે મધરાત થઈ ગઇ હોવી જોઇએ. તે પોતાના ઘોડાપરથી નીચે ઉતર્યો અને વહેળાપર ગયો. ત્યાં એક વાર હાથપગ ધોઇને તે પાછો વડના ઝાડ નીચે આવ્યો. તેણે તે પવિત્ર વટવૃક્ષને પ્રદક્ષિણા કરી અને યુદ્ધમાં વિજયપ્રાપ્તિ થવા માટે હસ્તદ્વય જોડીને પ્રભુની પ્રાર્થના કરી.

પછી તે પાછો પોતાના ઘોડાની પાસે આવ્યો. તેની પીઠ થાબડીને તેણે તેનો તંગ મજબૂત કર્યો, તેના ઉપરનો સામાન બરાબર કર્યો અને પોતાનાં હથિયારો એક વાર તપાસી જોઇને પુનઃ ઘોડા ઉપર સ્વારી કરી. તલવારને મ્યાનમાંથી તુરત જ બહાર ખેંચી કાઢી શકાય તેટલા માટે તેની મૂઠને મ્યાનથી છોડી નાંખી અને ભાલો હાથમાં રાખીને તે હવે પોતાના પ્રતિસ્પર્ધીની રાહ જોતો ઉભો.

આ પ્રમાણે તે સજ્જ થયો એટલામાં તો ઘોડાના ડાબલાનો અવાજ તેને કાને પડ્યો. ઉત્તરોત્તર તે અવાજ વધારે નજીક સંભળાવા લાગ્યો, અને થોડી વારમાં કાજળના જેવું કાળું બખ્તર પહેરેલો અને કાળા જ અશ્વ ઉપર સ્વાર થએલો કાળપુરૂષ–જમદેવ અંધકારમાંથી આગળ આવ્યો.

વિચાર કરવાને એક પળનો પણ વિલંબ નહિ કરતાં બળવંતસિંહે પોતાનો ભાલો પોતાના પ્રતિસ્પર્ધી ઉપર ઉગામ્યો અને તે જમદેવે પણ તેટલી જ ચપળતા વાપરીને બળવંતસિંહના ભાલાની અણી સાથે પોતાના ભાલાની અણીનું ઘર્ષણ કર્યું ! એ પ્રમાણે પહેલી સલામી થયા બાદ તે બન્ને કુશળ યોદ્ધાઓ પોતપોતાના પ્રતિસ્પર્ધીને ભાલાના તીક્ષ્ણ પ્રહાર કરવાને લક્ષપૂર્વક યત્ન કરવા લાગ્યા.

# પ્રકરણ ૩૫ મું.

## અણધાર્યો મેળાપ.

બન્ને યોદ્ધાઓ વચ્ચે ખરેખરૂં ભીષણ યુદ્ધ મચ્યું. તેમના ચકચકિત ભાલા એક બીજાની સાથે અફળાવાથી તેમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. બળવાન ઘોડાઓની ખરીઓ વાગવાથી જાણે કે હમણાં પૃથ્વીના બે ભાગ થઈ જશે કે શું એવું લાગવા માંડયું અને યોદ્ધાઓની ભયંકર ગર્જનાથી તથા તેના પ્રતિધ્વનિથી આસપાસનો પ્રદેશ ગાજી ઉઠયો !

બન્ને યોદ્ધાઓ ખરેખરા આવેશથી યુદ્ધ કરતા હોવાથી તેમનું યુદ્ધ વધારે વખત ચાલ્યું નહિ. બળવંતસિંહે પ્રતિસ્પર્ધાની છાતી ઉપર બરાબર તાકીને પોતાનો ભાલો ફેંક્યો, પરંતુ એટલામાં પ્રતિપક્ષીએ ભારે ચપળતા વાપરીને તે પ્રહાર ચુકાવી દીધો અને બરાબર લાગ મેળવી તલવારના ફટકાવડે બળવંતસિંહના ભાલાના બે ટુકડા કરી નાંખ્યા ! પોતાનો ભાલો નિરૂપયોગી થયો એ જોતાં જ બળવંતસિંહે તલવારપર હાથ નાંખ્યો, એટલામાં તો જયદેવે પોતાના ઘોડાને તેના ઘોડા સામે ચલાવીને તેની છાતીમાં એક જબરદસ્ત ધક્કો માર્યો, અને તે સાથે જ બળવંતસિંહ નિઃશસ્ત્ર થઇને ઘોડા ઉપરથી નીચે પડી ગયો !

એ પ્રમાણે જયની તરફનો યોદ્ધો ખરે વખતે નિઃશસ્ત્ર બની ગયો ! તેના ભાલાએ તેને દગો દીધો હતો અને તલવારનો ઉપયોગ કરવાનો તો અવકાશ જ તે મેળવી શક્યો નહિ જેથી શૌર્ય અને યુદ્ધ-કૌશલ્ય બતાવવાની તક પણ તેને મળી નહિ અને જમીનપર પડી જવાથી તે મૂર્છિત થઈ ગયો. તેનો ઘોડો ભડકીને મોટા વેગથી ત્યાંથી નાસી છૂટી અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. એટલામાં વિજયી થએલો જયદેવ એકદમ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેણે પહેલાં તો બળવંતસિંહનો ટોપ કાઢી નાંખ્યો તથા તેના બખ્તરના બંધ જરા ઢીલા કર્યા. તેમ કરવાથી શીતળ વાયુના સ્પર્શે કરીને તેની મૂર્છા નષ્ટ થવા લાગી અને તે પોતાનાં નેત્રો ઉઘાડીને ચોમેર જોવા લાગ્યો. પછી જયદેવે પોતાના ઘોડાના તોબરામાંથી એક નાની શીશી બહાર કાઢી અને તેમાંનો કાંઇક પાતળો પદાર્થ બળવંતસિંહના મ્હોંમાં નાંખ્યો, તેથી બળવંતસિંહ થોડીએક ક્ષણોમાં હુશિયારીમાં આવી ગયો. પોતે અત્યારે કેવી સ્થિતિમાં આવી પડેલો છે એ તેના ધ્યાનમાં આવી ગયું. ખરે વખતે હથિયારોએ પોતાને દગો દીધો અને યુદ્ધમાં પોતાની હાર થઇ એવું સ્મરણ થતાં જ તેને લજ્જા આવવા લાગી અને હવે જયદેવ પોતાને શું કરશે તે માટે તેને વિચાર થવા લાગ્યો.

જમનીએ તેને કહેલા શબ્દો તેને સાંભરતા હતા કે "આપનો કદાચ પરાજય થાય, તો જમદેવ આપને જે કાંઇ કહે તે આપ મૌનપણે સાંભળી રાખજો, તેની મરજી વિરૂદ્ધ વર્તન કરશો તો તે શું કરે અને શું ન કરે તેનું કશું ઠેકાણું કહેવાય નહિ !" જમદેવ અત્યારે બળવંતસિંહની છાતી ઉપર ચડી બેઠો હતો. તેણે પોતાનો જમણો પગ બળવંતસિંહની તલવારપર ટેકાવી રાખ્યો હતો અને ડાબો પગ તેના જમણા હાથ ઉપર રાખ્યો હતો, તેથી બળવંતસિંહ પોતાના પ્રતિસ્પર્ધીને ઉલટાવી પાડે એ પણ શક્ય નહોતું. જમદેવે પોતાના મસ્તક ઉપરનો ટોપ દૂર કર્યો નહોતો, તેથી તેનું સ્વરૂપ બળવંતસિંહ જોઈ શક્યો નહિ.

એવી સ્થિતિમાં એક-બે પળો વ્યતીત થઇ ગઇ એટલે અતિશય ગંભીર સ્વરે જમદેવ બોલ્યો: "અરે શૂર યોદ્ધા! તું હવે પૂર્ણ રીતે મારા તાબામાં આવી ગયો છે અને આ બનાવના કારણરૂપ પણ તું પોતે જ છે. પોતાની યુદ્ધકુશળતા ઉપર વિશ્વાસ રાખીને તું મને જેવાતેવા મૃત્યુલોકના માનવી જેવો સમજ્યો છે. જેનો એક હથિયાર તરીકે ઉપયોગ કરીને હું અનેક તરૂણ પુરૂષોનું બળિદાન લેવાનો છું, તે જમનીને છોડાવવવાને તું યુદ્ધ કરવાને તૈયાર થયો ખરો, પણ આ યુદ્ધમાં તું કેવળ નિરપેક્ષવૃત્તિથી-કેવળ ઉદારતાથી વર્ત્યો નથી, પરન્તુ તેના પ્રેમપાશમાં બદ્ધ થવાથી તું યુદ્ધ કરવાને બહાર પડયો છે અને તેથી જ તારો પરાજય થયો છે. પ્રેમ ગમે તેટલો શુદ્ધ હોય તોપણ તેમાં સ્વાર્થ તો રહેલો હોય છે જ, અને તેથી જ તારા ઔદાર્યને કલંક લાગ્યું છે! ખરી મિત્રતા-ખરો સ્નેહભાવ તમે મૃત્યુલોકનાં માનવીઓમાં દુર્લભ જ હોય છે. તું જો કેવળ મિત્રબુદ્ધિથી લડવાને આવ્યો હોત તો તેમાં તારો વિજય જ થયો હોત! જન્મતાંની સાથે જ મેં મારી તે પુત્રીને સુંદર બનાવી, તેનું કારણ પણ એ જ હતું કે તેનું સ્વરૂપ જોઇને પ્રેક્ષકના મનમાં તેને માટે પ્રેમ ઉત્પન્ન થાય; એટલે તેને ખરો મિત્ર મળે નહિ, અને તે મારા પાશમાંથી મુક્ત પણ થઇ શકે નહિ!"

"ત્યારે પછી શું મારો સર્વાંશે નાશ જ થવાનો?" બળવંતસિંહ જરા મ્હોં ફેરવીને બોલ્યો.

"ના, હજી થોડી આશા રહેલી છે. તારા જેવો વીર પુરૂષ મળવો મુશ્કેલ છે. તારો પરાજય તારાં હથિયારોએ કરાવ્યો છે, નહિ-તો તારા શૌર્યને હું પિછાણું છું. તારા ધૈર્ય ઉપર પ્રસન્ન થઇને હું તને કેટલીક શરતો ઉપર મુક્ત કરવાનો છું. તે શરતો તું કબૂલ કરીશ, એટલે તેં તારી મેળે બોલાવેલા જમદેવના પંજામાંથી તું છૂટીશ, અને જમનીને

પણ મારા પંજામાંથી છોડાવી શકીશ." જમદેવે કહ્યું.

"બોલ, તેં કઇ શરતો છે?" બળવંતસિંહ આશ્ચર્યથી બોલ્યો: "હે જમદેવ! તું પણ ખરો શૂરવીર યોદ્ધા છે. તારી શરતો જો કબૂલ કરવા જેવી હશે, તો હું તે કબૂલ કરીશ; અને જો તે મને અપમાનકારક જણાશે તો તે સ્વીકારવા કરતાં હું મરણને જ વધારે પસંદ કરીશ."

"હું જે શરતો કહું છું, તે તું સાંભળી લે અને તે તને અપમાનકારક છે કે કેમ તે તારી મેળે જ જોઈ લે. તારા ઉપર કેવો પ્રસંગ આવી પડયો છે, તેનો પણ તે સાથે વિચાર કરજે." જમદેવ કાંઇક ત્રાહિતપણું દર્શાવતાં બોલ્યો: "પહેલી શરત એ કે, આજથી એક અઠવાડીયાની અંદર તારે સંગમપુર છોડી જવું અને તારા પાટણનો માર્ગ લેવો. બીજી શરત એ કે, તારે ફરીથી જમનીની મુલાકાત લેવી નહિ. ત્રીજી શરત એ કે, જતી વખતે તારે લતિકાદેવીને સાથે લઈ જવી. અને ચોથી શરત એ કે આજથી એક વર્ષ સુધી તારે રાજપૂતસ્થાનના રાજકાર્યમાં હાથ ઘાલવો નહિ કિંવા આ પ્રદેશને જીતી લેવાને કશો પ્રયત્ન કરવો નહિ. એ પ્રમાણે મારી ચાર શરતો છે; બોલ, તે કબૂલ કરે છે કે નહિ?"

"જો જમની ઉપરનો તારો હક્ક તું છોડી દઇશ, તો હું તારી એ શરતો સ્વીકારીશ." બળવંતસિંહ બોલ્યો: "એમાં અપમાનભરેલું કશું નથી, પણ એક વાત સંબંધે મને જરા શંકા રહે છે. લતિકાદેવીનું નિવાસસ્થાન ક્યાં છે તેની મને બિલકુલ ખબર નથી, અને જો તે મારી સાથે આવવા કબૂલ નહિ હોય, તો હું તેને બળાત્કારે મારી સાથે લઇ જઇશ નહિ."

"તેની તારે જરા પણ ચિન્તા રાખવી નહિ. તું ગુજરાત તરફ પાછો જવાને નીકળીશ, એટલે તે પોતાની મેળે જ તારી સાથે આવવાને નીકળશે." જમદેવ બોલ્યો: "તને જય મળ્યો નહિ, તેથી ઠરાવ પ્રમાણે દેવાલયમાં જઇને જમનીને મળવાની હવે તને કાંઇ જ જરૂર નથી. તે વચનમાંથી પણ તું મુક્ત થયો."

યુદ્ધમાં વિજય મળ્યા પછી દેવાલયમાં જઇને મળવાનો જમનીએ સંકેત ઠરાવ્યો હતો, તેમ જ પોતે જમની ઉપર પ્રેમ ધરાવતો હતો, ઇત્યાદિ વાતો જાણી જનાર જમદેવ કોઈ મોટો વિલક્ષણ ત્રિકાળજ્ઞાની હોવો જોઇએ, એવી બુદ્ધિથી બળવંતસિંહ તેના તરફ જોવા લાગ્યો. ઘોડા ઉપરથી પડી જવાને લીધે તેના શરીરને જે ધક્કો લાગ્યો હતો, તેનું દુઃખ જમદેવે પાએલા ઓષધથી જરા ઓછું માલૂમ પડતું હતું,

તોપણ આ વિલક્ષણ પ્રસંગને લીધે તેને પુનઃ મૂર્છા આવવા લાગી. તેના મસ્તકમાં વેદના થવા લાગી, આંખે અંધારાં આવ્યાં અને પોતે અંધકારાચ્છન્ન પ્રદેશમાં ઉડતો હોય એવી ભ્રમણા થવા લાગી; છેવટે તે પૂર્ણ રીતે બેસાવધ બની ગયો.

* * * *

ઘણી વારે બળવંતસિંહ ભાનમાં આવ્યો, ત્યારે તેને એવું માલૂમ પડયું કે પોતાની પાસે કોઇ પણ સ્ત્રી બેઠેલી છે! કદાચ એ સ્ત્રી જમની પોતે જ હશે એવું તેણે ધાર્યું, તેથી તે અંધકારમાં તેના તરફ એકીદૃષ્ટે જોવા લાગ્યો. પણ જમનીનો કાળો રંગ અને તેનાં તેજસ્વી નેત્રો, એ કશું એ સ્ત્રીમાં જોવામાં આવ્યું નહિ. કદાચ એ સ્ત્રી લતિકાદેવી હશે, એવું તેના મનમાં આવ્યું. એટલામાં તે સ્ત્રીએ બોલવાનો પ્રારંભ કર્યો એટલે તે કોઈ બીજી સ્ત્રી છે એવું તેના ધ્યાનમાં આવ્યું.

તે સ્ત્રી મમતાદર્શક સ્વરે બોલીઃ "સરદાર સાહેબ! આપને કાંઇ જખમ તો વાગ્યો નથી ને? આ તમારી તલવાર મરડાઇ ગઇ છે અને નીચે પડી છે, તમારા ભાલાના કકડા થઇ ગયા છે, એ ઉપરથી થોડા વખત પહેલાં જ આ સ્થળે ભયંકર યુદ્ધ થયું હોવું જોઇએ એવું સ્પષ્ટ માલૂમ પડે છે."

"બાઇ! તમારા આ માયાળુપણાને માટે હું તમારો અત્યંત ઋણી છું." કિંચિત્ માથું ઉંચું કરીને બળવંતસિંહ બોલ્યોઃ "મને જખમ વાગ્યો નથી, પરન્તુ મને સખત પછાડ વાગી હોવાથી આખું શરીર દુઃખે છે. અહીં આગળ દ્વંદ્વ યુદ્ધ થતાં હું ઘોડાપરથી નીચે પડી ગયો હતો અને તેથી મને પછાડ વાગી હતી."

"પણ તમારો ઘોડો આટલામાં ક્યાંય દેખાતો નથી." તે અજાણી સ્ત્રી બોલીઃ "હું અધઘડીથી આપની પાસે જ બેઠી છું, પણ આટલામાં ક્યાંય ઘોડો હોવાનો મને ભાસ પણ થયો નથી. ઘણું કરીને આપ પડયા હશો, તે વખતે જ તે નાસી ગયો હશે."

"ત્યારે આ સામે ઉભેલો જણાય છે તે શું તમારો ઘોડો છે?" બળવંતસિંહે ઘોડા તરફ જોઇને કહ્યું.

"જી હા, તે મારો ઘોડો છે, તોપણ તે આપની સેવામાં હાજર છે." તે સ્ત્રી નમ્રતાપૂર્વક બોલીઃ "અહીંથી શહેરમાં પહોંચતાં સુધી કિંવા પાસે કોઇ વસતીવાળે સ્થળે પહોંચી જતાં સુધી તે આપને ઉપયોગી થઇ પડશે. મને મળેલી ખબર જો બરાબર હોય તો અહીંથી સંગમપુર કાંઇ બહુ દૂર નહિ જ હોય."

"ઘોડાપર બેસીને ધીરે ધીરે જઇએ, તો એકાદ ઘડીમાં પહોંચી જવાય." બળવંતસિંહે ઉત્તર આપ્યો.

આ વખતે બળવંતસિંહ સારી રીતે સાવધ થઇ ગયો હતો અને ઉભા થવાની શક્તિ તેનામાં આવી હતી. તે બોલ્યોઃ "પણ બાઇ ! હું આમ બેસાવધ કેટલીક વખત પડયો રહ્યો હોઇશ ?"

"લગભગ અધઘડી સુધી." તે સ્ત્રી બોલીઃ "હું આપનું બખ્તર કાઢવાને યત્ન કરતી હતી, પણ તે મારાથી નીકળ્યું નહિ. સારે ભાગ્યે મારા ઘોડાપરની શરાઇમાં પાણી ભરેલું હતું, તેમાંનું પાણી મેં આપના મસ્તક અને મ્હોંપર છાંટયું, એટલે આપ શુદ્ધિમાં આવ્યા."

"તમે મારા ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે." બળવંતસિંહ તે સ્ત્રી તરફ નીરખીને જોતાં બોલ્યોઃ "અને જો આપનું કાંઇ કામ મારાથી થઇ શકે તેમ હોય તો મને કહો !" થોડી વાર સુધી બળવંતસિંહ તેના તરફ એકીટશે જોઇ રહ્યો અને તેને એવું સ્મરણ થયું કે પૂર્વે કોઇ વાર તેણે એ સ્ત્રીને જોઈ છે. તે આશ્ચર્યથી બોલ્યોઃ "અરે, પણ આ શું ?"

"કેમ, શું થયું ?" બળવંતસિંહે કાંઇ પણ વિલક્ષણ પદાર્થ જોયો હશે, કિંવા અત્યારસુધી તેને માલૂમ નહિ પડયો હોય એવો એકાદ જખમ તેના જોવામાં આવ્યો હશે, એમ સમજીને તે સ્ત્રીએ પૂછ્યું.

તેના પ્રશ્ન તરફ લક્ષ નહિ આપતાં બળવંતસિંહ બોલ્યોઃ "એમાં જરા પણ શંકા નથી ! ખરેખર, તે જ છે. આવા પ્રકારનું આ સુંદર રૂપ એક વાર જોયા પછી તેને વિસરી જવું એ કેવળ અશક્ય છે !"

બળવંતસિંહ પોતા તરફ ધારી ધારીને જુએ છે એ ધ્યાનમાં આવતાં જ તે તરૂણી લજ્જિત થઇ અને નીચું વદન કરીને તેની દૃષ્ટિને ચુકાવવાનો પ્રયત્ન કરવા લાગી. પૂર્ણપણે ઓળખી જતાં બળવંતસિંહ બોલ્યોઃ "બાઇ ! મેં તને ઓળખી કાઢી. શ્યામગઢ નજીકના અરણ્યમાં જેને કોઇ દુષ્ટ ઉપાડી જતો હતો, તે જ સ્ત્રી તું છે."

"વાહ, વાહ, હવે ધ્યાનમાં આવ્યું ! તે દિવસે વિષયમલના હાથમાંથી આપે જ મને છોડાવી હતી." અલકકુમારીએ કહ્યું.

"કોના ? વિષયમલના ?" બળવંતસિંહ આશ્ચર્યથી બોલ્યોઃ "તને ઉંચકી જવાનો પ્રયત્ન કરનાર એ નીચ વિષયમલ જ હતો શું ? તેણે મારૂં જે ચમત્કારિક આતિથ્ય કર્યું હતું, તેનું કારણ હવે મારા ધ્યાનમાં આવ્યું. મારૂં વૈર લેવાને માટે જ તેણે મને તે કિલ્લાના

જમણી બાજુના ભાગમાં રાત્રે સૂવા મોકલ્યો હતો એમાં હવે જરાએ સંશય નથી. વારૂ, પણ અલકકુમારી! તારૂં નામ એ જ છે–હું તે વિસરી ગયો નથી–પણ તું એકલી, આટલી મોડી રાત્રે, આ તરફ ક્યાંથી? તારાં પાલક માતાપિતા ખુશીમાં છે ને?"

"હા, ખુશીમાં છે. હું એક અતિ મહત્ત્વના કામપ્રસંગે સંગમપુર જઉં છું, અને–" એટલું બોલીને અલકકુમારી સ્થંભી ગઇ, કારણકે સરદાર બળવંતસિંહની તેને કશી માહિતી નહોતી. કદાચ તે વીરોત્તમના પક્ષનો હોય તો પોતાની સઘળી અભિલાષા ભાંગી પડે એવી શંકા તેના મનમાં આવી હતી.

આ પ્રમાણે બોલતાં બોલતાં અલકકુમારી એકદમ સ્થંભી ગઇ. એ ધ્યાનમાં આવતાં જ બળવંતસિંહ બોલ્યો: "બાઈ! તને આવેલી શંકા વાજબી છે. હાલનો વખત બહુ બારીક છે. પોતાના મનની વાત હરકોઇ માણસને કહી દેવી એ યોગ્ય નથી, અને મને પણ તે પૂછવાની જરૂર નથી. આજકાલ તારા જેવી તરૂણ કુમારિકાએ તો આ સંગમપુરમાં બહુ જ સાવધાનતાથી વર્તવું જોઇએ. અહીં આગળ અનાચાર બહુ જ વધી ગયો છે અને નીચ લોકોનું બળ વધારે જામ્યું હોવાથી તેઓની શક્તિ પણ અતિભયંકર બની ગઇ છે. વીરોત્તમની વિરૂદ્ધ કારસ્થાનો ચાલી રહ્યાં છે. એવે વખતે જો કોઈના મુખમાંથી ભૂલે–ચૂકે કાંઇ મહત્ત્વની વાત બહાર નીકળી ગઇ, તો પછી તેનું કેવું અનર્થકારક પરિણામ આવે, તેની કલ્પના પણ કરી શકાતી નથી. તેટલા માટે આવું સાવધપણું જો તું રાખીશ, તો જ તું સંગમપુરમાં રહી શકીશ, અને તારૂં કામ કરી શકીશ." બળવંતસિંહ એટલું બોલીને જરા અટક્યો અને અલકકુમારી તેને ઉત્તર દેવા જતી હતી, એટલામાં એક ઘોડો પાસેની ઝાડીમાંથી દોડતો આવીને બળવંતસિંહની પાસે ઉભો રહ્યો. તેની તરફ જોઇને તે બોલ્યો: "અરે, આ તો મારો જ ઘોડો. અલક! ચાલ, તારી મરજી હોય તો આપણે સાથે સાથે જ શહેરમાં જઈએ."

"હું આનંદથી આપની સાથે આવીશ." એમ કહેતાં અલકે તુરત જ ઘોડાપર સ્વારી કરી. ઘોડાપર બેસવામાં તે આટલી હુશિયાર છે એ જોઇને બળવંતસિંહને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે ધીરેથી ઘોડાપર સ્વારી કરી અને અલકના ઘોડાની પાસે પાસે તેણે પોતાના ઘોડાને ચલાવવા માંડ્યો.

"મને ઘર છોડયાને આજ દશ દિવસ થયા." અલક બોલી: "સંગમપુર પહોંચવાને ચાર દિવસ પણ ન જોઇએ, પરંતુ મારે ગુપ્ત

રીતે આવવાનું હોવાથી આટલા બધા દિવસ થયા. અવેળાએ અને આડે માર્ગે જ ખાસ કરીને હું પ્રવાસ કરૂં છું. કેટલીક વાર તો રાહદારીનો અને નજીકનો માર્ગ મૂકીને ખાસ આડે રસ્તે પ્રવાસ કરવાની મને જરૂર પડી છે."

"પણ આજે આમ મધરાતે તું અહીં કેવી રીતે પહોંચી ગઇ ?" બળવંતસિંહે પ્રશ્ન કર્યો.

"તે સઘળું હું આપને કહું છું, સાંભળો. કાલે સાંજે હું અહીંથી પાંચ–છ ગાઉ દૂરના એક ગામડામાં એક શિવાલયમાં આવી પહોંચી. રાત ત્યાં જ ગાળવાનો મારો વિચાર હતો, પણ એક વિલક્ષણ બનાવ બની આવવાથી હું તુરત જ ત્યાંથી નીકળી ગઇ. સાંજે શિવાલયનો પૂજારી દીવો કરવાને ત્યાં આવ્યો. તેણે મને કેટલીક વાતો પૂછી અને મને પોતાને ઘેર જમવાને બોલાવી. હું પણ આખા દિવસની ભૂખી હોવાથી તેને ત્યાં જમવા જવાનું ઠરાવ્યું. જમવાને વખતે એકાએક કોઇ એક બ્રાહ્મણ ત્યાં આવ્યો. પૂજારી અને તેની વચ્ચે ઘણા વખતની ઓળખાણ હોય તેમ જણાયું. કેટલોક વખત પ્રાસ્તાવિક વાતો કર્યા પછી તે બોલ્યો: "હું આવતી કાલે સંગમપુર જવાનો છું." તે ઉપર પેલો પૂજારી બોલ્યો: "બહાર જમે છે તે બાઇ પણ ત્યાં જ જવાની છે." જમી રહ્યા પછી હું પાછી શિવાલયમાં આવી. મારી પાછળ પાછળ પેલો બ્રાહ્મણ પણ ત્યાં જ આવ્યો, અને મને નિરખી નિરખીને જોવા લાગ્યો. મારી તરફ જોઇને તેણે જે મુખમુદ્રા કરી, તે ઉપરથી મારી ખાત્રી થઇ કે તે મને ઓળખી ગયો છે. મને પણ તે પૂર્વે ક્યાંય પણ મળ્યો હશે એવું લાગ્યું અને તે ક્યાં મળ્યો હતો તે પણ સાંભર્યું. લગભગ પંદર દિવસ પહેલાં વિષયમલે પોતાનાં માણસો પાસે મને જબરદસ્તીથી પકડાવીને કિલ્લામાં કેદ કરી, તે વખતે એ બ્રાહ્મણ મને રસ્તામાં મળ્યો હતો. મને વિષયમલના હાથમાંથી છોડાવો, એવી મેં તેને પ્રાર્થના કરી હતી, પણ તે તરફ બિલકુલ લક્ષ નહિ આપતાં ઉલટું હાસ્ય કરીને તેણે વિષયમલના કાનમાં કાંઇક વાત કહી. આ ઉપરથી હું સમજી કે એ બ્રાહ્મણ દુષ્ટ વિષયમલના પરિચયવાળો હોવો જોઇએ. પછી તે ક્યાં ગયો તેની મને ખબર નથી, પણ કાલે તે ગામડામાં તેનો મને અચાનક મેળાપ થયો."

"તેનું નામ શું વારૂ ? તે પૂજારીએ તેનું નામ લીધું નહોતું કે ?" બળવંતસિંહે પૂછ્યું.

"તેનું નામ કાલિકાપ્રસાદ." અલકકુમારી બોલી.

"કોણ કાલિકાપ્રસાદ ?" બળવંતસિંહ આશ્ચર્યથી બોલ્યો: "તે

બ્રાહ્મણ તો મોટો હરામખોર અને ભયંકર માણુસ છે, એવી મારી પણ ખાત્રી થઇ છે.”

અલક બોલી: “ત્યારે મને જે ભય લાગ્યો હતો, તે કાંઇ નકામો નહોતો; પણ હું મારી હકીકત હવે આગળ કહું છું. પૂજારી શિવાલયમાં ગયા પછી તે બ્રાહ્મણ મારી પાસે આવ્યો અને તેણે મને કહ્યું: ‘આપણે એક બીજાનાં ઓળખીતાં નીકળ્યાં એ સારૂં થયું. કાલે સ્હવારે આપણે સાથે સાથે જ સંગમપુર જઇશું.’ મેં કાંઇ જ ઉત્તર આપ્યો નહિ. પછી હું સંગમપુર શામાટે જઉં છું, ત્યાં કોઇ મારૂં ઓળખીતું છે કે નહિ, તે સંબંધે તેણે મને ઘણા પ્રશ્નો કર્યા. હું ત્યાં પહેલી વાર જ જઉં છું, અને કોઈની ઓળખાણ નથી, એવું જાણતાં તે બોલ્યો: ‘ત્યાં એક અત્યંત ધર્મશીલ બાઈ છે અને તે મારા પરિચયની છે, તેની પાસે હું તમને લઇ જઇશ, એટલે તે તમારી બરદાસ્ત ખાસ ઘરના માણુસની પેઠે કરશે.’ ”

“તેણે તે ધાર્મિક બાઇનું નામ કહ્યું કે?” બળવંતસિંહે પૂછ્યું.

“ના.” અલકકુમારી બોલી: “હું તે વિષે તેને પૂછવાની હતી, એટલામાં એક વૃદ્ધ સ્ત્રી ત્યાં આવી. તેને જોતાં જ તે બ્રાહ્મણ ત્યાંથી ચાલ્યો ગયો. હું આખા દિવસના પ્રવાસથી થાકી ગઈ હતી અને તેથી સૂઈ જવાની તૈયારી કરતી હતી. ઘોડા ઉપરથી ગાદી ઉતારીને તે પાથરીને તે ઉપર હું જરા આડે પડખે થઈ. એટલામાં તે બાઈ અને બ્રાહ્મણનો સંવાદ મારે કાને આવ્યો. બાઈ બોલી: ‘આ આપને માટે પોશાક અને આ શરીરે લગાવવાનો રંગ આણ્યો છે.’ બ્રાહ્મણે કહ્યું: ‘ઠીક, પણ જેની શોધ માટે મેં તને મોકલી હતી, તેની કશી હકીકત તને મળી કે નહિ?’ બાઇ બોલી: ‘તેની બાતમી મળી; તે તમારી રમણી અત્યારે સંગમપુરમાં જ છે. હવે તમારે તેનું જેટલું વેર લેવું હોય તેટલું લો.’ ”

‘રમણી’ એ નામ સાંભળતાં જ બળવંતસિંહ ચમકી ગયો! લતિકાદેવી વીરોત્તમની છાવણી નજીકના દેવાલયમાં સાધ્વીઓના હાથમાં હતી ત્યારે સાધ્વીઓએ તેને એ જ નામથી બોલાવી હતી, એ તેને સાંભરી આવ્યું. તેના મનમાં ઉઠેલી આ ગરબડ અલકકુમારીના સમજવામાં આવે એ શક્ય જ નહોતું. તે આગળ બોલી: “તે સ્ત્રીએ કહેલી આ બાતમી સાંભળતાં જ કાલિકાપ્રસાદને બહુ આનંદ થયો હશે એવી હું કલ્પના કરૂં છું. પછી તે બન્ને ઘણુ કાંઇ કાંઇ છાની વાતો કરવા લાગ્યાં, તે સ્પષ્ટ રીતે મારા સમજવામાં આવી નહિ. પણ પછી તે બાઇના એટલા શબ્દો માત્ર મારા સાંભળવામાં આવ્યા કે

'રમણી જો તમારા હાથમાં આવે, તો તમે તેને શું કરશો ? ' બ્રાહ્મણ બોલ્યો: ' એમાં તું શું પૂછે છે ? તેનું કાલિકાને બળિદાન આપીશ. ' તેના આ શબ્દો સાંભળતાંજ મારાં રૂવાં ઉભાં થઇ ગયાં. પછી તેઓની વચ્ચે જે સંવાદ થયો તે મારા સાંભળવામાં બિલકુલ આવ્યો નહિ; અને કદાચ સાંભળવામાં આવ્યો હોત, તો હું તે સમજી શકી હોત કે નહિ તે પણ સંશયભરેલું હતું. જીવતા માણસનું બળિદાન દેનારો એ કોઇ મનુષ્ય નહિ પણ મનુષ્યના આકારનો રાક્ષસ જ હોવો જોઈએ, એવું મને લાગ્યું, અને તેથી ત્યાંથી ક્યારે એક વાર દૂર નાસી જઉં એવું મને થવા લાગ્યું. કાલિકાની મૂર્તિનું સ્મરણ થતાં હું તો કેવળ ગભરાઇ જ ગઈ."

બળવંતસિંહે આશ્ચર્યથી પૂછ્યું : "ત્યારે પછી શ્યામગઢનો ભયંકર પ્રકાર અને કાલિકાની મૂર્તિની વાત શું તું જાણે છે ?"

"ખરેખર, શું આપને પણ તે ભયંકર–" એટલું અર્ધું વાક્ય બોલીને જ અલકકુમારી સ્તબ્ધ રહી. શ્યામગઢનો એકંદર પ્રકાર ગુપ્ત રાખવા વિષે ત્યાંના ભોયરામાંની શ્વેત વસ્ત્રધારિણી સ્ત્રીએ તેને સૂચના કરી હતી, તેનું તેને સ્મરણ થઇ આવ્યું.

બળવંતસિંહ ગંભીરતાપૂર્વક બોલ્યો : "અલક ! શ્યામગઢના જમણી બાજુના બંધ રહેતા રાજમહાલયમાં હું એક રાત રહ્યો હતો, તે વેળાએ ત્યાંનાં અંધકારપૂર્ણ ભોંયરાં, તે કાલિકાની ભવ્ય વિશાળ મૂર્તિ, તેની નીચેના પત્થરના ભોંયરામાંનું ભયંકર ઘાતકી યંત્ર, એ સઘળું મેં જોયું છે, અને તેથી ત્યાં ગયા પછી માણસની શી સ્થિતિ થાય છે, એનો મને પૂર્ણ અનુભવ છે. તેથી કાલિકાનું નામ સાંભળતાં જ તું ગભરાઇ જાય એ કેવળ સ્વાભાવિક છે."

"તે યંત્રનો વાસ્તવિક ઉપયોગ કેવી રીતે કરવામાં આવતો હશે તેની મને ખબર નથી, તોપણ તે મૂર્તિની નીચે જ તે યંત્ર હોવાથી ઉપરની ભવ્ય મૂર્તિનો કાંઇ પણ સંબંધ તે ઘોર યંત્રની સાથે હોવો જોઇએ એ નિઃસંશય છે." અલકકુમારી બોલી : "કાલિકાપ્રસાદ અને તે બાઇની ગુપ્ત વાતચીત ઘણો વખત ચાલી હતી; તેટલા વખતમાં મેં મારૂં મન સ્વસ્થ કરીને ત્યારપછી કેવી રીતે વર્તવું તેનો વિચાર કર્યો અને કેટલીક વારે તે બ્રાહ્મણ સૂઈ ગયા પછી મેં ધીમેથી મારા ઘોડા ઉપર પલાણ માંડયું. ઘોડાના પગનો અવાજ થાય નહિ, તેટલા માટે મેં તેને પગે ઘાસ બાંધ્યું અને રાતોરાત મુસાફરી ચાલુ કરી."

બળવંતસિંહ બોલ્યો : "આ તારી એકંદર હકીકત ઉપરથી સંગમપુરમાં તને કોઇનું પણ ઓળખાણ નથી એવું જણાય છે.

તને કાંઇ હરકત ન હોય તો મારે ઉતારે ચાલ. મેં એક ભવ્ય ઇમારતના બે ત્રણ ઓરડા ભાડે રાખ્યા છે. તેમાંથી એક ઓરડો હું તને આપીશ. ઘરધણી બિચારો બહુ ભલો માણુસ છે. તેની સ્ત્રીને કહીશું એટલે તે બિચારી તારી સારી બરદાસ્ત રાખશે."

"આજની રાત તો મને આપના ઉતારામાં જ કાઢવી પડશે. પછી સ્હવારની વાત સ્હવારે." અલકકુમારી બોલી.

પછી તેમણે પોતાના ઘોડા જરા ઉતાવળા ચલાવ્યા, એટલે તેઓ પા ઘડીમાં જ સંગમપુરના દરવાજા પાસે આવી પહોંચ્યા. પહેરેગીરોએ પહેલાંની પેઠે જ તેમને અટકાવ્યા, પણ બળવંતસિંહે આંગળીપરની વીંટી બતાવતાં તેને તેની સુંદર સહચારિણી સાથે અંદર જવાની પરવાનગી આપવામાં આવી. ઉતારે આવ્યા પછી બળવંતસિંહે એક ઓરડો અલકકુમારીને બતાવી દીધો, તેમાં તે સુવાને ચાલી. બળવંતસિંહે પોતાના સેવકોનાં બિછાના તરફ નજર કરી, તો તે ખાલી પડેલાં જણાયાં. બળવંતસિંહ સમજ્યો કે પોતે તેમને રાજકન્યાની ભાળ લાવવાનું કામ સોંપ્યું છે તેમાં જ તેઓ ગુંથાયા હશે. પછી તે પણ પોતાના બિછાનાપર પડયો.

---

## પ્રકરણ ૩૬ મું.

### "સરદાર સાહેબ ! છેલ્લી સલામ !"

બળવંતસિંહ બિછાનાપર પડયો ખરો, પણ તેને ગાઢ નિદ્રા આવી નહિ. થોડા જ વખત પહેલાં જમદેવ સાથે થએલા યુદ્ધનું સ્મરણ તાજું હોવાથી તે વિષેનું સ્વપ્ન તેને આવ્યા કરતું હતું. જમદેવનો પ્રત્યેક શબ્દ તેના કાનમાં ગણુગણાટ કરી રહ્યો હતો અને અલકકુમારીએ આવીને પોતાને સાવધ કર્યો એ દેખાવ પણ તેને સ્વપ્નામાં દેખાતો હતો.

એ સ્વપ્નમાંથી તે એકાએક ચમકીને જાગી ગયો. આંખો ઉઘાડીને તે આસપાસ જુએ છે, તો બિછાના પાસે ઉભેલી જમની જ તેની દૃષ્ટિએ પડી. તેનો ચહેરો જોકે ઉતરી ગએલો હતો, તોપણ તેમાંથી નાજુકાઈ અને મોહકતા નષ્ટ થઇ નહોતી. તેણે અત્યારે બારીક શ્વેત સાળુ પહેરેલો હતો, અને શરીરપર બે–ત્રણ કરતાં વધારે અલંકારો પણ નહોતા, તોપણ તે ઘણી જ સુંદર દેખાતી હતી. ઉત્તમ વસ્ત્રો અને અનેક હીરાજડિત અલંકારો પહેરવાથી તે એટલી

સુંદર દેખાત કે કેમ એ શંકાશીલ હતું. તેનો વર્ણ જોકે કાળો હતો, તોપણ તેનાં પ્રમાણપુરઃસર અવયવો અને સ્ત્રીના શરીરને અત્યંત શોભાવનારી મૃદુતાને લીધે તેની સુંદરતામાં ખામી આવતી નહોતી. મંદમંદ બળતા દીવાના આછા પ્રકાશમાં તે સુંદરીની આકૃતિ અત્યંત મનોહર દેખાતી હતી.

"કોણ છે એ? જમની તું જ છે કે શું?" બળવંતસિંહે પૂછ્યું.

"હા. હું આટલા દિવસ સુધી જમદેવની જ પુત્રી હતી ખરી, પણ હવે મારો અને જમદેવનો કાંઇ પણ સંબંધ રહ્યો નથી, તે માટે હું આપનો અત્યંત આભાર માનું છું. જે વખતે જમદેવ સાથેના યુદ્ધમાં આપનો પરાભવ થયો, તે જ વખતે મારા શરીરમાં એકદમ દાહ થવા લાગ્યો, પણ થોડી વારમાં મારા ચિત્તને શાન્તિ લાગવા માંડી, મારૂં મન સુપ્રસન્ન થયું, તે ઉપરથી હું જમના પંજામાંથી છૂટી એવું મને લાગવા માંડ્યું. હવે હું પાછી મારી જન્મભૂમિમાં જઇશ અને બાકી રહેલું આયુષ્ય ત્યાં સુખમાં ગાળીશ. હું અત્યારે આપને છેલ્લી સલામ કરવાને આવી છું."

"શું કહ્યું? છેલ્લી સલામ! બરાબર છે." બળવંતસિંહ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: "હા, છેલ્લી જ સલામ તો! મારે મારૂં વચન પાળવું જોઇએ. તારી સાથે મારે વધારે સંબંધ રાખવો જોઇએ નહિ."

"પણ જો હું મારી મેળે આપની પાસે આવી છું, તો પછી આપે વચન તોડવાની બીલકુલ બીતિ રાખવી નહિ. આપને માટે મારા મનમાં જે કાંઇ પ્રેમ છે, તે માટે આપનો આભાર માનવાને હું અહીં આવી છું." જમની બોલી.

"જમની! પ્રેમની વાત છોડી દે!" બળવંતસિંહ ગંભીર સ્વરે બોલ્યો: "જમદેવની સાથે લડયા પહેલાં તારે માટે મારા મનમાં જે પ્રેમ નિવાસ કરી રહ્યો હતો, તેથી જ યુદ્ધમાં મારી હાર થઇ છે. હશે; તારી જન્મભૂમિમાં તું સુખેથી જજે. પરમેશ્વર તારૂં કલ્યાણ કરો! તું મારી પાસેથી દૂર થઇશ કે તુરત સર્વત્ર અંધકાર જ અંધકાર મારી દૃષ્ટિએ પડ્યા કરશે."

"નહિ, નહિ, સરદાર સાહેબ! એટલા બધા હતાશ ન થાઓ! આપને આ જગતમાં સર્વત્ર પ્રકાશ જ જોવામાં આવશે. સરદાર સાહેબ! મારા પર જો આપનો ખરેખરો પ્રેમ હોય, તો આપની પાસે મારી એક નમ્રતાભરી માંગણી છે."

"જમની! તારી જે કાંઇ ઇચ્છા હોય, તે મને સુખેથી કહે."

બળવંતસિંહ ઉત્સુકતાથી બોલ્યો: " મારા જીવની પણ પરવાહ કર્યા વિના હું તારી ઇચ્છા પૂર્ણ કરવાનો પ્રયત્ન કરીશ. "

" આપે મારા ઉપર જે અનંત ઉપકારો કર્યા છે, તે જોતાં મારી માંગણીની કાંઇ બહુ કીમત નથી. મારી માંગણી માત્ર એટલી જ છે કે, આપ જેવો મારા પર પ્રેમ રાખો છો, તેવો પ્રેમ મારી બ્હેન લતિકાદેવી ઉપર પણ રાખશો, એવી મારી વિનંતિ છે. " જમની પોતાના સાળુના છેડાવડે આંખો લૂછતી બોલી.

" તારી એ ઇચ્છા હું પૂર્ણ કરીશ. " બળવંતસિંહ સસ્મિત વદને બોલ્યો.

" વારૂ, ત્યારે હવે હું જઉં છું. કાલે બપોરે નદીકિનારે આપને લતિકા મળશે. " જમની ચાલતી થતાં પાછું વાળીને બોલી: "ત્યારે હવે સરદાર સાહેબ ! છેલ્લી સલામ ! "

તેનો હાથ પકડવાના ઉદ્દેશથી બળવંતસિંહ પલંગપરથી ઉઠીને જુએ છે, તો ઓરડામાં કોઈ પણ મળે નહિ ! પોતે જાગૃત છે કે સ્વપ્નમાં છે, તેનો વિચાર કરતો બળવંતસિંહ ઓરડાની બહાર આવ્યો. એક રીતે એ સર્વ પ્રકાર ખરો લાગતો હતો, ત્યારે બીજી રીતે તે ખોટો પણ ભાસતો હતો ! છેવટે રાત હજી ઘણી બાકી રહી હશે એમ ધારીને તે પુનઃ બિછાનાપર પડ્યો અને ગાઢ નિદ્રાને અધીન થયો.

બીજે દિવસે ઘરવાળાના ચાકરને પૂછગાછ કરતાં માલૂમ પડ્યું કે રાત્રે એક સ્ત્રી તેની પાસે આવી હતી ખરી, અને તેના બન્ને સેવકો તે. રાત્રે સૂવા આવ્યા નહોતા. હવે તેઓ પોતાને ક્યારે મળે એવું તેને થયું. ' હવે આપણને રાજકન્યાનું કશું કામ નથી ' એવું સેવકોને કહીને તેમને સાથે લઇને સ્વદેશ તરફ પાછા ફરવું એવો તેનો વિચાર હતો. આ દેશમાંની કોઇ પણ જાતની રાજખટપટમાં એક વર્ષ સુધી પડવું નહિ એવી તેણે જમદેવની સાથે શરત કરી હતી, તે તોડવી નહિ, એવી તેની ઉત્કટ ઇચ્છા હતી.

બળવંતસિંહે સ્નાનાદિ પ્રાતઃકર્મમાંથી પરવારીને અલકકુમારીની ખબર કાઢી; પણ ઘરધણીએ કહ્યું કે તે વહેલા પરોઢિયામાં ઉઠીને બહાર ગઇ હતી તે હજી પાછી ફરી નહોતી: આ સાંભળીને બળવં-તસિંહને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. રાત્રિના બનાવથી તેની સઘળી ચાણાક્ષતા જાણે કે નાશ પામી ગઈ હોય તેવું માલૂમ પડતું હતું; તો-પણ જમનીએ રાત્રે કહ્યા પ્રમાણે લતિકાને મળવા જવાને તે પોતાના મનમાં કેટલેક ઉત્સુક બન્યો હતો. મધ્યાહ્નને સુમારે બળવંતસિંહ લતિકાદેવીને મળવાને માટે નદીકાંઠાપરની વૃક્ષાવલિમાં દાખલ થયો.

જ્યાં પૂર્વે તે બન્નેની એક વાર મુલાકાત થઇ હતી, ત્યાં જ તે જઇને આમતેમ જોવા લાગ્યો, પણ લતિકા ક્યાંય જોવામાં આવી નહિ, તેથી તે આવે ત્યાંસુધી થોડી વાર નદીકિનારે ફરવું, એવું વિચારીને તે નદી-પર ગયો. તેણે એક વાર નદીના પ્રવાહ તરફ નજર કરી, એટલામાં કોઇક સ્ત્રી નદીમાં તણાય છે એવું તેના ધ્યાનમાં આવ્યું. તે જોઇને એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં બળવંતસિંહ એકાએક નદીના પ્રવાહમાં કૂદી પડ્યો !

## પ્રકરણ ૩૭ મું.

### લતિકાનું ખંજર.

અલકકુમારી જ નદીમાં તણાતી હતી અને બળવંતસિંહે તેને એક ક્ષણમાં ઓળખી લીધી. બળવંતસિંહ પોતાની મદદે આવી પહોંચ્યો છે, એવું જોતાં જ તેને ધીરજ આવી અને તેણે પોતાનો હાથ તેની સામે લાંબો કર્યો. નદીનો પ્રવાહ જોકે અત્યંત વેગવાન હતો, તોપણ તેની પરવાહ કર્યા વિના બળવંતસિંહ પાણી કાપતો કાપતો આગળ ચાલ્યો. અલકકુમારીએ એટલો વખત શ્વાસ પકડી રાખ્યો હતો, તેથી તે પાણી ઉપર તરતી હતી, અને પોતાને બચાવવાને બળવંતસિંહ આવે છે, એ દૃષ્ટિએ પડતાં જ તેનો શ્વાસ છૂટી ગયો અને તે પાણીમાં ડુબી ગઇ. તેની પાછળ જ બળવંતસિંહે પણ ડુબકી મારી અને તેના પગને હાથમાં પકડીને તેને સાથે રાખી બળ-વંતસિંહ પાણીની ઉપર આવ્યો. બન્ને જણ પાણીની સપાટી ઉપર આવ્યાં એટલે થોડા શબ્દોમાં અલકકુમારીને તેણે ધીરજ આપી અને પછી તે અલકની સાથે તરતો તરતો કિનારે આવી પહોંચ્યો.

એ વખતે અલકકુમારી તદ્દન બેશુદ્ધ બની ગએલી હતી. તે મરી ગઇ તો નહિ હોય, એવી શંકા બળવંતસિંહના મગજમાં આવી. તેણે તેને તડકામાં સુવાડી અને હાથપગમાં ગરમી લાવવાને તેને જોરથી ઘસવા માંડયા. થોડી વારે તે ભાનમાં આવતી હોય એવાં ચિન્હો દેખાવા લાગ્યાં, અને ધીમે ધીમે તેના મ્હોંપર ચંચળતા ચમ-કવા લાગી.

અલકકુમારી પોતે થોડું ઘણું તરતાં શીખી હતી, તેથી તેના પેટમાં બહુ પાણી પેસી ગયું નહોતું. તે સાવધ થતાં જ બળવંત-સિંહે તેને મિષ્ટ શબ્દોવડે આશ્વાસન આપ્યું. તે શબ્દો સાંભળવાથી

અલકકુમારીને એટલી શાન્તિ મળી કે તે થોડા સમય ઉપર વીતેલું પ્રાણસંકટ વીસરી ગઈ.

એટલામાં પાસેની ઝાડીમાંથી કોઇ આવતું હોય એવો બળવંતસિંહને ભાસ થયો અને તેણે તે તરફ જોયું તો લતિકાદેવી તેની દૃષ્ટિએ પડી. તેણે પાસે આવીને બન્ને તરફ એક વાર દૃષ્ટિ નાંખતાં જ થોડા સમય પહેલાં કેવો બનાવ બની ગયો હશે, એ તેના ધ્યાનમાં આવી ગયું. બળવંતસિંહે એક મનુષ્યપ્રાણીને સંકટમાંથી બચાવ્યું, એ જોઇને તેને સારૂં લાગ્યું, પરન્તુ પોતે એક સુસ્વરૂપ તરૂણીની પાસે ઉભી છે, એવું જોતાં જ તેના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઇ. તોપણ તેણે પોતાનો મનોભાવ કળાવા ન દેતાં મોટેથી ત્રણ તાળી બજાવી કે તુરત જ બે લઠ્ઠપઠ્ઠ સિપાઇઓ અને રેવા તથા રાધા ઝાડીમાંથી આગળ નીકળી આવ્યાં. લતિકાદેવીએ અધિકારદર્શક સ્વરે બન્ને દાસીઓને કહ્યું: "આ બાઇને લઇને છાવણીમાં જાઓ, અને તેની ચાકરી બરદાસ્ત સારી રીતે કરજો." પછી સિપાઇઓ તરફ ફરીને તે બોલી: "આ સરદાર સાહેબને લઇને તમે છાવણીમાં જાઓ અને તેમને નવાં-કોરાં વસ્ત્રો પહેરવા આપો." કિંચિત્ ધીરા અને નમ્ર સ્વરે તેણે બળવંતસિંહને કહ્યું: "મહારાજ! આપ પાછા ફરો, ત્યાંસુધી હું અહીં જ આપની રાહ જોતી બેસું છું. આપની સાથે મારે થોડીએક વાતચીત કરવાની છે."

"તે મને ખબર છે, અને હું પણ એટલા માટે જ અહીં આવ્યો છું." એમ બોલીને બળવંતસિંહ તે સિપાઇઓની સાથે જવા લાગ્યો. અલકકુમારી હજી સંપૂર્ણ રીતે સાવધ થઇ નહોતી, તોપણ તેને બન્ને દાસીઓએ સંભાળીને બેઠી કરી અને પછી તેના હાથ પકડીને ધીમે ધીમે એક એક ડગલું ભરાવીને ચલાવવા માંડી. થોડી જ વારમાં તે સઘળાં એક ધીચ ઝાડીમાં પેઠાં. ત્યાં દશ-બાર નાના અને એક મોટો તંબૂ નાખેલો હતો. તેમાંના મોટા તંબૂમાં સિપાઇઓ બળવંતસિંહને લઇ ગયા. રેવા અને રાધાએ અલકકુમારીને સૂકાં વસ્ત્રો પહેરાવીને એક ઉત્તમ નરમ બિછાનાપર સુવાડી, અને તેના શરીરપર ઉનની ગરમ શાલ ઓઢાડી. તેવી જ રીતે સિપાઇઓએ બળવંતસિંહને સન્માનપૂર્વક બીજાં વસ્ત્રો પહેરાવ્યાં. નવાં વસ્ત્રો પહેર્યા પછી બળવંતસિંહે અલકકુમારીની ખબર કાઢી, તો રાધા અને રેવાએ જણાવ્યું કે તે ઉંઘી ગઇ છે. બળવંતસિંહે તેમનો આભાર માનીને અલકની સારી રીતે બરદાસ્ત કરવાની વિનતિ કરી અને પછી પોતે લતિકાદેવીને મળવાને નદી તરફ ચાલ્યો.

આ સઘળાં નદીકિનારેથી છાવણીમાં આવવા નીકળ્યાં ત્યારપછી નદીપર શો બનાવ બન્યો તે પ્રથમ જાણવાની જરૂર છે. બળવંતસિંહે આ તરૂણ બાળાને–અલકકુમારીને બચાવવાને પ્રયત્ન કર્યો, તેનું શું કારણ હશે, તેનો વિચાર કરતી લતિકાદેવી નદીકાંઠે આમતેમ ફરતી હતી. અલકને જોઇને તેના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઇ હતી. બળવંતસિંહની પોતાના ઉપર પ્રીતિ નહોતી, તેવી જ રીતે તે બીજા કોઈ ઉપર પણ ન હોવી જોઇએ, એવું તે ઇચ્છતી હતી. તે મનમાં બોલી: “ગમે તેમ થાય, પણ એ સુંદર, તરૂણ અને પરાક્રમી વીરને હું મારો પોતાનો જ કરી લીધા વિના રહીશ નહિ.”

આ શબ્દો તે બોલતી હતી, એટલામાં એક વૃદ્ધ સ્ત્રી પોતા તરફ આવી રહી છે એવું તેના જોવામાં આવ્યું. તે નવીન બાઈ દેખાવમાં તો સાધારણ જ હતી, તોપણ તેને જોઇને લતિકાને અત્યંત ભય વ્યાપ્યો.

તે વૃદ્ધ સ્ત્રી પાસે આવતાં જ લતિકા બોલી: “ રંડા! અહીં તું કેમ આવી છે?”

વૃદ્ધા બોલી: “રમણી! તું મારી સાથે ચાલ! તારી સઘળી સખીઓ તને મળવાને બહુ જ ઉત્સુક બની રહી છે. તેઓ તારા સઘળા અપરાધોને વિસરી જશે, માટે ચાલ.”

“ દુષ્ટા! મારી પાસે આવા નિર્લજ્જ શબ્દો બોલતાં તું જરાએ શરમાતી નથી?” એ શબ્દો બોલતાં તે ક્રોધથી રાતી–પીળી થઇ ગઇ હતી. તે બોલી: “હું જીવું છું, ત્યાંસુધી મારાં પગલાં પુનઃ ત્યાં થાય એવું તું કેવી રીતે માની શકી?”

એ વૃદ્ધા હસતી હસતી અને આંખો મચકાવતી બોલી: “ના, ના, રમણી! હું તને પેલા ભિખારી મઠમાં લઇ જવા ઇચ્છતી નથી. પેલી અમરાપુરીમાં હું તને તેડી જઇશ–કે જ્યાં મધરાતે ગંધર્વો અને અપ્સરાઓ શૃંગારરસથી સ્નાન કરીને અને સઘળાં માનસિક–શારીરિક કષ્ટો વિસરી જઇને, રૂપાના ઘંટનો નિનાદ થતાંની સાથે—”

“ ચૂપ રહે, રંડા! ખબરદાર જો મારી પાસે એક શબ્દ પણ વધુ પડતો બોલી છે તો!” જાણે કે ક્રોધની સાક્ષાત્ મૂર્તિ જ ન બની ગઇ હોય, તેવી રીતે તે કમ્પતી બોલી: “હું તારી સમજાવણીથી ફોસલાઉં અને ડરામણીથી ડરી જઉં, એવું તું માનીશ નહિ, દુષ્ટા!”

વૃદ્ધા હસતી હસતી બોલી: “વિચાર કર, રમણી! હજી પણ વખત રહ્યો છે. ધર્મભ્રષ્ટોની સાથે રહેવાથી તું પણ નાસ્તિક બની

જાય છે. જો વખતસર વિચાર કરીશ, તો તેથી તારૂં કલ્યાણ થશે; નહિતો અમે તને કાલિકાને બલિદાન દીધા વિના રહીશું નહિ !"

વૃદ્ધાએ આપેલી ધમકીને ગણકાર્યા વિના લતિકા બોલી : "એ તારી ધમકીથી હું જરા પણ બ્હીવાની નથી, રાંડ ચંડિકા! મેં જો પહેલેથી જ તે ભયંકર પદાર્થની સામે ઉભા રહીને સોગંદ લીધા ન હોત, તો કયારનાં એ તમારાં જડ-મૂળ ઉખેડી નાખ્યાં હોત ! હું હજી સત્યને વળગી રહી છું, તેથી જ તમે જીવતાં રહ્યાં છો, માટે મારો ઉપકાર માનો !"

"એમાં ઉપકાર શાનો ?" ચંડિકા રોષ દર્શાવતી બોલી : "જો સોગંદ ભાંગીશ તો તું નરકમાં પડીશ !"

લતિકા ચ્હીડાઇને બોલી : "ખબરદાર, જો મારૂં અપમાન કર્યું છે તો ! મેં ફક્ત એ પ્રકાર ગુપ્ત રાખવાના જ સોગંદ લીધા છે. હું મારા શત્રુનો પ્રાણ લઇશ નહિ, એવા સોગંદ કાંઈ મેં લીધા નથી."

ચંડિકા બોલી : "મને જો તું તારી વૈરિણી માનીશ, તો હું પણ તને મારી વૈરિણી માન્યા વિના રહેવાની નથી."

"તું શું કહેવા માંગે છે, તેનો કશો અર્થ જ મારા સમજવામાં આવતો નથી." એ શબ્દો ઉચ્ચારતાં લતિકા એક રાજાની રાણીના રૂઆબથી ઉભી હતી.

"ન સમજતી હોય, તો ઉભી રહે, હમણાં જ હું તને તેનો અર્થ સમજાવી દઉં છું." એટલું બોલતાં ચંડિકાએ આમતેમ નજર કરીને પોતાના કમરપટામાં ગુપ્ત રાખેલું એક ખંજર બહાર કાઢ્યું અને લતિકાની તદ્દન નજીકમાં ઉભી રહીને તે બોલી : "છોકરી ! મુંગી-મુંગી મારી આગળ થા અને હું જ્યાં લઈ જઉં ત્યાં ચાલ, નહિતો તારૂં મોત હવે તદ્દન નજીક આવ્યું છે એમ જ—"

પરન્તુ ચંડિકા એટલા શબ્દો પૂરા બોલી રહે તે પહેલાં તો તે એકદમ જમીનપર પછડાઇ પડી, કારણકે હજી તો તે પોતાનું ખંજર ઉચું કરે તે પહેલાં તો લતિકાએ પોતાના કમરપટામાંથી ખંજર ખેંચી કાઢીને તેને ચંડિકાના કાળજામાં હુલાવી દીધું ! મુખમાંથી પૂરા શબ્દો પણ નીકળે તે પહેલાં તો ચંડિકા ઠાર થઇને લતિકાના પગ પાસે પડી ! લતિકા ખંજર મારતી હતી, તે જ ક્ષણે બળવંતસિંહ ત્યાં જઇ પહોંચ્યો. તેણે લતિકાનું એ અઘોર કર્મ જોયું, પણ પહેલાંના સંભાષણમાંથી એક અક્ષર પણ તેણે સાંભળ્યો નહોતો. લતિકાએ ખૂન કર્યું છે એટલું જ માત્ર તેના જોવામાં આવ્યું.

તેને જોઇને લતિકા બનેલા બનાવનું સ્પષ્ટીકરણ કરવાને બોલી: "સરદાર સાહેબ! મને ખૂની સમજવા પહેલાં આ વૃદ્ધાના હાથમાં પણ ખંજર છે એ જોઈ લો. મેં જો એનો પ્રાણ લીધો ન હોત, તો તેણે અવશ્ય મારૂં મોત આણ્યું હોત!"

"તેણે તને એવી ધમકી આપી હતી શું?" બળવંતસિંહે પૂછ્યું.

"મહારાજ! જુઓ તો ખરા! એ રંડા મરી ગઇ છે, છતાં હજી તેના હાથમાંથી ખંજર છૂટતું નથી! મારો જીવ લેવાનો જ તેનો વિચાર હતો."

"એ ગમે તેમ હો, પણ લતિકા! એ તો ખરૂં છે કે આ કામ તેં તારા જીવનને શોભે તેવું કર્યું નથી. તોપણ તેમાં હું તને દોષ દેતો નથી, કારણકે પોતાનો જીવ બચાવવાને માટે બીજાનો પ્રાણ લેવાની જરૂર પડે તે કાંઇ દોષ લેખાતો નથી એવું શાસ્ત્રમાં કહેલું છે. તારા ચહેરાપરથી તું એ ડોસી ઉપર કેટલી ગુસ્સે થએલી હતી, એ સ્પષ્ટ માલૂમ પડી આવે છે, પણ ખૂન જેવું ભયંકર કામ તો પુરૂષના કઠોર હાથને જ યોગ્ય લેખાય; તારા સરખી લાવણ્યલતિકાના નાજૂક હાથનું એ કામ ન હોય!"

લતિકાદેવી બળવંતસિંહની તદ્દન નજીક જઇને બોલી: "તેથી તમને મારા પર કંટાળો આવે છે કે શું?"

"તારા પર કંટાળો? મને શામાટે કંટાળો આવે? નહિ, નહિ, એવું કદી બનવાનું નહિ. કાંઈ નહિ તો છેવટે તારી બ્હેનની ખાતર પણ હું તારા પર કદી ગુસ્સો કરીશ નહિ. પણ મને એટલો જ અસંતોષ રહી જાય છે કે તારો શત્રુ એક પુરૂષ હોત અને મેં તેને મારે હાથે યમદ્વારમાં પહોંચાડ્યો હોત, તો ઠીક હતું." બળવંતસિંહ બોલ્યો.

કેટલીક વાર સુધી બળવંતસિંહની નજરની સાથે પોતાની નજર મિલાવી રહીને લતિકા બોલી: "સરદાર સાહેબ! તમે ઉદાર મનના છો, તેથી જ તમે મારો ગુન્હો માફ કરો છો! પરન્તુ તમારા મનમાં મારા વિષે ખરો અભિપ્રાય કેવો છે, તે જ માત્ર આપ સ્પષ્ટ રીતે જણાવતા નથી—"

બળવંતસિંહ વચમાં બોલ્યો: "લતિકા! તું જરા પણ દુઃખિત થઇશ નહિ. હું તને બિલકુલ ધિક્કારતો નથી. હું ખરૂં જ કહું છું કે મને તારી દયા આવે છે."

"હવે પછી પણ તમે મને એક સખીના જેવી જ સમજશો શું?" લતિકાએ પૂછ્યું.

"હા જ તો! પહેલાંની પેઠે જ તું મને એકસરખી પ્રિય છે, એ તું નિઃસંશય માનજે!" બળવંતસિંહ બોલ્યો.

લતિકા બોલી: "અને આ કામ જો મારે હાથે ન થતાં જમનીને હાથે થયું હોત, તોપણ આપના મન ઉપર શું આવું જ પરિણામ થયું હોત?" આ પ્રશ્ન પૂછવાનો લતિકાનો હેતુ એટલો જ હતો કે જો જમની આ જગત્‌માં ન હોત, તો બળવંતસિંહનો પ્રેમ પોતા ઉપર જડાયો હોત, એવું લતિકાને જણાતું હતું!

"આ તો એક ચમત્કારિક પ્રશ્ન તેં પૂછ્યો!" બળવંતસિંહ બોલ્યો.

"પ્રશ્ન ચમત્કારિક તો છે ખરો, પણ હું પુનઃ પૂછું છું–સાચા હૃદયથી બોલજો–જો આ કાર્ય જમનીએ કર્યું હોત, તો તમે તે વિષે કેવો મત ધરાવ્યો હોત?" લતિકા ઉત્તર સાંભળવાને વિશેષ ઉત્સુક બની.

"આ કૃત્ય જ એટલું વિલક્ષણ છે કે જમનીના, તારા, કિંવા બીજા કોઇના પણ હાથે તે થયું હોત, તોપણ મને તેનું મહત્ત્વ એક સરખું જ માલૂમ પડયું હોત. પણ હવે આપણે એ વિષય જ છોડી દઇશું. જો, આ કૃત્યનું છેવટ હું આણી દઉં છું." એમ કહીને બળવંતસિંહે તે મુડદુ ઉપાડયું અને નદીના પ્રવાહમાં ફેંકી દીધું. પછી તેણે લતિકાને પુનઃ કહ્યું: "લતિકા! શું તું એમ કહે છે કે હું તને કાંઇ મદદ કરૂં? પણ હું તો હવે થોડા જ દિવસમાં સ્વદેશ તરફ પાછો ફરવાનો છું." એ વખતે પોતાનો પરાજય કરનાર જમદેવનું સ્મરણ થવાથી બળવંતસિંહે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"શું તમે સ્વદેશ જવાના છો? હું કહું છું કે–" લતિકા ધીમા અસ્પષ્ટ શબ્દે બોલી.

"કહે, કહે, જે કહેવું હોય તે સ્પષ્ટ કહે; કારણકે તારી ઇચ્છા પૂર્ણ કરવાનું મેં જમનીને વચન આપ્યું છે. મારા પર વિશ્વાસ રાખીને સઘળું ખુલ્લા દિલથી કહી દે!" બળવંતસિંહ બોલ્યો.

"હું આપનો આ ઉપકાર કેવી રીતે ફેડીશ? હું પણ આપની સાથે જ આવું છું. મારી બ્હેને જતી વેળાએ પોતાની બન્ને સખીઓને મારી પાસે જ રાખી છે." લતિકા બોલી.

"ત્યારે, આજથી છઠ્ઠે દિવસે હું મારા સેવકોને સાથે લઇને ગુજરાત તરફ રવાના થઇશ–હું શામાટે જઉં છું તે જમની જાણે છે. કહે, તું પણ સાથે આવીશ ને?" બળવંતસિંહે પૂછ્યું.

"હા. હું પણ તે કારણ જાણું છું." એમ કહીને તે સુંદરી પોતાનાં અશ્રુપૂર્ણ નેત્રોને સાડીના છેડાવડે લૂછવા લાગી.

"શું તને તારી બ્હેનનું સ્મરણ થઈ આવ્યું ?" બળવંતસિંહે પૂછ્યું.

"હાય ! હાય ! મારા મનની સઘળી વાત તમને અત્યારે જ હું કહી નાંખું ! પણ ના, હજી તે વખત આવ્યો નથી. કદાચ પાટણમાં પહોંચ્યા પછી—" લતિકાના આ અધૂરા શબ્દો સાંભળીને બળવંતસિંહને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે કઈ ગુપ્ત વાત કહેવાની હશે તે વિષે તે કશું અનુમાન કરી શક્યો નહિ.

કેટલીક વારે લતિકા બોલી : "મહારાજ ! હવે આપણે એ વાતચીત છોડી જ દઈએ. પાટણ પહોંચ્યા પછી આજ પહેલાં બનેલા અને હવે પછી બનવાના બનાવોનો ખુલાસો હું આપની પાસે કરીશ. એક વાર આપણા જવા વિષેનો વિચાર નક્કી કરી વાળો." થોડી વાર વિચાર કરીને તે બોલી: "આજથી છઠ્ઠે દિવસે સૂર્યોદયની વેળાએ હું આપને શહેરની બહાર આવીને મળીશ. પણ હવે આપણે છૂટાં પડીએ તે પહેલાં એક વાત મને કહો. આજે આપે જેને ડૂબતી બચાવી તે સ્ત્રી કોણ છે ? તેની યોગ્યતા પ્રમાણે હું તેનો સત્કાર કરીશ. બે-ત્રણ દિવસ હું તેને મારી પાસે રાખીશ."

બળવંતસિંહે ઉત્તર આપ્યો: "શ્યામગઢની પાસે રહેનારા એક ખેડુતની એ પુત્રી છે. એ અલક જો કે ગરીબ છે ખરી, પરન્તુ બહુ જ ડાહી, ચતુર અને સુંદર છે. તે એક રાજમંદિરમાં શોભે તેવી છોકરી છે. તેનો તારાથી બને તેટલો સારો આદરસત્કાર કરજે."

કિંચિત્ ચ્હીડાઇને લતિકા બોલી : "આપ તો તેના સ્તુતિપાઠક જ બની ગયા જણાઓ છો !"

બળવંતસિંહ કળી ગયો કે લતિકાના મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન થઈ છે, પણ તે બહાર દર્શાવ્યા વિના તે બોલ્યો: "અલકકુમારી જેટલી સ્તુતિને પાત્ર છે, તેટલી જ તેની સ્તુતિ મેં કરી છે. કાલ રાતના જમદેવ સાથેના યુદ્ધમાં હું ઘાયલ થઈને બેભાન પડ્યો હતો, તે વખતે તેણે મને જે મદદ કરી હતી, તે જો ન કરી હોત, તો હું તે જ સ્થિતિમાં કેટલીએ વાર સુધી ત્યાં પડી રહ્યો હોત અને પછી આગળ શું બનવા પામ્યું હોત, તે કહી શકાય નહિ. કાલે તેણે મને જેવી મદદ કરી હતી, તેવી જ બલકે તેથી એ જરા વધારે મદદ તું તેને કરજે."

કદાચ પોતાના મનનો ભાવ બળવંતસિંહના જાણવામાં આવી ગયો હશે, એવું માનીને તેણે બળવંતસિંહને કહ્યું: "હું માણસનું મૂલ્ય નથી સમજતી, એમ આપ ન માનશો."

"તારા ઉદાર દિલને હું સારી રીતે પિછાણું છું. વારૂ, ત્યારે હું હવે જાઉં છું. હવે પછી આપણા ઠરાવ પ્રમાણે આજથી છઠ્ઠા દિવસની પ્રભાતે આપણે મળીશું." બળવંતસિંહ બોલ્યો.

"વારૂ, તે જ વખતે આપણો મેળાપ જરૂર થશે." એમ બોલતાં લતિકાએ પોતાના તંબૂનો રસ્તો લીધો. બળવંતસિંહ શહેર તરફ ચાલતો થયો. બન્ને જણ છૂટાં પડીને પોતપોતાને માર્ગે ચાલ્યાં ખરાં, તોપણ તે બન્નેના મનમાં એક જ બનાવ સંબંધે-એટલે ચંડિકા ડોસીના મરણ સંબંધે-એકસરખા વિચાર ચાલી રહ્યા હતા.

જો લતિકાને વચમાં થોડો પણ વખત મળી શકયો હોત, તો તેણે પોતાનો ગુન્હો બળવંતસિંહના જાણવામાં આવવા દીધા વિના જ છુપાવી દીધો હોત. બળવંતસિંહ પણ જો થોડો વહેલો આવી પહોંચ્યો હોત, તો તેણે લતિકાને હાથે ખૂન નહિ થવા દેવાને કદાચ પોતાના ઉપર પણ જોખમ વ્હોરી લીધું હોત; પરન્તુ જે થવાનું હતું તે તો થઈ ગયું, તેમાં કોનો ઉપાય ચાલે?

લતિકા તંબૂ પાસે પહોંચ્યા પછી એક વાર પાછું વાળીને જોયું અને તે પોતાના મનમાં જ બડબડી: "કાંઈ ફીકર નહિ! છેવટે તો તે મારો જ છે! મારો જ છે!"



## પ્રકરણ ૩૮ મું.

### બે નવાં બળિદાન!

વાચક! સરદાર બળવંતસિંહે પોતાના બન્ને સેવકો તેજસીંગ અને દાનસીંગને રાજકન્યાની શોધ કરવાની આજ્ઞા કરી હતી, તે તને સાંભરે છે કે?

પોતાના માલેકની આજ્ઞા પ્રમાણે રાજકન્યાની શોધ કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો, પરન્તુ તેઓમાંથી એકે પણ રાજકન્યાને જોઇ નહોતી, એટલું જ નહિ, પણ તેની તસબીર પણ તેમણે કદી જોએલી નહોતી. એ કારણથી એક વાર તેઓએ જ્યાં હોય ત્યાંથી રાજકન્યાની તસબીર જોવાનો નિશ્ચય કર્યો. ઘરધણીની સાથેની વાતચીત દરમિયાન

તેઓએ એટલું જાણી લીધું કે રાજદરબારમાં રાજકન્યાની એક મોટી તસબીર ટાંગેલી હતી. રાજદરબાર તો અત્યારે વીરોત્તમના તાબામાં હતો અને તેના ઉપર વીરોત્તમનાં તાળાં તથા તે ઉપર તેના સીક્કા લગાવેલા હતા. પરન્તુ એ સાહસિક યુવકો તેથી હિંમત હારી જાય તેવા નહોતા. એક વાર તેમણે બરાબર લાગ જોઇને એક બારી તોડી નાંખીને તે દ્વારા રાજમહાલયમાં પ્રવેશ કર્યો અને રાજકન્યાની તસબીરની શોધ કરવા માંડી.

રાજમહાલયના પ્રત્યેક દીવાનખાનામાં અનેક તસબીરો ટાંગવામાં આવેલી હતી. તે સઘળી જોઇને તેની નીચેનાં નામો પણ વાંચવાની તેમને જરૂર પડતી હતી. ઘણો વખત ગાળીને તેમણે અનેક તસબીરો જોઇ, પણ તેમાં રાજકન્યાની તસબીર તેમના જોવામાં આવી નહિ. તેઓએ રાજમહાલયના સઘળા ભાગોમાં શોધ ચલાવવાનો નિશ્ચય જ કર્યો હતો. છેવટે તેઓ એક નાની ઓરડી પાસે આવીને અટક્યા. તે ઓરડીને એક મજબૂત તાળું મારીને બંધ કરવામાં આવી હતી, પરન્તુ તેને નહિ ગણકારતાં તેઓએ તાળું તોડી નાંખીને ઓરડી ઉઘાડી તથા તેમાં પ્રવેશ કર્યો. તે ઓરડીમાં અનેક મૂલ્યવાન પરન્તુ વજનદાર વસ્તુઓ ભરવામાં આવી હતી, પરન્તુ તે તરફ દૃષ્ટિ નહિ કરતાં તેઓએ માત્ર તસબીરો જ જોવા માંડી. એક મોટી તસબીર પર તેમની નજર જતાં જ તેઓ એકદમ ચમકી ઉઠયા, કારણકે તે તસબીરમાંની સ્ત્રીને તેમણે પૂર્વે કોઇક સ્થળે જોઈ હતી, એમ તેમને લાગ્યું. એટલામાં તેમને સાંભર્યું કે, પેલી વૃદ્ધ સ્ત્રીની સાથે સ્વર્ગસુખનો અનુભવ લેવા જતાં જે વિશાળ વિલાસભુવનમાં તેઓ ગયા હતા, અને ત્યાં તેજસીંગને જે સુંદર તરૂણી સાથેના વિલાસનો લાભ મળ્યો હતો, તે જ તે તસબીરમાંની સ્ત્રી હતી ! તસબીર ઉપરનું નામ તેઓએ વાંચ્યું તો "ચંદ્રપ્રભા" એવા અક્ષરો તેમની નજરે પડયા અને તેઓ આશ્ચર્યપૂર્વક એક બીજાનાં મ્હોં સામે જોતા સ્તબ્ધ બનીને ઉભા !

આટલા વખત સુધી જે રાજકન્યા સંબંધે તેઓ કેવળ અજ્ઞાન જ હતા, તેનો હવે સ્પષ્ટ ખુલાસો થઈ ગયો. રાજકન્યા પણ શાક્તમંડળમાં ભળેલી છે, એવું જાણીને તેમને બહુ દુઃખ લાગ્યું. તેઓએ પોતાના મન સાથે ઠરાવ કર્યો કે, ગમે તેમ થાઓ, ભલે જીવ ઉપર જોખમ આવી પડે, પરન્તુ રાજકન્યાને એક વાર ફરીથી મળીને તેને ત્યાંથી મુક્ત કર્યા વિના તો રહેવું જ નહિ !

પણ હવે તે પુનઃ મળી શકે કયે સ્થળે ? જે મહાલયમાં તેઓ પૂર્વે ગયા હતા, તેના જેવા તો અનેક મહાલયો સંગમપુરની આસ-

પાસ આવી રહેલા હતા. વળી પોતે તે મહાલયમાં કઈ દિશાએ થઇને ગયા હતા, એ પણ તેમના ધ્યાનમાં નહોતું, કારણકે તેમને તે સ્થળે લઇ જતાં પેલી સ્ત્રીએ તેમનાં મ્હોં ઉપર બુરખા નાંખેલા હતા. તે વૃદ્ધ સ્ત્રીને પુનઃ મળવાને તેઓએ કેટલાક દિવસ સુધી નગરની આસ-પાસ અને અંદરના પ્રત્યેક રસ્તે ફર્યા કર્યું. છેવટે અમાવાસ્યાને દિવસે–જે દિવસે બળવંતસિંહ અને જામદેવની લડાઇ થવાની હતી તે દિવસે–સાંજે સંગમપુરના દક્ષિણ દિશાના દરવાજે થઇને તે બન્ને જણ શહેરની બહાર નીકળતા હતા, તે વખતે એક બુરખાવાળી સ્ત્રી તેમની નજરે પડી. તેની સાથેની વસ્ત્રાલંકારભૂષિત દાસીને જોતાં જ એ સ્ત્રી કોઈ મોટા માન–મર્તબાવાળી હશે એવો વિચાર તેમના મનમાં આવ્યો અને તે સ્ત્રીને રસ્તો આપવાને એ બન્ને જણા રસ્તાની બાજુએ અદબથી ઉભા થઈ રહ્યા. તે સ્ત્રી તેમની નજીક આવી પહોંચતાં જ તેણે તેમને ઓળખી કાઢ્યા અને પોતાના મુખ ઉપરનો બુરખો જરા બાજુએ કર્યો, કે તુરત જ તેજસીંગ અને દાનસીંગે તેને ઓળખી કાઢી. પૂર્વોક્ત વિલાસભુવનમાં સૌની અધિષ્ઠાત્રી જે એક પ્રૌઢ સ્ત્રી હતી તે જ એ હતી. તેજસીંગ અને દાનસીંગે અત્યંત નમ્રતાથી તેને પ્રણામ કર્યા. તેમના મનમાં તો એવું હતું કે તે સ્ત્રી એક વાર ફરીથી જો પોતાને આમંત્રણ આપીને એ વિલાસભુવનમાં તેડી જાય તો બહુ સારૂં. પછી થોડીએક પ્રાસ્તાવિક વાતચીત થયા બાદ એ સ્ત્રીએ આજની રાતે તેમની ઇચ્છા પૂર્ણ કરવાનું અભિવચન આપીને તેમને પોતાની સાથે આવવાનું કહ્યું. પછી તેઓ તેની સાથે પૂર્વોક્ત શ્મશાનમાં આવ્યા. ત્યાં આવેલા દેવાલય સુધી પહોંચતાં જ બે ઘોડા તેમના જોવામાં આવ્યા. પહેલાંની પેઠે મ્હોંઢાંકણુ પહેરાવવામાં આવ્યા બાદ તેઓ ઘોડાપર બેઠા અને બે ઘડી સુધી પ્રવાસ કર્યા બાદ તેઓ તે વિલાસભુવનમાં જઇ પહોંચ્યા.

મધરાત થઇ ત્યાંસુધીનો તેમનો સમય તો સ્નાન, ભોજન, વગેરે કાર્યો પાછળ ગયો. પછી તેમણે ઉત્તમ પોષાક ધારણ કર્યો, એટ-લામાં રૂપાનો ઘંટ મોટા અવાજથી વાગવા લાગ્યો અને એક સેવક તેમને દિવાનખાનામાં તેડી ગયો. તે સ્થળે કેટલાંક સુંદર સ્ત્રી પુરૂષોનાં જોડાં આવીને બેઠાં હતાં અને કેટલાંક હજી આવતાં હતાં. છેવટે જે સ્ત્રીને શોધવાને તેઓ અહીં આવ્યા હતા, તે સ્ત્રી–મોરપીછના પંખા-વાળી સ્વરૂપવતી રાજકન્યા ચંદ્રપ્રભા તેમની નજરે પડી ! તેને જોતાં જ પેલી તસબીરમાંની સ્ત્રી એ પોતે જ હતી એવી તેમની ખાત્રી થઇ. સૌની પાછળ પેલી અધિષ્ઠાત્રી પ્રૌઢ બાઇએ ત્યાં પ્રવેશ કર્યો, પણ આજે તે એકલી જ હતી. પહેલી વાર જે જુવાન પુરૂષ તેની સાથે હતો,

તે આજ નહિ હોવાથી તે કિંચિત્ શોકાતુર જોવામાં આવતી હતી.

તે બાઇએ તે બન્ને જણની પાસે આવીને તેજસીંગનો હાથ રાજકન્યાના હાથમાં આપ્યો અને દાનસીંગની યોજના બીજી એક સુંદરી સાથે કરવામાં આવી. રાજકન્યાનો લાભ પોતાને જ થયો તેથી તેજસીંગને બહુ આનંદ થયો.

રાજકન્યાની સાથે એક આસન ઉપર બેસતાં જ તેજસીંગ બોલ્યો: " સુંદરી! મને તું વિસરી ગઇ તો નથી ને ? "

" નહિ, નહિ, સરદાર સાહેબ ! હું તમને કેવી રીતે વિસરી જઉં ? " ચંદ્રપ્રભા કટાક્ષ ફેંકતી બોલી: " પણ આપ આ સ્થળે બીજી વાર કેવી રીતે આવી શક્યા ? "

તેજસીંગે એક વાર આજુબાજુએ નજર ફેરવીને તેને હળવેથી કહ્યું: " રાજકન્યા ! અમે અહીં કાંઇક હેતુપુરઃસર ફરીથી આવ્યા છીએ. હું હવે જે કાંઇ કહું તે ધ્યાન દઇને સાંભળી લે. "

" ઘણું કરીને મારૂં કલ્યાણ કરવાને જ તમે અહીં આવ્યા હશો." ચંદ્રપ્રભા બોલી: " પણ મને પહેલાં કહો કે તમે કોણ છો ? "

" તું સરદાર બળવંતસિંહને ઓળખે છે કે ? જો ન ઓળખતી હોય તો તે કરતાં મોટું નામ તને જણાવું. " તેજસીંગ બોલ્યો.

તે બોલી: " ત્યારે મારૂં નામ હજી ગુજરાતને સાંભરે છે ખરૂં ! સરદાર બળવંતસિંહને હું ઓળખું છું. તે ત્રણેક અઠવાડિયાં પહેલાં મને એક વાર મળ્યા હતા, પરન્તુ તમે કોણ છો એ બરાબર સમજ્યા વિના હું તમારી પાસે મારૂં મન ખુલ્લું કરી શકતી નથી. વારૂ, પહેલાં મને જણાવો કે આ મારા બંધીખાનાનું–નહિ નહિ–ગુપ્ત વાસનું સ્થળ તમારા જાણવામાં કેવી રીતે આવ્યું ? તેવી જ રીતે હું રાજકન્યા છું, એ પણ તમે કેવી રીતે જાણ્યું ? "

" પહેલાં અમે કોણ છીએ, તે હું કહું છું." તેજસીંગ બોલ્યો: " સરદાર બળવંતસિંહના અમે નમ્ર સેવકો છીએ. "

" શું ? સરદાર બળવંતસિંહના સેવકો ? " ચંદ્રપ્રભા હળવેથી પણ આશ્ચર્યથી બોલી: " તે તો બહુ જ માયાળુ પુરૂષ છે. તેમણે મારૂં દુઃખ જાણીને મને છોડાવવાનું અભિવચન આપ્યું હતું. વારૂ, પણ તમે શી ગોઠવણ કરી છે ? મારે હવે શું કરવું ?"

તેજસીંગ બોલ્યો: " તને અહીંથી છોડાવીને ગુજરાતીઓના રક્ષણ હેઠળ રાખવી, એવી અમે યોજના કરી છે. "

" આ તમારા શબ્દો મને અમૃત જેવા મીઠા લાગે છે; પણ, હું અહીંથી મુક્ત થઇને બહાર નીકળી શકું એ કામ જ ઘણું મુશ્કેલી-ભરેલું છે. " તે બોલી.

"તને અહીંથી છૂટી કરવાની કશી ખાસ યોજના અમે કરી શક્યા નથી. જેવો વખત આવે તે પ્રમાણે વર્તવું એવો અમે વિચાર કર્યો છે. અમારી આ તલવારો અમારા હાથમાં છે ત્યાંસુધી તું જે હુકમ કરીશ, તે માન્ય કરવાને અમારા માલેકની ખાતર અમે એક-પગે તૈયાર છીએ." હાનસીંગ તરફ જોતાં જોતાં તેજસીંગ બોલ્યો.

જેવી રીતે પીંજરામાં ગોંધાએલું પક્ષી ઉડી જવાને આતુર બની ગએલું હોય છે, તેવી રીતે આતુરતા દર્શાવતી ચંદ્રપ્રભા બોલી: "તો પછી હવે મોડું કરો નહિ, કારણકે માત્ર અધઘડીમાં જ આ દિવાન-ખાનાનાં દ્વાર બંધ થશે અને દેવીની પૂજાનો આરંભ થશે; એટલા માટે અત્યારે જ આપણે નીકળી જઇએ, એટલે પૂજા પૂરી થાય ત્યાં-સુધી આપણે અહીંથી જતાં રહ્યાં છીએ એ વાત કોઇના ધ્યાનમાં આવશે નહિ. ચાલો ત્યારે, મારી પાછળ પાછળ."

"રાજકન્યા ! એટલી બધી ઉતાવળી ન થા." તેજસીંગ બોલ્યો: "તારા ચહેરા ઉપરથી જો કોઈ આપણો ઈરાદો જાણી જશે, તો મોટો અનર્થ થઇ જશે."

"એમ ડરી જાઓ નહિ. હું તમને એવે માર્ગેથી લઇ જઇશ કે તે માર્ગની કોઇને ખબર જ પડે નહિ. તમારો સોબતી પણ આપ-ણી સાથે જ આવશે ને ?" ચંદ્રપ્રભાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"હા, જો, કાંઇક બ્હાનું કાઢીને તે પોતાની સખી પાસેથી ખસી ગયો; પણ તને રસ્તાની તો બરાબર ખબર છે ને ?" તેજસીંગે પ્રશ્ન કર્યો.

"હા, હા. જમીનની અંદર એક ભોંયરૂં છે તે હું જાણું છું. તેમાં થઇને આપણે નીડરપણે ચાલ્યાં જઇશું." ચંદ્રપ્રભા બોલી: "પણ જો કોઇએ હરકત કરી તો પછી—"

"તો પછી આ અમારી તલવારો તેની ખબર લેવાને તૈયાર જ છે !" તેજસીંગ બોલ્યો.

પછી તે બન્ને જણાં દિવાનખાનામાંથી બહાર નીકળ્યાં. એ વખતે દિવાનખાનામાંનું સર્વ મંડળ પૂરા બહારમાં આવી રહ્યું હતું. હાનસીંગ પણ ધીમેથી આવીને તેમને મળ્યો, અને તે ત્રણે જણાં એક દાદર વાટે ઉતરીને ભોંયતળીએ આવી પહોંચ્યાં.

"અહીંસુધી તો આપણે નીડરપણે આવ્યાં, એમાં કાંઇ નવાઇ નથી. ભય તો હજી આગળ રહેલો છે." ચંદ્રપ્રભા બોલી. પછી તેણે દાદર પાસેનું એક ગુપ્ત દ્વાર ઉઘાડયું, તો તેની અંદર એક નાનો ગુપ્ત દાદર જોવામાં આવ્યો. ત્રણે જણાં અંદર ઉતર્યાં. ત્યાં એક દીવો હતો,

તે દાનસીંગે હાથમાં લીધો અને પછી ત્રણે જણાં દીવાના પ્રકાશમાં ભોંયરાની અંદર આગળ ચાલવા લાગ્યાં. તેઓ લગભગ પચાસેક ડગલાં આગળ વધ્યાં હશે, એટલામાં મોટી મશાલોનો પ્રકાશ તેમની દૃષ્ટિએ પડ્યો. તે પ્રકાશ તરફ તેમની દૃષ્ટિ ગઈ, તેજ ક્ષણે "તેમને ફક્ત કેદ કરો; ઠાર મારતા નહિ; **કાલિકાને તેમનું બળિદાન આપવાનું છે!**" એવા કાલિકાપ્રસાદના ભયંકર શબ્દો તેમના કાને પડ્યા, અને મ્હોં ઉપર બુરખા પહેરેલા દશ—બાર હથિયારબંધ જુવાનો એકદમ તેમની ઉપર તૂટીં પડ્યા!

# પ્રકરણ ૩૯ મું.

## ત્રણ દિવસની મુસાફરી.

કાલિકાપ્રસાદના શબ્દો કાને પડતાં જ રાજકન્યા કમ્પવા લાગી અને તે એકદમ જમીન ઉપર પછડાઇ પડી! તેજસીંગ અને દાનસીંગની તલવારો મ્યાનમાંથી બહાર નીકળી અને વિજળીની પેઠે ચમકવા લાગી; પણ તે શા કામની? દશ—બાર બખ્તરીયા વીરોની પાસે તે અંધકારપૂર્ણ અને અજાણ્યે સ્થળે તેઓનું ડહાપણ શી રીતે ચાલે? કાલિકાપ્રસાદના માણસોએ તેમની પાસેથી હથિયારો ખુંચવી લીધાં અને તેમના શરીરે મોટા ઝભ્ભા પહેરાવીને ત્યાંથી તેમને દોરી જવામાં આવ્યા. ચંદ્રપ્રભાની ચીસો સંભળાયા કરતી હતી, તે ઉપરથી તેને પાછી દિવાનખાના તરફ લઇ જવામાં આવતી હોવી જોઇએ અને પોતાને તે ભોંયરામાં આગળ લઇ જવામાં આવતા હોવા જોઇએ, એવું તે બન્નેના સમજવામાં આવ્યું.

જેમના હાથમાં તે બન્ને જણા સપડાઇ ગયા હતા, તે લોકો કેવળ ગુપચુપ પણ જલદીથી આગળ ચાલતા હતા. કાલિકાપ્રસાદ સાથે હતો કે નહિ તે જાણવાનું તેમની પાસે કશું સાધન નહોતું. તેઓ એક દરવાજો ઓળંગીને આગળ ચાલ્યા; તોપણ તેઓનો ભોંયરાની અંદરનો પ્રવાસ પૂરો થયો નહિ. વળી ફરીથી એક બીજો દરવાજો આવ્યો, તોપણ ભોંયરૂં પૂરૂં થયું નહિ. છેવટે ત્રીજા દરવાજામાંથી બહાર નીકળતાં તેઓ ખુલ્લી હવામાં આવી પહોંચ્યા હોય એવું તેમને જણાયું. તેમનો આ પ્રવાસ લગભગ અર્ધી ઘડી ચાલ્યો હતો. છેવટે કાલિકાપ્રસાદના શબ્દો તેમને કાને પડ્યા: "જલ્દી ઘોડા લાવો."

પછી તેમને ઘોડાપર બેસાડવામાં આવ્યા અને તેમના પગ

ઘોડાના પેટની સાથે દોરીથી મજબૂત બાંધી લેવામાં આવ્યા. એવી રીતે તેમને કેદી બનાવવામાં આવ્યા બાદ તેમના ઘોડા ચાલવા લાગ્યા.

લગભગ ચાર ઘડી સુધી તેમનો પ્રવાસ કેવળ ગુપચુપ ચાલ્યો. એ વખતે એ શૂરા સેવકોના મનની કેવી અવસ્થા થઇ હશે? કાલિકાને બળિદાન દેવાનો અર્થ શું? પૂર્વે જેમ જીવતા માણસનું બળિદાન દેવામાં આવતું હોવાની વાતો સાંભળવામાં આવે છે, તેવી જ રીતે આ લોકો પોતાનું બળિદાન દેશે કે શું? એ જ વિચારો તેમના મનમાં વારંવાર આવવા લાગ્યા. તેમના શરીર અને મનમાં એકસરખી વેદના થવા લાગી. એવી સ્થિતિમાં એએક ઘડી વીતી ગયા પછી તેમના ઘોડા ઉભા રહ્યા.

પછી તેમના શરીરપર પહેરાવવામાં આવેલા બુરખાવાળા ઝબ્બા કાઢી નાંખવામાં આવ્યા અને તેમના હાથપગ છૂટા કરીને તેમને એક ધર્મશાળામાં લઇ જવામાં આવ્યા. ત્યાં તેમને થોડુંએક ખાવાનું આપવામાં આવ્યું, પણ તે તેમને કેવી રીતે ભાવે?

પહેલાં તેમણે પોતાની સાથે કોણ કોણ છે એ જોઇ લીધું. ચાર હથિયારબંધ ઘોડેસ્વારો અને પાંચમો કાલિકાપ્રસાદ એટલા જણ પોતાની સાથે છે એવું તેમને માલૂમ પડયું; સૌએ નાસ્તો કરી લીધા પછી પુનઃ તેમને ઘોડાપર બેસાડવામાં આવ્યા. આ વખતે જોકે તેમના હાથપગ બાંધવામાં આવ્યા હતા, તોપણ તેમના મ્હોંપર બુરખો પહેરાવવામાં આવ્યો નહોતો, તેથી તેમને કાંઇક આનંદ થયો. પ્રભાત થતાં વનસૌંદર્ય જોવાથી તેમનામાં જરા હુશિયારી આવી. એ પ્રમાણે કેટલેક સુધી આગળ જતાં તેમને માલૂમ પડયું કે એ રસ્તો તેમનો જાણીતો હતો. એ જ માર્ગે થઇને તેઓ બળવંતસિંહની સાથે સંગમપુર આવ્યા હતા. પ્રભાતની અવર્ણનીય શોભા તેમની દૃષ્ટિએ પડવા લાગી હતી. પક્ષીઓનો કિલકિલાટ શરૂ થયો હતો. આખી સૃષ્ટિ જાગૃત થઇ રહી છે એવું તેમને દેખાવા લાગ્યું. પ્રાતઃકાળના બાલસૂર્યનાં કોમળ અને રક્ત કિરણોથી તરૂવરો સુશોભિત દેખાવા લાગ્યાં. પરન્તુ આ શોભા બિચારા તેજસીંગ અને દાનસીંગને શા કામની હતી? તેમની આંખો સામે તો મોત-ભયંકર મોત આવીને ઉભું રહેલું હતું!

તેઓએ મોટી આશાપૂર્વક એકબીજાની તરફ દૃષ્ટિ કરી, પરન્તુ તેઓને જણાયું કે આશારૂપી તંતુઓ તૂટી ગએલા હતા! તેમણે હથિયારબંધ પહેરેગીરો તરફ જોયું, તો તેમના ક્રૂર ચહેરા જોઇને તેઓ ગર્ભગલિત બની ગયા! કાલિકાપ્રસાદ તરફ જોતાં તો તેમનું રક્ત જ શિથિલ બની ગયું અને શ્વાસોચ્છ્વાસ ક્ષણભર અટકી ગયો, કારણકે

તે તેમની હીલચાલ ઉત્સુકતાથી જોઇ રહ્યો હતો ! પુનઃ તેજસીંગ અને દાનસીંગે એક બીજા તરફ નિરાશાપૂર્વક દૃષ્ટિ કરી.

પ્રહર દિવસ ચડ્યો, એટલે વળી એક બીજી ધર્મશાળા આવી. ત્યાં આગળ તેમણે ઘોડા બદલી નાંખ્યા. એ ઉપરથી તે બન્ને જણ સમજી ગયા કે ધર્મશાળાના રખેવાળો પણ કાલિકાપ્રસાદની સાથે મળી ગએલા હતા અને તેથી તેઓ પોતાને બચાવી શકે તેમ નહોતું. એ ધર્મશાળામાં બે ઘડી તેઓ રોકાયા અને એટલા અવકાશમાં તેમને અનેકાનેક વાતોનું સ્મરણ થવા લાગ્યું. પોતાનાં માબાપ, પોતાનો માલેક, પેલી બે સુંદરીઓ—રેવા અને રાધા વગેરે સૌ કોઈ તેમને સાંભર્યા. રેવા અને રાધાનો મેળાપ તો કદાચ આખી જીંદગીમાં ફરીથી ન થાય એવું તેમના મનમાં આવવા લાગ્યું. એ સ્મરણથી તેમની આંખો આંસુવડે ભરાઇ ગઈ, અને આવી જુવાન વયમાં પોતે કાલિકાનાં બળિદાન થઇ જશે એવું મનમાં આવતાં તેમને અત્યંત દુઃખ થયું.

પછી તેઓ ધર્મશાળામાંથી પુનઃ આગળ ચાલ્યા. માર્ગમાં ધર્મશાળાઓમાં રોકાતાં રોકાતાં પૂરા બે દિવસ સુધી તેઓએ મુસાફરી કરી. ત્રીજે દિવસે સ્હવારે, પૂર્વે જે સ્થળે વીરોત્તમની છાવણી આવેલી હતી તે જ સ્થળે, તેઓ આવી પહોંચ્યા. અત્યારસુધી તેમની મુસાફરી કેવળ ગુપચુપ જ ચાલતી હતી. અત્યારે તેઓ સંગમપુર તરફથી વહેતી આવતી નદી ચર્મણ્વતી જ્યાં આગળ ઉતરવી પડતી હતી, ત્યાં આગળ આવ્યા હતા.

નદી ઉતરતી વખતે પોતાના કેદીઓ છટકી જાય નહિ, એવી ખાત્રી કરી લીધા પછી સઘળા ઘોડેસ્વારોએ નદીના પ્રવાહમાં પ્રવેશ કર્યો. એટલામાં કાલિકાપ્રસાદનો ઘોડો નદીમાં એકાએક ચમક્યો અને બે પગ ઉપર ઉભો થયો. કાલિકાપ્રસાદ સારો ઘોડેસ્વાર હોવાથી તે ટકી શક્યો, નહિતો બીજો કોઇ હોય તો પડી ગયા વિના રહે નહિ. પોતાનો ઘોડો શા કારણથી ચમક્યો તે જોવાને માટે કાલિકાપ્રસાદ આમતેમ જોવા લાગ્યો, તો પાસે જ એક ઝાંખરામાં અટકી રહેલું કોઇ સ્ત્રીનું મુડદું તેના જોવામાં આવ્યું.

એટલામાં એક સ્વારે પણ તે જોઈને અને મુડદાને ઓળખી કાઢીને કહ્યું : "અરે, આ તો પેલી ચંડિકાનું મુડદું છે !" આ શબ્દો સાંભળતાં જ કાલિકાપ્રસાદ એકદમ ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો અને તેણે મુડદાને બારીકીથી જોયું. મુડદું બહુ કુગાઇ ગએલું નહોતું એટલે તે તુરત જ ઓળખાઈ ગયું. વળી તેની આંગળીમાં શાક્ત-

મંડળની સંકેતમુદ્રિકા હતી, એટલે તો કાલિકાપ્રસાદને જરા પણ સંશય રહ્યો નહિ.

તેજસીંગ અને દાનસીંગે પણ તેને ઓળખી કાઢી, કારણકે સૌથી પહેલી વાર તેમને વિલાસભુવનમાં લઇ જનારી એ જ સ્ત્રી હતી.

કાલિકાપ્રસાદ બોલ્યો: "બિચારી શાથી મરી ગઈ તેની ખબર પડતી નથી. હજી બે દિવસ પહેલાં તો તે મને એક ધર્મશાળામાં મળી હતી."

એક સ્વાર બૂમ મારી ઉઠયો: "અરે મહારાજ! કોઇએ તેનું ખૂન કરેલું છે! આ જુઓ, તેના કાળજામાં ખંજર પેઠેલું છે અને હજી એ હથિયાર પણ જેમનું તેમ જ રહેલું છે."

કાલિકાપ્રસાદે તે ખંજર પોતાના હાથમાં લીધું અને તેની તીક્ષ્ણ ધાર તથા નકશીદાર મૂઠ લક્ષપૂર્વક તપાસી જોઈ. તેણે તે ખંજરને તુરત ઓળખી કાઢયું અને પોતાના માણસોને કહ્યું: "આપણી પહેલાંની ગોઠવણમાં હવે મને ફેરફાર કરવો પડશે, કારણકે મને સંગમપુર પાછા ગયા વિના હવે ચાલે તેમ નથી. પેલી રાંડ રમણી બેઇમાન થઇને આપણી સાથે વૈર કરી બેઠી હોય એમ લાગે છે. મારે પહેલાં ત્યાંનો સારો બંદોબસ્ત કરવો પડશે. તેટલા માટે તમે સઘળા આ બન્ને જણને લઈ જાઓ અને જે કાંઈ વ્યવસ્થા નિયમ પ્રમાણે કરવામાં આવે છે તે તમે પોતે જ કરજો." એમ કહીને કાલિકાપ્રસાદ પોતાના ઘોડા ઉપર પાછો સ્વાર થવા લાગ્યો.

એટલામાં તેજસીંગ બોલ્યો: "ગુરૂવર્ય! આપની સાથે એકાંતમાં મારે જરા ગુપ્ત વાતચીત કરવાની છે."

"એવું ગુપ્ત વળી શું કહેવાનું છે?" કાલિકાપ્રસાદે તેના તરફ તિરસ્કારપૂર્વક નજર કરીને પૂછ્યું.

"તેવું જ કાંઈ અત્યંત ગુપ્ત હોયા વિના હું આપને એવી વિનતિ કરત નહિ, પણ મેં આપને ખુલ્લું જ કહી દીધું હોત." તેજસીંગ બોલ્યો.

"ત્યારે તમે જરા બાજુએ જાઓ." કાલિકાપ્રસાદે પોતાના ઘોડેસ્વારોને ઉદ્દેશીને કહ્યું. પછી તેણે તેજસીંગને કહ્યું: "જે કાંઇ કહેવાનું હોય તે હવે તું ટૂંકામાં બોલી જા."

"ગુરૂવર્ય! હવે અમારી કેવી સ્થિતિ કરવામાં આવનાર છે એ અમે જાણતા નથી, તોપણ તમારા ભયંકર શબ્દો ઉપરથી અમે એટલું અનુમાન કરી શક્યા છીએ કે અમારા જીવ જોખમમાં પડે તેવી જ દશા કરવામાં આવનાર છે. પરન્તુ અમે કેવળ અમારા જ કલ્યાણને

માટે નહિ, પણ આપનાએ કલ્યાણને માટે વિનવીએ છીએ કે, આપ જે કાંઈ કરવાના હો, તે દીર્ઘ વિચાર કરીને કરજો. અમારો માલેક અમારૂં વૈર લીધા વિના રહેશે નહિ."

"તમારો માલેક તો પેલો બળવંતસિંહ જ ને? તેની હું કાંઈ બહુ પરવાહ રાખતો નથી. તમારા કરતાં હું તેને વધારે સારી રીતે ઓળખું છું" કાલિકાપ્રસાદ તુચ્છતાદર્શક સ્વરથી બોલ્યો.

"શું તમે તેમને ઓળખો છો?" તે બન્ને જણ આશ્ચર્યચકિત થઇને બોલી ઉઠયાં.

"તે એક લુચ્ચો માણસ છે. મેં પૂર્વે વીરધવળ મહારાજાને એક પત્ર લખ્યો હતો, તે પત્ર એના હાથમાં ક્યાંથી આવ્યો તે હું સમજી શકતો નથી; તે પત્રના જ બળ ઉપર રમીને તેણે પોતાનો સ્વાર્થ સાધી લેવાનો નિશ્ચય કર્યો હતો. તેણે એક બનાવટી કાગળ તૈયાર કરીને પોતાને ગુર્જરેશ્વરનો પ્રતિનિધિ જણાવી સરદારોની સભામાં આવ્યો હતો, પણ ત્યાં આગળ તેની લુચ્ચાઇ ખુલ્લી પડી ગઈ." કાલિકાપ્રસાદ બોલ્યો.

"કેવળ ખોટી વાત!" દાનસીંગ બોલ્યો: "અમે શું કહેવા માંગીએ છીએ તેની તમને કલ્પના પણ નથી."

"હું સઘળુંએ જાણું છું." કાલિકાપ્રસાદ બોલ્યો: "એ તમારો બળવંતસિંહ એક રાત શ્યામગઢમાં રહ્યો હતો. ત્યાં આગળ વિજયમલ તેની લુચ્ચાઈ સમજી ગયો અને તેણે સંગમપુર ખાતે પોતાના પિતા ભભૂતમલ ઉપર સંદેશો મોકલાવ્યો. તે ઉપરથી ભભૂતમલે એક ખાસ માણસને પાટણ મોકલીને ખબર કઢાવી. તે માણસ માત્ર એક જ ઘડી પાટણમાં રહ્યો, પણ એટલી વારમાં તો તે સઘળું જાણી ગયો!"

"તેણે પૂરેપૂરી તપાસ—" તેજસીંગ બોલવા લાગ્યો.

કાલિકાપ્રસાદ ક્રોધ કરીને બોલ્યો: "ચૂપ રહે! વચમાં બોલ નહિ! તે માણસે ચાર-પાંચ રાજદરબારી માણસોને મળીને તપાસ કરી તો જણાયું કે બળવંતસિંહ નામનો કોઈ સરદાર કે અમીર-ઉમરાવ જ પાટણના આખા રાજ્યમાં નહોતો! એ પ્રમાણે ખાત્રી કરી લઇને તે માણસ પાછો ફર્યો. તે દિવસની સરદારોની સભામાં જો વીરોત્તમ ન આવ્યો હોત, તો તે અમારા પંજામાંથી છટકી શક્યો હોત જ નહિ. તે વીરોત્તમનો જ ગુપ્ત દૂત હોવો જોઇએ એવી અમારી પૂર્ણ ખાત્રી થઈ છે. તેને એક વાર મેં પકડયો હતો, પણ તે અમારા હાથમાંથી છટકી ગયો."

"તમે તેમને ક્યારે પકડયા હતા, તે અમે કશું જાણતા નથી."

દાનસીંગ બોલ્યો: "પણ તમે તેમના ઉપર જે લુચ્ચાઇનો આરોપ મેલો છો, તે તદ્દન ખોટો છે. તેમના જેવો પ્રતિષ્ઠિત માણુસ અમારા આખા ગુજરાત દેશમાં કોઇ પણ નથી."

"ચૂપ રહો, હરામખોરો!" કાલિકાપ્રસાદ ચ્હીડાઇને બોલ્યો: "તમારો માલેક લુચ્ચો છે, તે માટે મારી ખાત્રી થઈ ચૂકી છે. તેણે મારી પાસે સોગંદ લીધા હતા કે પોતે રાજકન્યાની શોધ કરશે નહિ, તોપણ તેણે તમને રાજકન્યાની શોધ માટે મોકલ્યા, એટલા ઉપરથી જ તેની લુચ્ચાઈ જણાઇ આવે છે."

"તદ્દન જૂઠી વાત!" તેજસીંગ બોલ્યો: "રાજકન્યા અમુક સ્થળે રહે છે એની અમને કિંવા અમારા માલેકને બિલકુલ ખબર નથી, કારણકે અમે બે વાર એ સુખભુવનમાં ગયા છીએ, પણ તે આંખે પાટા બંધાવીને જ ગયા છીએ. એક વાર એક વૃદ્ધ સ્ત્રી અમને લઇ ગઇ હતી અને બીજી વાર ખુદ એ સુખભુવનની અધિષ્ઠાત્રી જ લઈ ગઇ હતી."

"શું એ ખરી વાત?" કાલિકાપ્રસાદ તેમની સામે આશ્ચર્યથી જોઇ રહીને બોલ્યો: "તમે જે વૃદ્ધ સ્ત્રીની વાત કહો છો—"

"તે જ સ્ત્રીનું આ મુડદું પડેલું છે." તેજસીંગ બોલ્યો.

"એ સંબંધી તમારી વાત કદાચ ખરી હશે; બળવંતસિંહે કદાચ તમને ત્યાં નહિ મોકલ્યા હોય; પણ તેટલા ઉપરથી બીજી બાબતોમાં તે સાચો હોય એમ કહી શકાય નહિ." કાલિકાપ્રસાદ કિંચિત્ વિચાર કરીને બોલ્યો.

"પણ અમે જે કાંઇ કહેવા માંગીએ છીએ તે બરાબર સાંભળી લો, તો બહુધા તમે અમને મુક્ત કર્યા વિના રહેશો નહિ." તેજસીંગ ઘોડાની લગામ છોડીને કાલિકાપ્રસાદ તરફ બન્ને હાથ પ્રસારીને બોલ્યો: "જરા પાસે આવો, તમારા કાનમાં એક વાત કહું."

"ત્યાંથી જ કહો. પાસે આવવાની કશી જરૂર નથી. મારા સઘળા માણસો છેટે ઉભા છે, એટલે તેઓ સાંભળી શકશે નહિ." કાલિકાપ્રસાદ શંકાશીલ મુખમુદ્રાથી તેમના તરફ જોતો બોલ્યો.

"એમ નહિ. તે બહુ મહત્ત્વની વાત છે, અને તેથી તમારા કાનમાં જ તે કહેવી જોઇએ." એ વખતે કાલિકાપ્રસાદ તેની તદ્દન નજીક આવ્યો. તેના કાન પાસે પોતાનું મ્હોં લઇ જઇને તેજસીંગ બોલ્યો: "સરદાર બળવંતસિંહ એટલે—"

છેલ્લો શબ્દ તેણે એટલો ધીમો ઉચ્ચાર્યો કે તે એકલો કાલિકાપ્રસાદ જ સાંભળી શક્યો. તે સાંભળતાં જ તે આશ્ચર્યચકિત થઇને

બોલ્યોઃ "હા! હા! હવે સઘળું મારા ધ્યાનમાં આવી ગયું! હવે બધી વાત મળતે મળતી આવી ગઈ! હું મોટો મૂર્ખ બન્યો ખરો, કારણકે આ વાત બહુ વહેલી મારા ધ્યાનમાં આવવી જોઇતી હતી."

"ત્યારે હવે તમે મને અને મારા સોબતીને છોડશો કે નહિ?" દાનસીંગે પૂછ્યું.

"પણ મને પહેલાં એટલી વાત કહો કે તે વિલાસભુવનમાં તમે જે બનાવો જોયા, તેની વાત તમે તમારા માલેકને કહી તો નથીને?" કાલિકાપ્રસાદે પૂછ્યું.

"ના, ના," તેજસીંગ બોલ્યોઃ "જે ભયંકર પદાર્થની સમક્ષ અમે સોગંદ લીધા છે—"

"ઠીક. ત્યારે પછી તમારી હીંમત ચાલી શકે તેમ છે જ નહિ!" કાલિકાપ્રસાદે એ શબ્દો એટલા મોટેથી ઉચ્ચાર્યા કે તેના સ્વારો જે જરા દૂર ગયા હતા, તે સત્વર નજીક આવ્યા. તેઓ ત્યાં આવ્યા, એટલે હવે પછી શું કરવું તે વિષે કાલિકાપ્રસાદે તેમને સઘળી સમજુતી આપી અને પછી તે પોતાનો ઘોડો પાછો ફેરવીને સંગમપુર તરફ દોડતો ચાલ્યો.

પોતાની વિનતિથી કશો અર્થ સર્યો નહિ અને ઉલટી પોતે પોતાની અત્યંત ગુહ્ય વાતને ખુલ્લી કરી નાંખી, એ જોઇને તેજસીંગ અને દાનસીંગને બહુ ખોટું લાગ્યું. પોતાની મૂર્ખતાને માટે પશ્ચાત્તાપ કરતાં તેઓ આગળ ચાલ્યા. થોડે દૂર જતાં જ શ્યામગઢના કિલ્લાની ઇમારતોના સુવર્ણકળશો તેમના જોવામાં આવ્યા. કેટલીક વાર સુધી તો તે સઘળા તે કિલ્લા તરફ જ ચાલ્યા, પરન્તુ થોડે આગળ જતાં તેમણે પોતાનો ચાલવાનો માર્ગ બદલ્યો અને કિલ્લાની જમણી બાજુ તરફના જંગલમાં પ્રવેશ કર્યો. જંગલમાં કેટલેક આઘે સુધી ગયા પછી એક નાનું દેવાલય તેમના જોવામાં આવ્યું. ત્યાં આગળ તેમણે પોતાના ઘોડા ઉભા રાખ્યા. કેદીઓને દેવાલયમાં ઉતાર્યા પછી એક સ્વાર ત્યાંથી કોઈ બીજી તરફ ચાલ્યો ગયો અને થોડી વારમાં એક વૃદ્ધ પુરુષને લઈને ત્યાં પાછો આવ્યો. એ વૃદ્ધ પુરુષ શ્યામગઢના કિલ્લેદારનો કારભારી હનુમંતસીંગ જ હતો અને તેજસીંગ તથા દાનસીંગે તેમને સત્વર ઓળખી કાઢ્યો. તેમણે તેના તરફ જોયું, તો તે પોતા તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જોઇ રહ્યો છે એવો તેમને ભાસ થયો. કેટલીક વાર સુધી તેણે ઘોડેસ્વારોની સાથે કાંઇ છાની વાત કરી. પછી તેણે કેદીઓ તરફ જોઇને તેમને ડરાવતાં કહ્યું: "છોકરાઓ! જરા રહો, હું તમારા હાથ બાંધી લઉં. પછી હું તમને જ્યાં લઈ જઉં ત્યાં મુંગા મુંગા ચાલો. જો

કાંઈ પણ ગરબડ કરશો તો સૌથી પહેલાં તમારી જીભ જ કાપી નાં-ખીશ, સમજ્યા કે ?”

હનુમંતસીંગે જોકે તેમને એ રીતે બહુ ડરાવ્યા, તોપણ કોણ જાણે શાથીએ તેજસીંગ અને દાનસીંગને તેથી બીક લાગી નહિ. પછી સ્વારોએ એ બન્ને જણના હાથ એવી રીતે બાંધ્યા કે તેઓ ફક્ત ચાલી શકે ખરા, પરન્તુ કશું તોફાન કરી શકે નહિ.

પછી દેવાલયમાંનું ગુપ્ત દ્વાર ઉઘાડીને તે વૃદ્ધ કારભારી ભોંયરામાં ઉતર્યો, તેની પાછળ બન્ને કેદી અને તેમની પાછળ સ્વારો ઉતર્યા. જે ભવિષ્યનો આજ ત્રણ દિવસથી તેઓ વિચાર કરી રહ્યા હતા, તે જ ભવિષ્ય અત્યારે તેમની સામે આવીને ઉભું રહ્યું ! કાલિકાને બળિદાન આપવું એવો નિશ્ચય તો થઇ ચૂકેલો જ હતો; પણ તે બળિદાન કેવી રીતે આપવામાં આવશે તે તેમના ધ્યાનમાં નહિ આવવાથી મૃત્યુના અનેક ભયંકર પ્રકાર તેમની આંખો સામે આવીને ઉભા રહ્યા હતા ! છેવટે તેઓ એક બંદીખાના જેવા ભયાનક સ્થળે જઇ પહોંચ્યા. પછી હનુમતસીંગે ભોંયરાનું દ્વાર બંધ કરી વાળ્યું. તે દુર્દૈવી કેદીઓને એવું લાગ્યું કે એ જ કોટડીમાં તેમને પૂરી રાખવામાં આવનાર હશે, પરન્તુ દ્વારને તાળું વાસીને કારભારીએ જ્યારે તેમને પોતાની પાછળ પાછળ આવવાનું કહ્યું, ત્યારે તેમની તે કલ્પના દૂર થઈ. પછી તે ત્રણે જણ એક દાદર ચડીને ઉપર ગયા; ત્યાં આવેલાં પેલાં ભયંકર ચક્રો તેમની નજરે પડયાં. તે ભયંકર ચક્રયન્ત્ર જોતાં જ કેદીઓ ગર્ભગલિત સરખા બની ગયા ! ભાલાનાં ફળાં સરખાં તે ચક્રમાં બેસાડેલાં તીક્ષ્ણ ધાર-વાળાં હથિયારો પોતાના શરીરના સેંકડો ટુકડા કરી રહ્યાં હોય, એવો તેમને ભાસ થયો. ચક્ર ઉપર પડતા પ્રકાશને લીધે તે ઘરઘરાટ કરતું ફરી રહ્યું હોય એવો ભ્રમ ઉત્પન્ન થવા લાગ્યો. શરીરમાંથી રક્ત વહી જઇને પોતે તદ્દન શુષ્ક બની ગયા હોય એવું જ તેમને થવા લાગ્યું !! તેઓનાં પગ ઉપડયા નહિ. સ્વારોએ તેમને આગળ ચાલવાની તાકીદ કરી એટલે પછી તેમને ચાલવું જ પડયું. વળી એક બીજો દાદર ચડયા પછી તેઓ એક મોટા ચોક જેવા ઓરડામાં આવી પહોંચ્યા. ત્યાં પહોંચ્યા પછી હનુમંતસીંગે એક દીવો પોતાના હાથમાં લીધો અને તે આગળ ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી એકાએક એક ચકચકિત પદાર્થ તેમના જોવામાં આવ્યો. ત્રણ દિવસથી તેઓ જેનું ચિંતન કરી રહ્યા હતા, તે જ કાલિકાની મૂર્તિની સમીપમાં બળવંત-સિંહના તે દુર્દૈવી સેવકો હતાશ થઇને ઉભા રહ્યા ! અષ્ટભુજા મહી-ષાસુર મર્દિનીની તે વિકરાળ મૂર્ત્તિ જોઇને તેમના પગ થરથર ધ્રૂજ-વા લાગ્યા !

તેમની તરફ જોઈને વૃદ્ધ કારભારી બોલ્યો: " છોકરાઓ ! હવે હાથ જોડીને દેવીને પગે પડો અને તેની દયાની યાચના કરો, કારણકે તમારી ઈહિલોકની યાત્રા હવે પૂરી થઈ છે. હવે અધઘડી જેટલું તમારૂં આયુષ્ય બાકી રહ્યું છે, તેટલા સમયમાં મનને સ્વસ્થ બનાવીને મરવાને માટે તૈયાર થઈ જાઓ ! "

આ શબ્દો સાંભળતાં જ તે બન્ને જણુ એકદમ ભોંયપર પડયા. કારભારીએ કહ્યા પ્રમાણે દેવીની પ્રાર્થના કરવાની તેમની ઇચ્છા હતી, પણુ તેમનું ગળું સુકાઈ ગયું હોવાને લીધે મુખમાંથી એક પણુ શબ્દ નીકળી શક્યો નહિ.

એટલામાં ભોંયરાની અંદર એકસરખો ભયંકર ઘંટનાદ થવા લાગ્યો. ઘંટના એક અવાજે પોતાના શરીરની એક નસ તૂટતી હોય એવું તેમને લાગવા માંડયું. એટલામાં દશ–વીશ ગરગડીઓ એકસામટી ફરવા લાગી ગઈ હોય તેવો મોટો ઘરઘરાટ તેમને કાને પડયો અને ચાર કાળા કાજળ સરખા પુરૂષો તેમની પાસે આવીને ઉભા રહ્યા, તેમણે હનુમંતસીંગને પૂછ્યું: " શું હુકમ છે સરકાર ? "

" આ બન્ને જણુનું **કાલિકાને બળિદાન** આપી દો ! " કારભારીના મુખમાંથી નીકળેલા આ શબ્દો **તેજસીંગ** અને **દાનસીંગના** સાંભળવામાં પૂરેપૂરા આવ્યા–ન આવ્યા, ત્યાં તો તેમને મૂર્છા આવી અને તેઓ એકદમ ભોંયપર પછડાઈ પડયા !

# પ્રકરણ ૪૦ મું.

## અરીષ્ટ ટળ્યું.

તે બન્ને જણુ જ્યારે શુદ્ધિમાં આવ્યા, ત્યારે પોતાની પાસે કાળા પોશાકવાળા ત્રણુ ભયંકર પુરૂષો ઉભા છે એવું તેમની નજરમાં આવ્યું. એક વાર ચોતરફ દૃષ્ટિ ફેંકતાં જ તેઓએ જાણ્યું કે પોતે જ્યાં હતા ત્યાંના ત્યાં જ હતા. હાથમાં દીવો લઇને કારભારી પાસે ઉભો હતો, અને સાથે આવેલા સ્વારો પણુ એક બાજુએ ઉભા હતા. કાલિકાની વિકરાળ મૂર્તિ સામે દેખાતી હતી, તે ઉપરથી પૂર્વે પોતે જોએલો પ્રકાર સ્વપ્ન નહિ પણુ સત્ય જ છે એવી તેમની ખાત્રી થઇ. કાળા કપડાવાળા એક પુરૂષના હાથમાં એક શીશી હતી અને તેમાંનું ઔષધ પોતાંના મુખમાં રેડવામાં આવ્યાથી પોતે પુનઃ સાવધ થઇ શકયા છે એ તેમના ધ્યાનમાં આવ્યું. હવે પોતાને મારવા માટે કેવી પીડા ઉપજાવવામાં આવશે તે વિચારવા તરફ તેમનું મન વળ્યું. આ વખતે

તેમના હાથપગ છૂટા કરવામાં આવ્યા હતા, તેથી તેમણે એકબીજાને સપ્રેમ વળગી પડીને છેવટની ભેટ લેવાનો વિચાર કર્યો. તેમની આંખોમાં અશ્રુધારા વહેવા લાગી.

દાનસીંગે તેજસીંગને કહ્યું: "ભાઇ! ખરા ગુર્જ્જર શૂરવીરને ન શોભે તેવું મરણ આપણે માટે નિર્માણ થયું છે, એ જ મને બહુ દુઃખ ઉપજાવે છે!"

"હાય! હાય! આપણને જો રણક્ષેત્રમાં શત્રુની સાથે લડતાં મરણ આવ્યું હોત, તો તેથી આપણે આપણા અવતારને સફળ થયો માની શકત, પરન્તુ આવી રીતે એક ભોંયરાની અંધકારમય એકાંતમાં અપ્રશસ્ત મરણે મરવું એ કેટલું બધું ખરાબ?"

દાનસીંગ કરૂણ દૃષ્ટિથી હનુમતસીંગ તરફ અને પેલા ત્રણ કાળા પોશાકવાળા મારાઓ તરફ જોઇને બોલ્યો: "અહો! તમને શું અમારી દયા આવતી નથી?"

એક મારો બોલ્યો: "દયા, એ શબ્દ આ સ્થળે ઉચ્ચારવો જ નહિ!"

આ શબ્દ સાંભળતાં જ મારાઓએ પોતાના મસ્તકપર તલવાર મારી હોય એવો તેમને ભાસ થયો. એક ઘાની સાથે જ પોતાના બે ટુકડા થઇ જાય તો સારૂં, એવું તેમને લાગ્યું, પણ અરધું મસ્તક છેદ્યા પછી તેમાંથી રક્ત વહેતાં વહેતાં મરણ થાય અને એ રીતે અસહ્ય વેદના સહન કરવી પડે, એવું મરણ તો ભયંકર! ખરેખર, ઘણું જ ભયંકર!!

તેજસીંગ દાનસીંગને કંઠાલિંગન આપીને બોલ્યો: "દાનસીંગ! હવે શોક કરવો છોડી દે. ઇહિલોકની આપણી યાત્રા હવે પૂરી થઇ. પરલોકમાં આપણે મળીશું. આપણા આ મરણનો બદલો પરમેશ્વર એ દુષ્ટો પાસેથી લીધા વિના રહેશે નહિ."

"મને આપણા મરણને માટે કશી ચિંતા થતી નથી, પરન્તુ આપણે જઇશું, એટલે આપણા માલેકની શી સ્થિતિ થશે? રેવાને મન કેવું લાગશે? માતાપિતા કેટલો શોક કરશે? લોકો કેવી કલ્પના કરશે?" દાનસીંગ બોલ્યો.

"દાનસીંગ! એ વાત અને વિચાર હવે છોડી દે! તે બધું સંભારવાનો આ વખત નથી." તેજસીંગે કહ્યું.

હનુમંતસીંગ બોલ્યો: "અરે અભાગીયાઓ! વખત પૂરો થવા આવ્યો છે, માટે જો ઇશ્વરનું નામ લેવું હોય તો લઇ લો." એ શબ્દો સાંભળતાં જ તે બન્ને જણ એક બીજાથી છૂટા પડ્યા. એ જોઇને

હનુમંતસીંગે સ્વારોને કહ્યું: " તમે હવે ખુશીથી પાછા જાઓ. આ હરામખોરો હવે પૂરી રીતે મારા તાબામાં આવી ગયા છે. હું પોતેજ હમણાં તેમનું બળિદાન આપી દઉં છું. તેમને થતી વેદના કદાચ તમારાથી સાંભળી જશે નહિ ! "

" ખરી વાત, કારભારી સાહેબ ! અમારાથી આટલું પણ જોયું જતું નથી ! જો તેઓ બેશુદ્ધ બની ગયા ન હોત, તો અમે ક્યારનાએ ચાલ્યા ગયા હોત. પણ તેઓ શુદ્ધિમાં આવે છે કે નહિ એ જોવાને માટે જ અમે ઉત્કંઠાથી અહીં ઉભા રહ્યા છીએ. ત્યારે હવે અમે વિદાય થઇએ છીએ. " એમ કહીને તે સ્વારો ઉતાવળે ત્યાંથી ચાલ્યા જવા લાગ્યા, જાણે કે ત્યાં વધુ વાર ઉભા રહેવાથી તેમને પોતાને કશી ઇજા થવાની હોયની !

કારભારીએ તેમને કહ્યું: " મહારાજશ્રીને કહેજો કે ગુન્હેગારો મારા હાથમાં પહોંચી ગયા છે. "

એક સ્વાર બોલ્યો: " વારૂ, પણ કૃપા કરીને અમને એક દીવો આપો. આ અંધારામાં અમારાથી એક ડગલું પણ ભરી શકાશે નહિ. "

" ચાલો, હું પોતે જ આવીને એક વાર તમને રસ્તો બતાવી દઉં. " એમ કહીને કારભારીએ એક દીવો હાથમાં લીધો.

કારભારી અને સ્વારો ચાલ્યા ગયા એટલે મૂર્તિની પાસે એ બે કેદીઓ અને ત્રણ મારાઓ એ પાંચ જણ ત્યાં રહ્યા. કારભારી ઉભો હતો, ત્યાંસુધી મારાઓએ કેદીઓને મજબૂત રીતે પકડી રાખ્યા હતા, પણ તે ત્યાંથી જતાં જ તેમણે પોતાના હાથ ઢીલા કર્યા, પણ તે કશું એ દુર્ભાગી કેદીઓના સમજવામાં આવ્યું નહિ. તેમનું શરીર મોકળું થયું ખરું, પણ તેમનું મન મોકળું હતું શું ? ચારે બાજુની ચારે ભીંતો પોતાની તરફ ધસી આવે છે, એવું જ તેમને ભાસવા લાગ્યું ! એ ચારે ભીંતોની વચ્ચે પોતે હમણાં કચરાઇ મરશે, એવું મનમાં આવતાંની સાથે તેઓ એકદમ ચીસ પાડી ઉઠયા !

એ ચીસ સાંભળીને કારભારી ઉતાવળો ઉતાવળો પાછો આવ્યો અને તેણે તેમને ચીસ પાડવાનું કારણ પૂછ્યું. તે સાંભળીને તે બન્ને જણ તેની તરફ જોવા લાગ્યા. તેમને હવે દેખાયું કે ચોમેરની ભીંતો તો જ્યાંની ત્યાં જ હતી, પરન્તુ વૃદ્ધ કારભારી માત્ર હાથમાં દીવો લઇને પાસે ઊભો હતો. તે બન્ને જણને આ વખતે કારભારીનો ચહેરો કાંઇક જૂદા જ પ્રકારનો દેખાયો. અત્યારે તેમાં પહેલાંનું ભયંકરપણું બિલકુલ દેખાતું નહોતું, પરન્તુ તે કેવળ દયાર્દ્ર જ જણાતો હતો. તેને

જોતાં જ દાનસીંગ બોલ્યો: "ભાઇ! આપણા પરનું અરીષ્ટ હવે ટળી ગયું! આપણે બચી ગયા!"

"ઇશ્વિર એવું કરે તો કેવું સારૂં?" તેજસીંગ બોલ્યો.

એ શબ્દો સાંભળતાં જ કારભારીનો કંઠ ભરાઇ આવ્યો અને તે બોલ્યો: "શું, મરણ? છોકરાઓ! મરણ હવે તમારા પરથી દૂર થયું છે અને પ્રભુ તેને દૂર જ રાખો! તમને મેં આટલા વખત સુધી જે માનસિક દુઃખ દીધું છે તેને માટે પ્રભુ મને ક્ષમા કરો!"

અહાહા! આ શબ્દો સાંભળવાથી એ બન્ને જણને કેટલો આનંદ થયો હશે, તે કહેવાને આ કલમ અશક્ત છે! પરન્તુ પુનઃ તેમનાં મનમાં શંકા ઉત્પન્ન થવા લાગી. કારભારીએ આ શબ્દો ખરેખરા જ ઉચ્ચાર્યા હતા કે પોતાને માત્ર તેવો ભાસ જ થયો, તેનો ખુલાસો કરી લેવાને તે તેની તરફ ઉત્સુકતાથી જોવા લાગ્યા.

કારભારીની દૃષ્ટિ દયાયુક્ત દેખાતી હતી. તેની આંખોમાં આંસુ આવ્યાં હતાં, તે ઉપરથી તેમને ભરોસો ઉત્પન્ન થયો કે કાંઇક આશા છે ખરી! તેઓએ પેલા મારા તરફ પણ જોવા લાગ્યું, તો તેમણે પોતાના કાળા પોશાક ઉતારી નાંખેલા માલૂમ પડયા. તેમના શરીર ઉપર માત્ર સફેદ વસ્ત્રો હોવાથી હવે તેઓ શાંત અને ગંભીર દેખાતા હતા. મનુષ્યનો પ્રાણ લેનારાઓના અંગમાં જે ક્રૂરતા જોઇએ તે હવે તેમનામાં દેખાતી નહોતી. ત્રણેના ચહેરા એકસરખા જ દેખાતા હતા, તે ઉપરથી તેઓ કદાચ ત્રણ ભાઇઓ હશે, એવું તેજસીંગ અને દાનસીંગના મનમાં આવ્યું. વળી તેમના શરીરના ઘાટ ઉપરથી પણ તેઓ સહોદર હોવા વિષે તેમને ભ્રમ ઉત્પન્ન થયો.

પણ આ એક સ્વપ્નું તો નહિ હોય? આ લોકો તો પ્રાણ લેનારા હતા કે બચાવનારા હતા? પરન્તુ આ સર્વ પ્રકાર ખરેખરો હતો. તેજસીંગ અને દાનસીંગ જરૂર મરવાના હતા, પરન્તુ કારભારીએ તેમના પ્રાણ બચાવ્યા હતા. તેવી જ રીતે પેલા ત્રણે જણા મારાઓ નહોતા, પરન્તુ કોઇ પ્રેમાળ ભાઇઓ જ હતા. એ પ્રમાણે થોડો વખત વિચારમાં ચાલ્યા ગયા પછી પોતાનાં આંસુ લૂછીને કારભારી બોલ્યો: "છોકરાઓ! મારા અને આ મારા મિત્રોના નિષ્ઠુરપણા માટે અમને ક્ષમા કરજો. મેં નિરૂપાયે તમને દુઃખ દીધું છે. પેલા સ્વારોના દેખતાં તેમ જ કરવાની મને જરૂર હતી. તેમને જો અમારા ઉપર સંશય આવ્યો હોત, તો અમારા ઉપર પણ આવો જ પ્રસંગ ગુજર્યા વિના રહેત નહિ."

"ત્યારે આ કાલિકાની મૂર્તિ શું ખરેખર મનુષ્યભક્ષક નથી?

ફક્ત તે શસ્ત્રાસ્ત્રોથી ભયંકર દેખાય છે, એટલું જ ?" તેજસીંગે પૂછ્યું.

"ખરેખર, જેવી તું કહે છે, તેવી જ જો આ મૂર્તિ હોત, તો મને કેટલો આનંદ થાત ? હાય ! હાય ! જો આ ભીંતોને વાચા હોત, તો તેઓ આ સ્થળે બનેલા ઘણા ભયંકર પ્રકારોનું યથાર્થ વર્ણન કરી શકત !" આ શબ્દો ઉચ્ચારતાં તે વૃદ્ધ કારભારીનું શરીર કમ્પવા લાગ્યું અને તેને આખે શરીરે ધામ છૂટયો.

એ જોઇને દાનસીંગ બોલ્યો : "અમારા શબ્દોથી આપને દુઃખ થાય છે, તે માટે ક્ષમા કરજો. આપ કહો છો તે ઉપરથી અમારી ખાત્રી થઈ છે, પણ મને એક વાર ફરીથી કહો કે અમારા જીવ આપે ખરેખર બચાવ્યા જ છેને ?"

"હા ભાઇ ! હવે તમારો વાંકો વાળ પણ કરવાનું કોઇનામાં સામર્થ્ય નથી." કારભારી ગદ્‌ગદ્ કંઠે બોલ્યો.

"ઇશ્વર તમારૂં રક્ષણ કરો !" પેલા ત્રણે ભાઇઓ-મારાઓ બોલ્યા : "અમારે હાથે હવે તમને જરા પણ પીડા થશે નહિ."

પોતાનો જીવ જતો બચ્યો, એ સંપૂર્ણ રીતે સમજવામાં આવતાં જ તેજસીંગ અને દાનસીંગ ખુશાલીમાં એક બીજાને ગળે વળગી પડયા. તેમનાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહન કરવા લાગ્યાં. તેમના પ્રેમનો પહેલો ઉભરો શમ્યા પછી કારભારી બોલ્યો : "ભાઈઓ ! હવે ચાલો, આ ભયંકર જગ્યામાંથી સત્વર બહાર નીકળી જાઓ. તમારે અહીંથી હવે બહુ દૂર જવાનું નથી. મારી સાથે ચાલો."

એમ કહીને કારભારી હાથમાં દીવો લઇને આગળ થયો, પણ તે ખુલ્લા દરવાજા તરફ જ જતાં ભીંત પાસે જઈને ઉભો રહ્યો. તે સ્થળે એક ગુપ્ત કળ હતી, તે દાબતાં જ એક દરવાજો ઉઘડયો અને તેઓ સઘળા અંદર જતાં જ તે એકદમ બંધ થઈ ગયો. તે દરવાજો એટલો તો એમાલૂમ રીતે બંધ થઇ ગયો કે અજાણ્યા માણસને તો ત્યાં આગળ દરવાજો હશે એવો ખ્યાલ પણ આવી શકે નહિ.

---

## પ્રકરણ ૪૧ મું.

### ગુપ્ત બંધુમંડળ.

તે સર્વે જણાઓ જે દીવાનખાનામાં ગયા, તે ઘણું લાંબુ-પહોળું અને ભવ્ય હતું. અંદર હવા આવવા માટે બાજુની પત્થરની દીવાલોમાં ચાર પાંચ બાંકાં રાખવામાં આવેલાં હતાં. તેમાંથી પ્રકાશ બિલકુલ આવતો નહોતો. તે બાંકાં ઉપર લાકડાની ચીપોની જાળી જડી દેવામાં

આવી હતી, તેથી તેમાં થઇને બહારના લોકોથી અંદરનો પ્રકાર જોઈ શકાય તેમ નહોતું. તે સ્થળે ચાર મોટી દીવીઓ બળી રહી હતી, તેથી જ ચોતરફ પ્રકાશ વિસ્તરી રહેતો હતો.

આ સ્થળે પુષ્કળ માણસો નિવાસ કરી શકે એવી સોઇ કરવામાં આવી હતી. તેને આઠ મોટા દરવાજા હતા, પરન્તુ તે સઘળા હાલમાં બંધ રહેતા હતા. આટલી વિશાળ અને સુંદર જગ્યા નકામી પડી રહેલી જોઇને તેજસીંગ અને દાનસીંગને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. વૃદ્ધ કારભારીએ તેમને નીચે બેસવાનું કહ્યું, તે પ્રમાણે તેઓ નીચે બેઠા, એટલામાં પૂર્વોક્ત ત્રણે મારાઓએ બાજુનું દ્વાર ઉઘાડીને ખાવા-પીવા માટેના કેટલાક પદાર્થો ત્યાં આગળ લાવી મૂકયા અને પછી એક બીજે દરવાજે ઉઘાડીને તેઓ ચાલ્યા ગયા, એટલે હવે ત્યાં તેઓ બે જણા અને વૃદ્ધ કારભારી એ ત્રણ જ રહ્યા.

"છોકરાઓ ! આ ભોજન કરી લઇને હવે તાજામાજા બનો. આજથી હવે તમે તદ્દન નવી સૃષ્ટિમાં આવ્યા છો, અને એ સંબંધે જ બીજું કેટલુંક મારે તમને કહેવાનું છે." કારભારીના આ શબ્દો સાંભળીને તે બન્નેની એટલી તો ખાત્રી થઈ કે પોતાનો જીવ બચી ચૂક્યો છે, તોપણ પોતે હજી તદ્દન છૂટા નથી એવું પણ તેમના મનમાં આવ્યું અને તેથી તેઓ એક બીજાની સામે જોવા લાગ્યા. તેઓ જ્યારે નાસ્તો કરવા લાગ્યા, ત્યારે કારભારી બોલ્યો: "ભાઇઓ ! તમે કેવા ભયંકર મૃત્યુના પંજામાંથી બચી ગયા છો, તે તો તમારા ધ્યાનમાં આવ્યું જ હશે. તમારા પ્રાણ બચ્યા છે ખરા, પરન્તુ તમારી સ્વતંત્રતા તો નષ્ટ જ થઇ છે. જગતની દૃષ્ટિમાં તો તમે મરણ પામેલા જ છો ! ઇશ્વરની દયાથી જો હું જે સમયની રાહ જોઉં છું, તે સમય આવી પહોંચ્યો, તો-"

"હશે, ગમે ત્યારે પણ અહીંથી છૂટવાની તો હજી આશા છે ખરી !" તેજસીંગ બોલ્યો.

"કહો, કહો, વૃદ્ધ કાકા સાહેબ ! આપના શબ્દોથી અમારા અંતઃકરણમાં આશાના અંકુરને ફૂટવા દો." દાનસીંગ બોલ્યો: "જગતની દૃષ્ટિથી અમે મરણ પામેલા જ છીએ, પણ-"

કારભારી બોલ્યો: "હજી થોડી એક આશા છે ખરી ! હાલનો સમય બદલાઇ જાય, રાજ્યમાં સર્વત્ર શાંતિ પ્રસરે, અને આ શાક્તમતાનુયાયીઓની સત્તા નાશ પામે, ત્યારે તમને અને બીજા ઘણા જણાઓને મુક્તતા મળી શકે તેમ છે !"

"અને તેવું ન થાય તો ?" તેજસીંગે પૂછ્યું.

"તો તમારે તમારી આખી જીંદગી અહીં જ ગાળવાની છે !" કારભારીએ ખેદ સાથે જણાવ્યું.

દાનસીંગ બોલ્યો: "શું મૃત્યુ સુધીનો બંદીવાસ! નહિ, નહિ, તમે એટલા નિર્દય થશો નહિ! અમારા ઉપર દયા કરો!"

તેજસીંગ બોલ્યો: "કારભારી સાહેબ! આપ વિચાર કરો, અને અમારી યુવાન વય તરફ નજર કરો. હજી અમને વીસ વર્ષ પણ પૂરાં થયાં નથી! આટલી નાની વયમાં જ શું અમે જગતનો ત્યાગ કરી નાંખીએ? અમારાં માતપિતા હજી જીવતાં જ છે. તેમની અમને મળવાની ઉમેદ શું તદ્દન નષ્ટ થશે? કાંઇક તો વિચાર કરો, કાકા સાહેબ!"

આંખોમાં આંસુ આણીને કંપિત સ્વરે તે વૃદ્ધ બોલ્યો: "છોકરાઓ! તમારી કરૂણાજનક વાણીથી તમે મને રડાવો છો, પરન્તુ મારા હાથમાં તેથી વિશેષ કશું પણ કરવાની શક્તિ નથી. મને દોષ દેવા પહેલાં તમે પોતેજ ખુલ્લા મનથી વિચાર કરો. એવા ભયંકર મરણમાંથી મેં તમને બચાવ્યા છે, કે જે મરણની કલ્પના તમને સ્વપ્નમાં પણ આવી શકે નહિ! જ્યારે તમે તે મરણનો પ્રકાર સમજશો, ત્યારે તમે મને એક દેવના જેટલું માન આપશો; જીંદગીસુધીની કેદ, આપ્તજનોનો વિયોગ, જગતની દૃષ્ટિમાં મૃત્યુ, એ સઘળું તમે સ્વીકારવા તૈયાર થશો, પણ તે પ્રકારના મોતને તો તમે નહિ જ ઇચ્છો! આજસુધી શરીરને વેદના ઉપજાવનારાં અનેક ભયંકર શસ્ત્રો તમે જોયાં હશે, તે સઘળાં શસ્ત્રો એકત્ર થયાં હોય એવા એક શસ્ત્રથી કેટલી વેદના ઉત્પન્ન થાય તેનો તમે વિચાર કરો; તેના કરતાં પણ વધારે ભયંકર વેદનાને અન્તે તમારૂં મોત થયું હોત! સર્વ શિક્ષાઓમાં ભયંકર એવી જે **કાલિકાને બળિદાન** દેવાની શિક્ષા છે તેમાંથી આજે તમે બચી ગયા છો, એટલું વિસરશો નહિ!"

તેજસીંગ બોલ્યો: "આપ તો અમને બહુ જ ભડકાવી મેલો છો!"

"તમારા ભાષણથી મારૂં મન તો કેવળ ભયભીત બની ગયું છે!" દાનસીંગ બોલ્યો.

આ વેળાએ તે બન્ને જણનાં હૃદય એવા તો જોરથી ચાલતાં હતાં કે તેનો થડકારો તે શાંત ઓરડામાં સ્પષ્ટ રીતે સાંભળવામાં આવતો હતો!

હનુમંતસીંગ કિંચિત્ કષ્ટ પામીને પણ નિશ્ચયપૂર્વક બોલ્યો: "હું તમને નકામો ભડકાવું છું એવું જો તમને લાગતું હોય, તો ચાલો મારી સાથે. આખા જગતમાંના ભયંકર પદાર્થો કરતાં પણ વધારે ભયંકર પદાર્થ પ્રત્યક્ષ તમારી આંખોથી જ જોઇ લો! એ કાલિકા કેટલી ભયંકર છે એ ત્યારપછી તમારા સમજવામાં આવશે. ચાલો મારી સાથે."

કારભારી દીવો હાથમાં લઈને આગળ ચાલ્યો, અને તે બન્ને

જણા તેની પાછળ કાલિકાની મૂર્તિવાળા ભોંયરામાં દાખલ થયા.

* * * * *

થોડીએક ક્ષણોમાં તે ત્રણે જણા પુનઃ તે જ ઓરડામાં પાછા ફર્યા, તે વખતે તેમનાં મ્હોં કેવળ ફિક્કાં બની ગએલાં હતાં. તેઓ કેવળ ગભરાઇ ગયા હોય તેવા બની ગયા હતા !

તે દિવાનખાનામાં આવ્યા પછી હવે તેઓ શાન્ત થવા લાગ્યા. થોડી ક્ષણો પહેલાં જ તેમણે જે પ્રકાર જોયો હતો, તે હજીસુધી તેમની આંખો સમીપે તરવરી રહ્યો હતો. તે વૃદ્ધ કારભારી પણ તેમના જેવો જ ફિક્કો બની ગએલો હતો. તેનું આખું શરીર થરથર કંપી રહ્યું હતું.

થોડી વારે તેજસીંગ બોલ્યો: “ આ સ્વપ્ન તો નહિ! થોડી વાર પહેલાં મેં જે બનાવ જોયો તે શું ખરો હતો ? ભયંકર ! ખરેખર, અત્યંત ભયંકર ! આવો પ્રકાર તો આખી જીંદગીમાં ક્યાંય પણ જોવામાં આવે નહિ ! ”

દાનસીંગ બોલ્યો: “ મને તો આ દેખાવ ઇંદ્રજાળ જેવો જ લાગે છે ! નહિતો જગતમાં શું આવું ખરેખર બનતું જ હશે ? આ તો ઘણી જ નવાઇની વાત ! કાકા સાહેબ ! આપે હમણાં અમને જે ભયંકર મૃત્યુના મુખમાંથી બચાવ્યા છે, તે કરતાં તો જીંદગીસુધીનું બંદીખાનું કાંઈ ખરાબ ગણાય નહિ ! અમે આપના ગુલામ થઇને રહીએ, તોપણ આપના ઉપકારનું ઋણ ફેડી શકાય નહિ. ”

“ કારભારી સાહેબ ! અમે સદૈવ આપની આજ્ઞામાં જ રહીશું ! જગતની દૃષ્ટિએ અમે મરણ પામ્યા છીએ એવું જ અમે સમજી રહીશું ! હવે અમે જરા પણ આનાકાની વિના આપ કહેશો તે પ્રમાણે વર્તીશું. અમારી પ્રમાણે જ જે કાલિકાનાં બળિદાનોને આપે બચાવ્યા છે, તેમની સાથે અમે ભાઈ ભાંડુના સંબંધથી જ રહીશું ! ” તેજસીંગ ગંભીર-પણે બોલ્યો.

દાનસીંગ બોલ્યો: “ અજ્ઞાતવાસમાં રહેવાની વાત અમને સંપૂર્ણ-પણે કબૂલ છે, પણ અમારા ખુશીખબર જો અમારા માતાપિતાને પહોંચી જાય તો તેમને વૃદ્ધ વયમાં ક્લેશ થવા પામે નહિ. ”

કારભારી બોલ્યો: “ અરે ! એ વાત તો કેવળ અશક્ય જ છે ! આ જગતમાં તમારા અસ્તિત્વની શંકા કોઇ પણ વ્યક્તિને આવવી જોઇએ નહિ. તમે મરણ પામ્યા છો, એવું જ સૌ કોઇને જણાવું જોઇએ.”

એટલામાં બાજુનો એક દરવાજો ઉઘડ્યો. પોતાપર કાંઇક નવીન પ્રસંગ આવી પડ્યો કે શું, એવી ભીતિથી તે બન્ને જણ તે તરફ જોવા લાગ્યા, તો તેમના જોવામાં આવ્યું કે તે બાજુએથી એક શ્વેત

આકૃતિ પોતા તરફ આવી રહી છે. તેનો ચહેરો કેવળ ફિક્કો માલૂમ પડતો હતો.

કારભારી બોલ્યો: "જે બાઈની કૃપાથી તમારા અને બીજાં બળિદાનોના પ્રાણ બચાવ્યા, તે જ આ બાઈ!"

આ શબ્દો સાંભળતાં જ તે બન્ને જણની ભીતિ દૂર થઇ અને તેઓ તેની તરફ સન્માનપૂર્વક જોવા લાગ્યા. પહેલાં તો તેમના મનમાં એવું આવ્યું હતું કે એ બાઇ જીવંત સ્થિતિમાં ન હોવી જોઇએ, પરન્તુ પિશાચયોનિમાંની જ હોવી જોઇએ; પરન્તુ હવે તે સંશય દૂર થઇ ગયો. તે બાઇ દુ:ખી હતી ખરી, પરન્તુ મમતાળુ પણ દેખાતી હતી. તેના શરીરપરનો સફેદ પોશાક તો તેની ઉદાસીનતાને વધારે ખીલવતો જણાતો હતો. આગળ આવતાં આવતાં તે હળવેથી બોલ્યો: "તમે અહીં આવ્યા, એથી મને કાંઈ બહુ આનંદ થતો નથી, ઉલટો ખેદ જ થાય છે; તો-પણ તમને અહીં કોઈ પણ તરેહની અડચણ પડશે નહિ. મરણપર્યંત કિંવા તે શુભ દિવસ આવી પહોંચે ત્યાંસુધી—"

એટલા શબ્દો બોલીને તે શ્વેત સ્ત્રી મુંગી રહી. તેનાથી આગળ બોલાયું નહિ. તે શોકથી–ગભરાટથી હીબકવા લાગી, તે જોઇને કાર-ભારી બોલ્યો: "બાઈ! દુ:ખી ન થાઓ! જે કામ કરવાને આપની લાડકી અલક સંગમપુર ગઈ છે, તે કામ—"

"કાકા સાહેબ! હું પણ તે જ આશા ઉપર આધાર રાખી રહી છું. મારી ખાત્રી છે કે પરમેશ્વર આપણી સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરશે! આવી સંકટપ્રદ સ્થિતિમાં જો આપણે પરમેશ્વરપર ભરોસો રાખીએ નહિ, તો આપણને કેટલું બધું દુ:ખ થાય વારૂ?"

તેજસીંગ બોલ્યો: "બાઇ સાહેબ! દુ:ખની વાર્તા હવે સમાપ્ત કરો. આપના ભાષણથી અમારા મનમાં આશા ઉત્પન્ન થઇ છે, તે કાયમ રહેવા દો. અમારૂં રક્ષણ કરવાને આપ અમારી પાસે જ રહેશો, એટલે અમને સર્વ પ્રકારનો આનંદ જ રહ્યા કરશે!"

"હા, માનવીની આશા તો ઘણી સ્વાભાવિક છે." તે સફેદ સ્ત્રી બોલી: "દરિઆઈ તોફાનમાંથી પાર ઉતરવાની આશા પણ રહે છે, ભૂલા પડેલા પ્રવાસીને માર્ગ જડવાની આશા પણ હોય છે, મોતની સજા પામેલા કેદીને મૃત્યુ આવતાંસુધી પણ બચવાની આશા રહ્યા કરે છે; તો પછી આપણે શામાટે નિરાશ થવું જોઈએ?"

એ શબ્દો પૂરા બોલાઇ રહ્યા, એટલામાં એક બીજો દરવાજો ઉઘાડીને ચાળીસેક માણસો ત્યાં આવ્યાં.

તે સર્વના પોષાક એક જ તરેહના હતા. તેઓમાં નાનાથી માંડીને

વૃદ્ધ સુધીની સર્વ અવસ્થાનાં માણુસો હતાં, પણ તેઓ સઘળા વધુ-ઓછે અંશે ચિંતાગ્રસ્ત માલૂમ પડતા હતા. તે સર્વ ઇશ્વરભક્ત હતા. તેમણે અત્યંત આદરપૂર્વક તે શ્વેત સ્ત્રીને નમન કર્યું. તેણે થોડા જ શબ્દોમાં તેજસીંગ અને દાનસીંગની સૌ કોઇને ઓળખાણ કરાવી દીધી. તે બંધુમંડળ માંહેના બે વૃદ્ધોએ તે બન્ને જણને અતિ મમતાથી આલિંગન આપ્યું. એ જ મંડળમાં પેલા ત્રણ મારાઓ-બળિદાન દેવાનું કામ કરનારા ત્રણ ભાઇઓ પણ હતા.

એટલામાં એક બીજો દરવાજો ઉઘડ્યો અને તેમાં થઇને વીસ-પચીસ સ્ત્રીઓ તે ઓરડામાં આવી. પછી સઘળાં પંક્તિબંધ બેસી ગયાં અને તેમને માટે ભોજનનાં ભાણાં લાવવામાં આવ્યાં. સઘળાં જમવા બેઠાં. તે શ્વેત સ્ત્રી સૌને અત્યંત મમતાથી પીરસતી હતી. ભોજનકાર્ય પૂરૂં થતાં આખું મંડળ પોતપોતાને ઠેકાણે બેસીને કાંઈ કાંઇ ધર્માભ્યાસ અને ધર્મક્રિયામાં મગ્ન થયું. કોઇ ગીતાપાઠ કરતું, કોઇ સ્તોત્રો ગોખીને મ્હોંએ કરતું તો કોઈ માત્ર પ્રભુના નામની માળા ફેરવી જ શાંત રહેતું. કેટલાકોને પુરાણમાંની કથાઓ અને પાંડવોના ગુપ્ત નિવાસની હકીકત તે શ્વેત સ્ત્રીએ કહી સંભળાવી. આ સર્વ પ્રકાર જોઇને ત્યાંનાં સ્ત્રીપુરૂષો અને સંગમપુરના વિલાસભુવનમાંનાં સ્ત્રીપુરૂષો એ બન્નેનાં આચરણોમાં કેટલો મોટો તફાવત હતો, તે તેજસીંગ અને દાનસીંગના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### લતિકા અને અલક.

હવે આપણે સંગમપુરમાં પાછા ફરીને બળવંતસિંહની સ્થિતિનું અવલોકન કરીએ. ચંડિકાનું ખૂન થયા પછી લતિકાની રજા લઇને તે ધીમે પગલે અનેક વિચાર કરતો શહેર તરફ પાછો ફરતો હતો. લતિકાએ એ દુષ્કર્મ જોકે આત્મરક્ષણાર્થે કર્યું હતું, તોપણ તેના શરીર ઉપર જે લોહીના ડાઘ પડ્યા હતા, તે તેના સૌંદર્યને અને નાજુકાઇને કલંક લગાડનારા હતા. જમનીના કહેવા ઉપરથી બળવંતસિંહ તેના તરફ પોતાના મનને દોરતો હતો, પરંતુ તેના આ સાહસકર્મ ઉપરથી હવે તે બળવંતસિંહને કાંઇક અપ્રિય થઇ પડી હતી.

પછી તેને અલકકુમારીનું સ્મરણ થયું. તેના નૈસર્ગિક હાવભાવ અને લતિકાદેવીનાં કૃત્રિમ નખરાં તેની તેણે તુલના કરવા માંડી. જેના

હાથે કશું પણ દુષ્કૃત્ય થયું નહોતું એવી અલકકુમારી અને ખૂન જેવું ભયંકર કૃત્ય કરનારી લતિકાદેવી, એ બન્નેની વચ્ચે રહેલો ભેદ તે સમજી ગયો. એ પ્રમાણે તે પોતાના મનથી તુલના કરી રહ્યો હતો, એટલામાં તેને અલકકુમારી ઉપર આવી પડેલા પ્રસંગનું સ્મરણ થયું. તેને કોઇએ નદીમાં પાડી દીધી હશે કે કોઈ આકસ્મિક કારણથી તે નદીમાં પડી હશે તેનો તે વિચાર કરવા લાગ્યો. ગઈ રાત્રે અલકકુમારીએ તેને જે હકીકત કહી હતી, તે ઉપરથી તેને એવું લાગ્યું કે કદાચ એ બનાવ સાથે કાલિકાપ્રસાદનો કાંઇ પણ સંબંધ હશે ખરો.

લતિકાદેવીના તે ભયંકર કૃત્યથી બળવંતસિંહ એટલો ગુંચવાઈ ગયો હતો કે, કાલિકાપ્રસાદ લતિકાનો નાશ કરવાને ટાંપી બેઠેલો હતો, એ વાત તેને જણાવવાનું તેના સ્મરણમાં જ આવ્યું નહિ. જેમ જેમ તે પોતાના ઉતારાની નજીક આવવા લાગ્યો, તેમ તેમ તેને આ બાબતનું વિસ્મરણ વધારે દુઃખ આપવા લાગ્યું. હવે તે પોતાને છ દિવસ પછી મળવાની હતી અને તેટલા દિવસ સુધી તેને રાહ જોઇને બેસી રહ્યા વિના ચાલે તેમ નહોતું; પરન્તુ તે દર્મિઆન જ કાલિકાપ્રસાદે કદાચ કાંઈ દગો કર્યો તો ? તેટલા માટે ઉતારે પહોંચ્યા પછી એક પત્ર લખીને તેને ચેતાવી દેવી, અને તે પત્ર પોતાના સેવકોની સાથે તેને પહોંચતો કરવો એવો તેણે નિશ્ચય કર્યો, કારણકે હવે તો પોતાના સેવકો અવશ્ય પાછા આવ્યા જ હશે એવી તેની કલ્પના હતી.

ઉતારે જઈ પહોંચતાં જ પહેલાં તેણે પોતાના સેવકોની તપાસ કરી, પરન્તુ તેઓ હજી પાછા આવ્યા નહોતા, એ જાણીને તેને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. એ દિવસથી તે પોતાના સેવકોને મળ્યો નહોતો, તેથી તેને બહુ ચિંતા થવા લાગી. ઘરધણીએ તેને કહ્યું કે ઘણું કરીને તેઓ આ શહેરમાં કોઇ પણ સ્થળે રંગરાગમાં ગુંચવાઇ ગયા હશે. પણ આ વાત બળવંતસિંહ માની શક્યો નહિ, કારણકે તે પોતાના સેવકોના સ્વભાવને સારી પેઠે જાણતો હતો. તેણે ધાર્યું કે તેઓએ રાજકન્યાનો પત્તો મેળવ્યો હશે અને તેથી તેઓ તેને લગતા જ કોઈ કાર્યમાં ગુંથાઈ ગયા હશે. એ પ્રમાણે પોતાના મનનું સમાધાન કરીને તે લતિકાને મળવાને તેની પાસે જવાને નીકળ્યો. પરન્તુ ત્યાં જતાં રસ્તામાં જ તેનો વિચાર બદલાયો. તેણે વીરોત્તમને મળવાનો વિચાર કરીને તેના જ નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યો, અને તેણે કાલિકાપ્રસાદ વિષે અલકકુમારીએ કહેલી સઘળી વાત તેને કહી સંભળાવી. તે સાંભળીને વીરોત્તમે એ અગત્યની ખબર પોતાને જણાવવા

બદલ બળવંતસિંહનો આભાર માન્યો. પછી વીરોત્તમની રજા લઇને તે ત્યાંથી ચાલ્યો ગયો. પણ આ મુલાકાત દર્મિઆન વીરોત્તમે રાજપૂતસ્થાનમાં ચાલતાં રાજકારસ્થાનો સંબંધે બળવંતસિંહને એક પણ પ્રશ્ન પૂછ્યો નહિ, અને બળવંતસિંહે પણ તે વિષય કાઢ્યો નહિ.

બળવંતસિંહ ચાલ્યા ગયા પછી વીરોત્તમ ઘોડાપર સ્વાર થઇને જ્યાં લતિકાદેવી હતી ત્યાં ગયો. વીરોત્તમને પોતાની પાસે આવતો જોઇને તેને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. પિતાને મળવાને માટે પુત્રી કિંવા ભાઇને મળવાને માટે બહેન જેમ ઉત્કંઠાથી દોડતી જાય છે, તેમ તે તેની પાસે દોડતી ગઇ. પછી તે બન્ને જણાએ કેટલીક વાર સુધી વાતચીત કરી અને છેલ્લે નક્કી થયા પ્રમાણે લતિકાદેવીએ છાવણીમાંનો પોતાનો તંબૂ કાઢી નાંખીને શહેરમાં એકાદ ઉત્તમ ઘરમાં જઇને રહેવાનો નિશ્ચય કર્યો.

એ વખતે અલકકુમારી ઉંઘમાંથી જાગૃત થઈ હતી. તેની પાસે બેસીને લતિકાદેવીએ થોડી પ્રાસ્તાવિક વાતો કરી. અલકકુમારીમાં હજી એકલા હરવા-ફરવાની શક્તિ આવી નહોતી. ' હું કિલ્લામાં રહેવા જવાની છું ' એવું જ્યારે લતિકાદેવીએ તેની પાસે જણાવ્યું, ત્યારે એકાએક તેનો ચહેરો પ્રફુલ્લિત દેખાવા લાગ્યો, કારણકે જે ત્રણ જણને તે મુક્ત કરવા ઇચ્છતી હતી, તે ત્રણે જણને એ જ કિલ્લામાં કેદી તરીકે રાખવામાં આવ્યા હતા. અંત્યારસુધી અલકકુમારીને એ જ ફીકર થયા કરતી હતી કે પોતે કિલ્લામાં કેવી રીતે પ્રવેશ કરી શકશે, પરન્તુ એકાએક આ યોગ મળી આવ્યો, એ જોઇને તેને સાશ્ચર્યાનંદ થાય એ સ્વાભાવિક હતું.

અલકકુમારીના ચહેરામાં થએલી ચળવળ લતિકાના જોવામાં આવ્યા વિના રહી નહિ, પણ તેનો અર્થ તેને એવો જણાયો કે ઘણું કરીને કિલ્લામાં ગોંધાઇ રહેવા માટે તેને બીક લાગતી હશે, એટલા માટે લતિકાએ તેને નિર્ભય બનાવવાને કહ્યું કે કિલ્લામાં ગયા પછી આપણને કાંઇ પણ અડચણ પડશે નહિ. લતિકાના એ શબ્દોથી પોતાના મનનું સમાધાન થએલું અલકે દર્શાવ્યું, કારણકે ખરી સ્થિતિ કોઈના પણ લક્ષમાં ન આવવા દેવાનો તેનો હેતુ હતો. જો એ વાત કોઇ જાણી જાય, તો શ્વેત સ્ત્રીના જે કામ માટે તે ખાસ સંગમપુરમાં આવી હતી તે બગડી જવાનો સંભવ હતો, અને શ્વેત સ્ત્રીની આજ્ઞાનો લોપ થાય તેમ હતું.

બળવંતસિંહે લતિકાને પોતામાટે આટલી બધી ભલામણ કરી તેથી અલકકુમારીને બહુ જ આનંદ પ્રાપ્ત થયો હતો. વાત ઉપરથી

વાત નીકળતાં અલકકુમારીએ ધર્મશાળામાં સાંભળેલું કાલિકાપ્રસાદ અને ચંડિકા વચ્ચેનું ભાષણ લતિકાને કહી સંભળાવ્યું. એ જ હકીકત વીરોત્તમે થોડી વાર પહેલાં લતિકાને કહી હતી. એ બન્ને હકીકત વિલક્ષણ રીતે મળતી આવતી જોઇને લતિકાને બહુ જ આશ્ચર્ય લાગ્યું. જે વખતે વિલાસભુવનનું નામ નીકળ્યું, તે વખતે તેણે લજ્જાપૂર્વક માથું નીચું નમાવ્યું. કાલિકાનું નામ સાંભળવાથી તે ગભરાઇ ઉઠી. લતિકા અને રમણી એ બન્ને વ્યક્તિ એક જ છે એવું અલકકુમારી જાણતી નહિ હોવાથી લતિકાની આ જૂદી જૂદી વૃત્તિઓ તેના સમજવામાં આવી નહિ.

તેના આ સઘળા ભાષણનું પરિણામ એ થયું કે લતિકાના મનમાં અલકકુમારીને માટે જે ઇર્ષ્યા ઉત્પન્ન થઇ હતી, તે તદ્દન નાશ પામી, એટલું જ નહિ, પણ તે અલકકુમારીને એક મોટી સદ્‌ગુણી સ્ત્રી સમજવા લાગી.

સાંજને વખતે તે બન્ને જણીઓ એક પાલખીમાં બેસીને પોતાનાં માણસો સાથે કિલ્લામાં જઇને રહી. કિલ્લામાં તેમને માટે ખાસ જગ્યા તૈયાર કરીને રાખવામાં આવી હતી. એ રીતે એક વાર અલકકુમારીનો પગ કિલ્લામાં તો પેસી ચૂકયો!

રાત્રે સૂતાં સૂતાં તેને પાછલી વાતોનું સ્મરણ થવા લાગ્યું. શ્યામગઢના ભોંયરામાં રહેનારી બાઇએ આપેલો આશીર્વાદ તેને સાંભર્યો. જેને ઘેર ઉછરીને પોતે મોટી થઈ હતી, તે સજ્જનસીંગનું તેને સ્મરણ થયું. પછી તે લતિકાદેવીના સૌંદર્યનો વિચાર કરવા લાગી. ત્યારબાદ તેની બન્ને સખીઓએ કરેલી પોતાની સેવા તેના ધ્યાનમાં આવી, અને છેલ્લે બળવંતસિંહની રમ્ય અને મનોહર મૂર્તિનું તેને દર્શન થયું!

જો કોઇ અલકના મનમાં પ્રવેશ કરી શકે તો તે ત્યાં બળવંતસિંહની મૂર્તિ કોતરાએલી જોયા વિના રહે નહિ. તેનું શૌર્ય, સભ્યતા, સૌંદર્ય, શારીરિક બંધારણ ઇત્યાદિથી તે ચકિત બની ગઈ હતી. અલકકુમારી અને બળવંતસિંહની વયમાં કાંઈ બહુ ફેર ન હતો. તેઓનું જુગતે જોડું જણાયા વિના રહે નહિ, પરન્તુ કયાં બળવંતસિંહ જેવો મોટો સરદાર અને ક્યાં એક ખેડૂતની જંગલમાં ઉછરેલી છોકરી! પોતાનું અને તેનું કુળ જો એકસરખી પંક્તિનું હોત તો કેવું સારૂં થાત, એવો વિચાર વારંવાર અલકકુમારીના મનમાં આવવા લાગ્યો હતો. એવા વિચારમાં લીન થતાં તેને ઉંઘ આવી ગઈ. બીજે દિવસે સ્હવારમાં તે જાગી ઉઠી, ત્યારે તેને સખ્ત તાવ આવ્યો હતો. એ

જોઇને લતિકાએ એક હુશિયાર વૈદ્યને બોલાવીને ઔષધોપચાર શરૂ કર્યા. તાવ દૂર થયો નહિ, ત્યાંસુધી તે બિચારીને પોતાનું મહત્ત્વનું કામ બાજુએ રાખીને બિછાનામાં જ ગોંધાઈ રહેવું પડ્યું !

---

# પ્રકરણ ૪૩ મું.

## દેવી સરોજિનીનો સાક્ષાત્કાર.

વળી ચાર દિવસ ચાલ્યા ગયા, પણ હજી બળવંતસિંહના સેવકો ઉતારે પાછા ફર્યા નહોતા, તેથી હવે બળવંતસિંહને તેમની અત્યંત ચિંતા થવા લાગી. હવે તેમને શોધી કાઢવાને શું યત્નો કરવા તેનો તે વિચાર કરવા લાગ્યો. સંગમપુરમાં તે બે કરતાં વધારે દિવસ રહી શકે તેમ નહોતું, કારણકે જમદેવે આપેલી આઠ દિવસની મુદત પૂરી થવાને હવે માત્ર બે જ દિવસ બાકી રહ્યા હતા અને તે બે દિવસ પૂરા થયે તેને રાજપૂતસ્થાન છોડી દેવું પડે તેમ હતું. આ કારણથી હવે તેને તેજસીંગ અને દાનસીંગની સ્થિતિ માટે મોટી ચિંતા થવા લાગી. તેને કશો પણ માર્ગ સૂઝ્યો નહિ. છેવટે પાંચમા દિવસનું પ્રભાત થયું, તોપણ તે બે જણનો ક્યાંય પત્તો જ ન મળે !

તે અત્યંત દિલગીર થઇને શો બનાવ બન્યો હશે તેનો વિચાર કરવા લાગ્યો. જેમ જેમ તે વધારે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ કેટલીક બાબતોનો પરસ્પર સંબંધ વધારે ને વધારે મળતો આવવા લાગ્યો. સંગમપુરમાં તે આવ્યો, તે જ દિવસે ઘરવાળાની સાથે જે સંભાષણ થયું હતું તેનું તેને સ્મરણ થયું. ત્રણ મજુર ભાઇઓને મ્હોં ઉપર બુરખા પહેરેલા સ્વારો કયાંક લઇ ગયા હતા એ વાત તેને સાંભરી. જેવી રીતે તે ત્રણે ભાઇઓને બુરખાવાળા સ્વારો શ્યામગઢ તરફ લઈ જતા હતા, તેવી જ રીતનો પ્રસંગ એક વાર પોતાપર પણ આવી ચૂક્યો હતો, એ પણ તેને મોટા મુદ્દાની વાત માલૂમ પડી. રાજકન્યાને જોવા માટે તે ગયો હતો, તે વખતે ભોંયરામાંના લોખંડના પીંજરામાં જ્યારે તે સપડાયો હતો, ત્યારે કાલિકાપ્રસાદે 'કાળિકાને બળિદાન' એવા જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તેનો અર્થ તે શોધવા લાગ્યો. જ્યારે વીરોત્તમની છાવણી નજીકના દેવાલયમાં તેણે લતિકાદેવીને સાધુ-સાધ્વીઓના હાથમાંથી છોડાવી હતી, ત્યારે પણ તેણે તેવા જ શબ્દો સાંભળ્યા હતા; અને અલકકુમારીએ ચંડિકા અને કાલિકાપ્રસાદ વચ્ચે ચાલેલા સંભાષણની જે વાત તેને કહી હતી, તેમાં પણ તે જ વાતનો સંબંધ હતો.

ત્યારે એ બળિદાનનો શ્યામગઢની કાલિકાની મૂર્તિ સાથે તો સંબંધ નહિ હોય? બળવંતસિંહે તે દેવીનું પ્રત્યક્ષ દર્શન કર્યું હતું. શ્યામગઢના કિલ્લા સંબંધી ભયંકર વાર્તા તેને કાને આવી હતી અને તેમાંની ભયંકર યંત્રરચના પણ તેણે જોઈ હતી. જો પૂર્વે તે મજુર ભાઇઓ શ્યામગઢના કિલ્લાની નજીકમાં કોઇ વટેમાર્ગુના જોવામાં આવ્યા હતા, તો પછી તેમનું તે જ દેવીને બળિદાન આપવામાં ન આવ્યું હોય, એ કેવી રીતે માની શકાય? જો તે દિવસે શૂરસેન પોતાની મદદે આવ્યો ન હોત, તો પોતે પણ તે જ મૂર્તિને બળિ દેવાઇ ગયો હોત, એવું તેના મનમાં આવતાં તેણે રોમાંચ અનુભવ્યો.

જે સ્થળે પોતે રાજકન્યાને જોવાને ગયો હતો, તે 'પુણ્યમંદિર' જ હોવું જોઇએ, એવો તેણે તર્ક કર્યો, કારણકે દેવી સરોજિનીએ નિરાશ્રિત અને બીનવારસ સ્ત્રીઓના રક્ષણને માટે એ મંદિર બંધાવ્યું હતું, એવું ઘરધણી પાસેથી તે જાણી શક્યો હતો. તો પછી રાજકન્યા ત્યાં જ ન હોય એમ કેવી રીતે કહી શકાય? જ્યારે તે સંગમપુરમાં આવ્યો ત્યારે તેણે 'પુણ્યમંદિર'ને બહારથી લક્ષપૂર્વક જોયું હતું. તેની આસપાસનો ભાગ તેના ધ્યાનમાં હતો, અને એ જ રસ્તે થઇને પોતાને મ્હોં ઉપર બુરખો નંખાવીને કાલિકાપ્રસાદ લઈ ગયો હતો, એ ઉપરથી પણ તે સ્થળ 'પુણ્યમંદિર' જ હોવું જોઇએ એવું તેણે નક્કી માન્યું.

વળી એ વાતને પુષ્ટિ આપનારૂં એક બીજું પણ કારણ બન્યું હતું. જ્યારે અલકકુમારી ધર્મશાળામાં ઉતરી હતી, ત્યારે કાલિકાપ્રસાદે તેને એવું કહ્યું હતું કે, "સંગમપુરની નજીક એક ધર્મશીલ સ્ત્રી રહે છે અને તે ગરીબોનું પરિપાલન કરે છે, તેની પાસે હું તને લેઇ જઈશ." એ પ્રમાણે ગરીબોનું પરિપાલન કરનારી સ્ત્રી તરીકે તો દેવી સરોજિની જ જાણીતી થઇ હતી. જો કાલિકાપ્રસાદ અને દેવી સરોજિનીનો પરસ્પર સંબંધ હોય, તો રાજકન્યા ત્યાં જ હોવી જોઇએ. આ ઉપરથી બળવંતસિંહના મગજમાં મુખ્ય પ્રશ્ન એ ઉપસ્થિત થયો કે, "આ પ્રાંતમાંના શાક્ત પંથાનુયાયીઓનું અગ્રસ્થાન એ 'પુણ્યમંદિર' જ કેમ ન હોય?"

એ પ્રમાણે વિચારસંકલના ચાલતાં બળવંતસિંહને એવી શંકા આવી કે પોતાના સેવકો કદાચ શાક્તોના હાથમાં સપડાઇને કાલિકાનો ભોગ તો નહિ થઇ પડ્યા હોય! કદાચ એવું થયું હોય, તો હવે પોતે શું કરવું? થોડા દિવસ પહેલાં પોતાને પરાજીત કરનારને પોતે એવું વચન આપ્યું હતું કે આ પ્રાંતના રાજકારસ્થાનમાં પોતે બિલ-

કુલ ભાગ લેશે નહિ, તે વચનનો ભંગ તો થઈ જશે નહિ ને ? તેવી જ રીતે રાજકન્યાની શોધ કરવાને માટે પોતે કોઈ પણ આડી રીતે પ્રયત્ન કરશે નહિ એવી મતલબનું વચન પોતે કાલિકાપ્રસાદને આપ્યું હતું તે વચનનો ભંગ તો પોતાના સેવકોને શોધી કાઢવાનો પ્રયત્ન કરતાં થશે નહિને ? એવા એવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા. કાલિકાપ્રસાદ જેવા દુશ્મનની સાથે વર્તવામાં પણ પોતાનો ટેક જાય નહિ એવું એ ટેકીલા રજપૂતના મનમાં હમેશાં રહ્યા કરતું હતું.

જો બળવંતસિંહે પોતાની આ શંકાઓ વીરોત્તમને જણાવી દીધી હોત, કિંવા તેના થોડા સિપાઇઓને સાથે લઇને જો તેણે 'પુણ્યમંદિર'ની જડતી લીધી હોત, તો જરૂર રાજકન્યા વીરોત્તમના હાથમાં જ જઈ પડત. પરન્તુ રાજકન્યા વીરોત્તમના હાથમાં જાય એ વાત કેટલાંક કારણોને લીધે બળવંતસિંહને ગમતી નહોતી, તે કારણથી તેણે પોતે જ પોતાના સેવકોની શોધ ચલાવવાનો વિચાર કર્યો. જયદેવ સાથેના યુદ્ધમાં તેને જે કાંઈ થોડી ઇજા થઇ હતી તેમાંથી તે હજીસુધી બરાબર સાજો થયો નહોતો, તોપણ એવી ક્ષુદ્ર ઇજા તરફ ધ્યાન આપીને બેસી રહે એવો બળવંતસિંહ નહોતો એ વાચકો સારી પેઠે જાણે છે.

સેવકોની શોધ કરવાને 'પુણ્યમંદિર'માં જવું ખરૂં, પરન્તુ તે સીધી રીતે પરવાનગી માંગીને જવું, કે જોરજુલમથી જવું, એ પણ એક વિચાર કરવા જેવી બાબત હતી; કારણકે તે જ્યારે સંગમપુરમાં આવ્યો, ત્યારે તેણે સરોજિની દેવીને એક ચિઠ્ઠી લખીને પોતાનું નામ-ગામ જણાવ્યું હતું તથા મુલાકાતની ઇચ્છા દર્શાવી હતી. પરન્તુ એ ચિઠ્ઠીનો કશો જવાબ તેના તરફથી બળવંતસિંહને મળ્યો નહોતો, એટલે કે એ ઉપરથી તે બળવંતસિંહને મળવાને નાખુશ માલૂમ પડતી હતી. તેની આ નાખુશી ઉપરથી કોઇ પણ આડો માર્ગ પકડીને 'પુણ્યમંદિર'માં દાખલ થવાની બળવંતસિંહને જરૂર પડે તેમ હતું. પણ એમ કરતાં કદાચ પોતાના સેવકોની પેઠે પોતાની પણ અવદશા થઇ જાય તો ? આવી પણ શંકા તેના મનમાં આવ્યા વિના રહી નહિ.

છેવટે, ભલે જે થવાનું હોય તે થાય, પણ એક વાર તો 'પુણ્યમંદિર' અવશ્ય જોઈ આવવું એવો તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો. તેણે પોષાક પહેર્યો અને જેવો તે બહાર નીકળવા જતો હતો એટલામાં ધરધણીએ તેને બોલાવ્યો. તે બોલ્યોઃ “ સરદાર સાહેબ ! આપ બહાર જવાને જ તૈયાર થઈ રહ્યા છો એવે વખતે હું આપને જરા અટકાવું છું, તે માટે મને માફ કરજો ! પણ જુઓ, પણે પેલી સ્ત્રી

મોટા ઠાઠમાઠ અને નોકર-ચાકર સાથે રસ્તાપર જઈ રહી છે તે કોણ છે તે આપ, જાણો છો કે ?" એમ કહીને તેણે રસ્તા તરફ હાથ કર્યો. તે વખતે એક સ્ત્રી ઘણા નોકર ચાકરોની સાથે મોટા દબદબાપૂર્વક રસ્તાપર ચાલી જતી હતી.

બળવંતસિંહે પૂછ્યું: "એ સ્ત્રી કોણ છે વારૂ ?"

"સાધ્વી સરોજિની દેવી!" ઘરધણીએ ઉત્તર આપ્યો.

"ઓ ઇશ્વર! એ તો તેં મારા પર મોટો ઉપકાર કર્યો!" એ પ્રમાણે પોતાના મન સાથે બોલીને તે ઘરધણીની સાથે કશી વધારે. વાતચીત નહિ કરતાં એકદમ બહાર નીકળ્યો. ઉતાવળાં પગલાં ભરતો તે સરોજિની જતી હતી તે જ રસ્તે ચાલ્યો. પોતાની સાથેના સઘળા સેવકોની સાથે તે શહેરમાંથી બહાર નીકળી. તેનું મોહક સૌંદર્ય જોઇને બળવંતસિંહ મનમાં બોલ્યો: "આવી સુંદર સ્ત્રીનો સંબંધ શાક્તોની સાથે કેવી રીતે હોઇ શકે ?"

બળવંતસિંહ એ વખતે એવી રીતે ચાલતો હતો, કે સહેજે સરોજિનીની નજર તેના ઉપર પડે. છેવટે તેની એ ધારણા પૂરી પડી. સરોજિનીના હાથમાંનું રૂપાનું વાસણ અકસ્માત્ નીચે પડી ગયું અને તે દડતું દડતું બળવંતસિંહના પગ આગળ આવ્યું. બળવંતસિંહે તે તુરત ઉચકી લીધું અને સરોજિનીની પાસે જઇને તે તેના હાથમાં મેલ્યું. તે લેતાં લેતાં સરોજિનીએ પૂછ્યું: "આપ કોણ છો વારૂ ?"

આ પ્રશ્ન પૂછતાં પૂછતાં તેણે બળવંતસિંહના સુંદર ચહેરા તરફ નજર કરી. તેનું સૌંદર્ય સરોજિનીના મનમાં વસી ગએલું હોવું જોઇએ, કારણકે તેણે જેટલી વાર તેના તરફ જોયું, તેટલી વાર તેણે લજ્જાપૂર્વક મ્હોં નીચું નમાવ્યું હતું.

સરોજિનીના પ્રશ્નનો ઉત્તર આપતાં તે બોલ્યો: "હું એક રાજપૂત સરદાર છું. પણ બાઇસાહેબ! આપ કોણ છો, એવો પ્રશ્ન હું જો આપને પૂછું તો આપને ગુસ્સો તો નહિ ચડે ને ?"

"નહિ, નહિ, એમાં વળી ગુસ્સો શાનો ?" સરોજિની કિંચિત્ હાસ્ય કરીને બોલી: "આ ઉપરથી જણાય છે કે આપ સંગમપુરમાં હમણાં જ આવ્યા હોવા જોઇએ."

"હા, બાઇસાહેબ! આપનું ધારવું બરાબર છે. હું હજી આજે જ આ નગરમાં આવ્યો છું." બળવંતસિંહ બોલ્યો.

"તમે અહીં કેટલા દિવસ રહેશો ?" તેણે પૂછ્યું.

"ઘણું કરીને કાલે જ હું અહીંથી જઈશ; અને કદાચ એકાદ દિવસ વધારે પણ થઇ જાય." બળવંતસિંહ બોલ્યો: "પણ બાઈ-

સાહેબ! આપ રસ્તામાં ઉભાં રહીને મારી સાથે વાતચીત કરો એ મને ઠીક લાગતું નથી. આપની રજા હોય તો હું આપના મકાન સુધી આપની સાથે આવું."

હળવે હળવે આગળ ડગલાં ભરતી તે બોલી: "હું શહેરથી બહુ જ દૂર રહું છું."

"મને થોડે દૂર આવવું પડશે, તોપણ ફીકર નથી." બળવંતસિંહ નમ્રતાથી બોલ્યો.

"તે ખરૂં, પરન્તુ મારા નિવાસસ્થાન સુધી જઇને શહેરમાં પાછા આવતાં રાત પડી જશે. હાલમાં તો રાત્રે શહેરની અંદર આવવાની કોઇને પણ પરવાનગી નથી. પછી તમે રાત્રિ ક્યાં આગળ ગાળશો?" સરોજિનીએ પૂછયું.

મોટી ગુંચવણમાં પડ્યા જેવું મ્હોં કરીને તે બોલ્યો: "એ તો મોટી અડચણ ખરી જ. ત્યારે હવે કેમ કરવું વારૂ? આપના સ્થાન સુધી હું આપની સાથે આવું અને રાત પડી જાય, તો પછી રાત ક્યાં રહેવું, એ પણ એક મોટી પંચાત તો ખરી."

"ચાલો ત્યારે;" સરોજિનીએ કહ્યું: "મારૂં ઘર આ પૃથ્વી ઉપરનું સ્વર્ગભુવન જ છે, એવું તમે જોઇ શકશો. ચાલો, હું તમને આજ મારે ત્યાં જ આતિથ્યને માટે તેડી જઇશ."

બળવંતસિંહે આનંદથી કહ્યું: "તો પછી હું અવશ્ય આવીશ. આપનાં સરખાં માયાળુ સન્નારીનું નિમંત્રણ સ્વીકારવાની કોણ ના કહી શકે?"

"પણ મારે ત્યાં આવવા માટે આપને મારી એક શરત કબૂલ કરવી પડશે. મારા નિવાસસ્થાનનો રસ્તો જાણવાથી તમને કાંઇ જ ફાયદો થનાર નથી; તેટલા માટે પહેલેથી જ હું તમારી આંખો ઉપર બુરખો નાંખીને પછી મારી સાથે તેડી જઇશ." સરોજિનીએ તેની સામે પોતાની દૃષ્ટિને ટેકાવી રાખીને કહ્યું.

"બાઇસાહેબ! આ સેવક આપની આજ્ઞા પ્રમાણે વર્તવાને હર પળે તૈયાર છે, પછી આપની મરજીમાં આવે તેવી આજ્ઞા કરો!" બળવંતસિંહે નમ્રતાપૂર્વક કહ્યું.

"સરદાર સાહેબ! આપના આ મીઠા શબ્દો સાંભળીને મને બહુ આનંદ થાય છે. મારા નિવાસસ્થાને આપ અવશ્ય ચાલો, ત્યાં આપને કાંઇ કાંઇ સુખો ભોગવવાનાં મળશે, તે માટે હું અત્યારે તો જેટલું કહું તેટલું થોડું જ! આપ ત્યાં આવશો એટલે આપની મેળે જ સઘળું જોઇ તથા અનુભવી શકશો." એમ કહીને સરોજિની દેવીએ

આગળ ચાલવા માંડયું. બળવંતસિંહ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પોતાના સેવકોની શોધને માટે તે આ સાહસ કરવાને તૈયાર થયો હતો. કાલિકાપ્રસાદ પહેલાં તેને જે શ્મશાનમાં થઇને દેવાલય પાસે લઇ ગયો હતો, ત્યાં જ તે સઘળા જણ આવી પહોંચ્યાં. ત્યાં પહોંચતાં કદાચ ત્યાંનો ઘોડાવાળો પોતાને ઓળખી કાઢશે અને પોતાનું નામ બોલી વાળશે તો મોટો ગોટાળો થઇ જશે, એવી શંકા બળવંતસિંહને રહેલી હતી, પરન્તુ ઘોડાવાળાએ તેને ઓળખ્યો હોય એમ બળવંતસિંહના જોવામાં આવ્યું નહિ, એટલે તેને નિરાંત વળી.

સરોજિનીના એક સેવકે બળવંતસિંહની આંખો ઉપર એક મોટો બુરખો પહેરાવ્યો, તેથી તે બહારનું કાંઇ પણ જોઇ શક્યો નહિ. પછી તેને એક ઘોડાવાળાએ ઘોડા ઉપર બેસાડયો અને એ રીતે પુનઃ સઘળું મંડળ માર્ગે પડયું.

## પ્રકરણ ૪૪ મું.

### અલકકુમારીને શિખામણ.

જે દિવસે બળવંતસિંહને સરોજિનીનો સાક્ષાત્કાર થયો, તે જ દિવસે અલકકુમારી પૂરી રીતે સાજી થઇ ગઇ હતી; તેથી પોતાની માંદગી દર્મિયાન લતિકાદેવી અને તેની દાસીઓએ તેની જે બરદાસ્ત કરી હતી, તે માટે લતિકાદેવીનો ઉપકાર માનીને તેની રજા લેવા માટે તે તેની પાસે આવી. તેને જોતાં જ લતિકાદેવી બોલી: "અલકબ્હેન! આવતી કાલે હું સંગમપુર છોડી જવાની છું, પછી તું અહીં એકલી પડીશ, નહિ વારૂ?"

અલક બોલી: "લતિકાબ્હેન! તમે મારા પર જે અગણિત ઉપકારો કર્યા છે, તેનું વર્ણન પણ હું કરી શકતી નથી, પછી હું તેનો બદલો તો કેવી રીતે વાળી શકું?"

"મેં તારા ઉપર ઘણા ઉપકારો કર્યા છે એમ તું માનીશ નહિ. બીજું કોઇ કામ પણ જો હોય તો તું મને ખુશીથી કહે." લતિકા સુશીલતાપૂર્વક બોલી: "અને તેવું કામ જો મારાથી થાય તેવું હોય, તો તે હું કર્યા વિના રહીશ નહિ."

"આપે મારા માટે પહેલેથી જ આટલો બધો શ્રમ ઉઠાવ્યો છે, અને વળી હું આપને વિશેષ તસ્દી શું જોઇને દઉં?" અલક બોલી.

"વારૂ, પણ હવે તું અહીંથી ક્યાં જઇશ ? તું એમ ન સમજીશ કે હું તને આ વાત અમસ્થી પૂછું છું. મારે તે જાણવાની બહુ જ જરૂર છે. જો તારા પર કાંઇ પણ સંકટ આવશે તો મારાથી બની શકતી સઘળી મદદ હું તને કરીશ, તેટલા માટે હું કહું છું કે, બોલ, હું તને કેવી મદદ કરૂં ?" લતિકાએ પૂછ્યું.

"બ્હેન ! તમે મારાપર અનેક ઉપકારો કર્યા છે. હવે વળી કેવું વિશેષ કામ તમને સોંપીને હું વિશેષ ઉપકારવશ થઉં, તે મને બિલકુલ સમજાતું નથી." અલક બોલી.

"આપણે બન્ને વયમાં સરખી જ છીએ, છતાં મને તારા કરતાં જગતનો વિશેષ અનુભવ છે. જગતની અનેક લીલી-સૂકી મેં જોઇ છે અને અનુભવથી મારી ખાત્રી થઇ છે કે આ સંસારમાં રહેવું એ ઘણું વિકટ કાર્ય છે. તને જે કાંઇ વસ્તુની જરૂર હોય, તે તું મને જણાવ. તને ખર્ચ માટે ધન જોઇતું હોય તો તે પણ તારે માટે હાજર છે. તને કાંઇ સલાહની જરૂર હોય તો તે પણ હું તને આપીશ."

અલક બોલીઃ "બ્હેન ! મારી પાસે ખર્ચજોગા પૈસા છે, અને જે કામ માટે હું અહીં આવી છું તે કામ સંબંધે મેં પૂરતો વિચાર પણ કરેલો છે."

તેનો હાથ પોતાના હાથમાં લઇને લતિકાદેવી બોલીઃ "ત્યારે શું તને કોઇ પણ બાબતમાં મારી મદદ જોઇતી નથી ? પણ એક વાત તો તને મારી મેળે જ હું કહ્યા વિના રહી શકતી નથી. તે વાત એ જ છે કે તને ધર્મશાળામાં જે કાલિકાપ્રસાદ મળ્યો હતો-" એ શબ્દ ઉચ્ચારતાં જ લતિકા એકદમ ગભરાઈ ગયા જેવી બની ગઈ. તે જોઇને અલક બોલીઃ "બ્હેન ! આજ તમારી તબિયત કાંઇ ઠીક જણાતી નથી !"

"ના, ના, તેવું કશું જ નથી." લતિકા પુનઃ સ્વસ્થ બનીને બોલીઃ "તારા હિતને અર્થે હું તને જે વાત કહું છું, તે તું બરાબર ધ્યાનમાં રાખજે. તે કાલિકાપ્રસાદની શિખામણ પ્રમાણે તું બિલકુલ ચાલીશ નહિ. અને કદાચ પ્રાણત્યાગ કરવાનો વખત આવે તોપણ જે ધર્મશીલ સ્ત્રીને ઘેર તને લઈ જઇને રાખવાનું તે કહેતો હતો, તેને ઘેર તું પગ પણ મૂકીશ નહિ."

અલક બોલીઃ "બ્હેન ! એ તમારા ઉપદેશ પ્રમાણે જ હું વર્તીશ. મને પણ એ કાલિકાપ્રસાદ ઉપર બહુ જ વહેમ ઉત્પન્ન થયો હતો, કારણકે લોકો જે શાક્તમતાનુયાયીઓની નિંદા કરે છે, તે જ મતમાં તે છે, એ હવે હું બરાબર સમજી ગઇ છું."

લતિકા બોલી: "ત્યારે તો તને પણ તે સંબંધી સારી પેઠે ખબર હોય એમ જણાય છે."

પોતે જોઇએ તે કરતાં વધારે બોલી ગઇ છે એમ જણાવાથી અલકકુમારીએ વાતચીતનો વિષય બદલાવ્યો. કદાચ જો પોતાના મુખમાંથી પેલી શ્વેત સ્ત્રી સંબંધે એકાદ શબ્દ પણ ભૂલેચૂકે નીકળી ગયો, તો મોટો ગોટાળો વળી જશે, એવી આશંકાથી તે બોલી: "તે વિષે કાંઇ મને બહુ ઉંડી ખબર નથી; પણ તે સંબંધી ઉડતી લોકવાયકા મેં સાંભળી છે તે ઉપરથી હું કહું છું."

"વારૂ, તે ઠીક છે." લતિકા તદ્દન ધીમે સ્વરે બોલી: "મેં તને જે શિખામણ આપી છે, તે બરાબર ધ્યાનમાં રાખજે. કોઇ કુમારિકા કાળા સાપના દરમાં હાથ નાંખે, તોપણ તે ઠીક, પરન્તુ એ ધાર્મિકપણાનો ઢોંગ કરનારા અધમ મનુષ્યની પાસે ઉભા રહેવું એ ઠીક નથી. એથી વધારે તો હું તને શું કહું ? હવે જ્યાં જવાની તારી ઇચ્છા હોય, ત્યાં તું ખુશીથી જા!" એ પ્રમાણે સંભાષણ થયા પછી બન્ને જણીએ એકબીજાની રજા લીધી, અને અલકકુમારી કિલ્લામાંથી બહાર નીકળી.

પહેલાં તે બળવંતસિંહને ઉતારે ગઇ. ઘરધણીની પાસેથી તેણે એવી વાત સાંભળી કે બળવંતસિંહ આવતી કાલે સ્હવારે પોતાને દેશ જવા માટે નિકળનાર છે. આ સાંભળીને તેને બહુ જ ખરાબ લાગ્યું, પરન્તુ તેવું તેને કેમ લાગ્યું એ તે સમજી શકી નહિ. તે એક ક્ષણભર ઉંડા વિચારમાં નિમગ્ન બની ગઇ અને છેવટે તેણે ઘરધણીને કહ્યું: "એ સરદાર સાહેબને મળીને તેમની સાથે થોડીએક વાતચીત કરવાની મારી ઇચ્છા હતી, તે ઇચ્છા તો પૂરી થતી નથી, પરન્તુ હવે તેમને માત્ર એટલું જરૂર કહેજો કે, તેમણે મારો જીવ બચાવ્યો છે, તે માટે તેમનો ઉપકાર માનવાને હું અહીં આવી હતી. હું સદૈવ તેમના કલ્યાણની વાંચ્છના કરતી રહીશ." એટલું બોલીને હવે પોતાને શું કરવાનું છે અને ક્યાં જવાનું છે તે વિષે ઘરધણીને કશું પણ કહ્યા વિના તે ત્યાંથી ચાલતી થઇ. એક પ્રહર રાત્રિ વ્યતીત થતાં તે નદીને કાંઠે આવી પહોંચી. ત્યાં કિનારાપર એક હોડી બાંધેલી હતી, તેના માલેક પાસે જઇને તેણે તે હોડી ભાડે માંગી, પણ તે આપવાની હોડીવાળાએ ચોખ્ખી ના કહી. એટલામાં તેણે બે સોનામહોરો કાઢીને તેના હાથમાં મૂકતાં જ તે હોડી આપવાને તૈયાર થયો. પછી અલકકુમારીએ તેની પાસેથી એક દીવો અને ચકમક માંગી લીધાં અને હોડીમાં બેસીને તે તેણે નદીમાં વહેતી મૂકી. થોડી જ વારમાં કિલ્લો દેખાવા લાગ્યો. માત્ર અધઘડીમાં તો તે કિલ્લાની દિવાલો પાસે પહોંચી ગઇ.

## પ્રકરણ ૪૫ મું.

### વીરબાળા.

કિલ્લાની દિવાલો પાસે આવ્યા પછી તેણે પોતાની હોડી હળવે હળવે ચલાવીને તેને એક લાકડાનાં દરવાજા પાસે થોભાવી, અને દરવાજા પાસેના એક ઝાડના ઠુંઠા સાથે દોરડાવડે બાંધી દીધી. એ લાકડાનો દરવાજો બહુ જૂનો અને જીર્ણ થએલો હતો, તેમ જ તે બહુ વપરાશમાં પણ આવતો નહોતો. તેથી હલેસાંની મદદથી હાથવડે જ તેનાં થોડાક દાંડા તથા પાટીયાં ઉખાડી નાંખતાં અલકકુમારીને બહુ શ્રમ વેઠવો પડયો નહિ. હવે અંદર પેસવાનો માર્ગ મોકળો થયો એટલે તે મોટા આનંદ સાથે અંદર પેઠી. ત્યાં પત્થરથી બાંધેલાં પગથીયાં હતાં, તે ઉપર તે ઉતાવળે ચડવા લાગી.

કિલ્લાની આ બાજુ સંબંધે લોકોમાં કાંઈ કાંઇ ચમત્કારિક વાતો ચાલતી હતી. પ્રાચીન વખતમાં રાજાઓ જેમનો ગુપ્ત રીતે ઘાત કરતા તેમનાં મુડદાં એ જ દ્વારેથી નદીમાં ફેંકી દેવામાં આવતાં; કેટલાકોને નદીમાં જીવતાં જ ડુબાડી દેવામાં આવતા, અને તેઓ સઘળા ભૂત થઇને અહીંતહીં ફરતા એવી વાતો લોકોમાં ચાલતી હતી. આ કારણુથી બહુ અગત્યના કામ સિવાય કોઇ માણસ આ ભયાનક બાજુએ ફરકતું પણ નહિ. આ વાત એક રીતે અલકકુમારીના લાભની જ હતી.

પત્થરનો ઘાટ ચડી ગયા પછી અલકકુમારીને એક દરવાજો ઓળંગવાનો આવ્યો. તે દરવાજો પણ કાંઇ મજબૂત નહોતો. માત્ર થોડા જ પ્રયત્નથી તે ઉઘડી શક્યો, એટલે અલકકુમારી કિલ્લાની મુખ્ય ઇમારતમાં દાખલ થઇ શકી. ત્યાં આગળ એક જીનો જોવામાં આવ્યો, તે ચડીને તે ઉપર ગઇ. એ સ્થળે પવન ભારે સુસવાટાથી વાઇ રહ્યો હતો, તેથી અલકકુમારી દીવાની આડે હાથ રાખીને ધીમે ધીમે આગળ ચાલી, એટલામાં તે એકાએક ચમકી ગઇ અને અચકાઈને ઉભી રહી.

તેને એવો ભાસ થયો કે જાણે તે બધી જગ્યા હથિયારબંધ સિપાઇઓથી ભરાઇ ગઇ છે! તોપણુ તે સ્થળે બિલકુલ ગરબડ જોવામાં આવતી નહોતી. એકાએક ચમકી જવાથી તેના મુખમાંથી જે ભયંકર ચીસ નીકળી ગઈ તેનો માત્ર પ્રતિધ્વનિ બે-ત્રણુ વાર તેના સાંભળવામાં આવ્યો. તેણે એક વાર ચારે બાજુએ નજર કરી તો જણાયું કે કોઇ સિપાઇ હાથ હલાવી રહ્યો છે, કોઇ માથું ડોલાવી રહ્યો છે, તો કોઇ પોતાની સામે ભાલો ઉગામી રહ્યો છે! આ જોઇને તો તે




તેણે પોતાની હોડી હળવે હળવે ચલાવીને તેને એક લાકડાના દરવાજા પાસે થોભાવી.

પૃષ્ઠ ૨૩૮.

લક્ષ્મી આર્ટ, મુંબઈ.

એકાએક બ્હી ગઈ! તેણે એક વાર ફરીથી ચારે તરફ નજર કરી તો સર્વત્ર શૂન્યતા માલૂમ પડી. આ સર્વ શો પ્રકાર હશે તેનો તે પોતાના મનમાં વિચાર કરવા લાગી. તુરત જ તેના ધ્યાનમાં આવ્યું કે એ સ્થળે જીવતા સિપાઇઓ બિલકુલ નહોતા. ફક્ત બખ્તર અને ટોપ ધારણ કરીને ઉભેલાં અનેક પૂતળાંઓને ત્યાં વ્યવસ્થિત રીતે ઉભાં કરવામાં આવેલાં હતા, અને પવનને લીધે દીવાની જ્યોત જેમ હાલતી તેમ પૂતળાંની છાયા પણ હાલતી–ચાલતી માલૂમ પડતી હતી! આથી તે સઘળાં જીવતા સિપાઈઓ જેવા માલૂમ પડતા હતા, પરન્તુ વસ્તુતઃ તેઓ માત્ર પૂતળાં જ હતાં. આ પ્રકાર ધ્યાનમાં આવતાં જ અલકના જીવને શાન્તિ વળી. તે ત્યાં આગળનાં સઘળાં બખ્તરો અને હથિયારો જોતી જોતી ચાલતી હતી, એટલામાં તેના મનમાં એક વિચાર આવ્યો. પોતાને સ્ત્રીના વેશ કરતાં પુરૂષના વેશથી પુષ્કળ લાભ થશે એવું સમજીને તેણે એક હલકું બખ્તર અને નાજુક ટોપ જોઇને તે શરીરપર ધારણ કરી લેવાનો નિશ્ચય કર્યો. તેણે પહેલાં બખ્તર પહેરી લઇને પછી ટોપ પહેર્યો અને પછી બુરખાવડે મ્હોં ઢાંકી દીધું. એક પૂતળાના હાથમાંની એક તેજ તલ્વાર લઇને તેને પોતાની કમરે લટકાવી દીધી. એવી રીતે પોતાની સ્ત્રીજાતને ગુપ્ત બનાવી દેવાથી તેના મનનું સારી રીતે સમાધાન થયું. હથિયાર હાથમાં આવવાથી સ્ત્રી જાતિની નૈસર્ગિક નિર્બળતા દૂર થઇ જઇને હવે તેનામાં પુરૂષના જેવું ધૈર્ય આવ્યું. એટલામાં તેને એકાએક બળવંતસિંહનું સ્મરણ થઈ આવ્યું. આ જ વેશમાં પોતે તેની સાથે રહી શકે તો ઘણું સારૂં, એવી ઇચ્છા તેના મનમાં ઉત્પન્ન થઇ.

પછી તેણે પોતાના હાથમાંનો દીવો એક પવન ન આવે એવી જગ્યાએ રાખીને તે વચ્ચેના ચોકમાં આવી. જેમને કેદમાંથી મુક્ત કરવાના હતા, તે ત્રણ સરદારોને કઇ જગ્યાએ કેદ કરવામાં આવ્યા હતા તે તે જાણતી હતી. ચાર–પાંચ દિવસ કિલ્લામાં રહીને તેટલા વખતમાં તેણે એ વિષેની માહિતી મેળવી લીધી હતી, તેનો ખરેખરો ઉપયોગ કરવાનો વખત હવે આવ્યો હતો. લતિકાદેવીના અતિથિ તરીકે રહીને તેણે જે કાંઇ જાણી લીધું હતું, તેનો આવો ઉપયોગ પોતાને કરવો પડતો હોવા માટે તેને ખરાબ લાગતું હતું, પણ તે બિચારી શું કરે? શ્યામગઢમાંની શ્વેતવસ્ત્રધારિણી સ્ત્રીના કથનનું પરિણામ તેના મન ઉપર કાંઇ વિલક્ષણ જ નીવડયું હતું, તેથી તેણે હાથમાં લીધેલું કામ પાર પાડ્યા વિના હવે બીજો કશો ઉપાય જ રહ્યો નહોતો.

વચ્ચેના ચોકમાં કેટલેક આગળ જઇને તે ઠેઠ પહેરેગીરના દર-

વાજા પાસે ઉભી રહી અને બની શક્યો તેટલા પ્રમાણમાં પ્રયત્ન કરીને પુરૂષના જેવો અવાજ કાઢી તે બોલી: "ઓ પેહેરેગીર! જલ્દી દરવાજો ઉઘાડ!"

પેહેરેગીર બોલ્યો: "બહાર કોણ છે? કોને માટે દરવાજો ઉઘાડવાનો છે? સંકેતશબ્દ કહ્યા વિના દરવાજો ઉઘડી શકશે નહિ."

"અરે! શું હું સંકેતશબ્દ જાણ્યા વિના અહીં આવ્યો હોઇશ? જલ્દી દરવાજો ઉઘાડ એટલે સંકેતશબ્દ હું તારા કાનમાં કહું છું." અલક ધીમેથી બોલી.

તોપણ પેહેરેગીરે દરવાજો નહિ ઉઘાડતાં માત્ર બારી જ ઉઘાડી અને તેમાંથી ડોકું બહાર કાઢીને તે બોલ્યો: "કહે જોઇએ, એ સંકેતશબ્દ!"

"વિધર્મીઓનો વિનાશક વીરોત્તમ." અલક બોલી.

પહેરેગીરે વધારે એક પણ શબ્દ બોલ્યા વિના દરવાજો ઉઘાડ્યો અને અલકકુમારી અંદર પેઠી. તેને અંદર આવેલી જોતાં જ પેહેરેગીરે તેને પ્રણામ કરીને કહ્યું: "મહારાજ! આપ કોણ છો? આપની આજ્ઞા શી છે? અને આપને ક્યાં જવાનું છે?"

"હું વીરોત્તમ મહારાજની પાસેથી આવું છું." અલક બોલી: "કેદ કરવામાં આવેલા ત્રણ સરદારોને કાંઇ ગુપ્ત વાત કહેવાની છે."

"વારૂ, સાહેબ! લ્યો આ કુંચી. આ સામેના રસ્તે જ સીધા ચાલ્યા જાઓ અને જમણી બાજુએ આવેલી ત્રણ ઓરડીઓમાં તેમને અલગ અલગ પૂરવામાં આવ્યા છે તે ઉઘાડજો. પણ બરાબર સાવધ રહેજો. જો ત્રણમાંથી એક જણ પણ છૂટો થયો, તો આપણા બેથી પણ તેને પાછો પકડી શકાશે નહિ." પેહેરેગીર બોલ્યો.

"તેની તારે કશી ચિંતા રાખવી નહિ." અલકકુમારી આનંદપૂર્વક બોલી: "તે સઘળું હું જોઇ લઇશ."

એ પ્રમાણે પ્રત્યેક કામમાં પોતાને એકસરખો વિજય મળતો રહેલો જોઇને તેને બહુ જ આનંદ થયો. જે સ્થળે એ ત્રણે કેદીઓને રાખેલા હતા, તે સ્થળ અત્યંત ભયાનક હતું, તોપણ અલકને તે વખતે તે રમ્ય જ લાગ્યું. જો પોતે આ કામ કરતાં ફસી પડી, તો અત્યારસુધી કરેલી સઘળી મહેનત વ્યર્થ જઇને પોતાને પણ એ ઓરડીઓ પૈકીની એકાદ ઓરડીમાં કેદ રહેવાનો પ્રસંગ આવશે, એવું જોકે એકાદ વખત તેના મનમાં આવ્યું, તોપણ અત્યારે તેનામાં એટલું ધૈર્ય આવ્યું હતું કે તેને બિલકુલ ભય લાગતો નહોતો.

પછી તેણે પહેલી ઓરડીનું તાળું ઉઘાડયું. તે તુરંગનો બહારનો દેખાવ જેટલો ભયંકર હતો, તેટલો અંદરથી નહોતો. તેઓ રાજકીય કેદી હોવાથી તેમને ત્યાં આગળ સ્વતંત્રતા સિવાય બીજી કોઇ પણ વસ્તુની ખામી પડવા દેવામાં આવતી નહીં. આવે અસાધારણ વખતે દરવાજો ઉઘડેલો જોતાં જ અંદરના કેદી સરદારે એકદમ ત્રાડ મારી: "કોણ છે એ ?"

"હું એક મિત્ર છું; પણ આપનું નામ શું ?" અલકે ધીમે સ્વરે પ્રશ્ન કર્યો.

"મારૂં નામ વિજયસિંહ; પણ તારૂં નામ શું ?" વિજયસિંહ બોલ્યો.

"મારા નામનું તમારે શું કામ છે ? હું એક મિત્ર છું અને આપને અહીંથી મુક્ત કરવાને માટે આવ્યો છું." અલક બોલી: "અત્યારે હું એથી કશો વધારે ખુલ્લાસો કરી શકું તેમ નથી."

"પણ આ ખરી વાત છે કે ખોટી વાત છે? તું તારૂં નામ કહેતો નથી, તેથી મને સંશય આવે છે." વિજયસિંહ બોલ્યો.

"જો એમ હોય તો, સાંભળો." અલકકુમારી બોલી: "મારૂં નામ ગણેશસીંગ સજ્જનસીંગ. અત્યારે આગળના દરવાજા પાસે માત્ર એક પેહેરેગીર છે. તેને માત્ર બાંધી રાખીશું એટલે આપણે અહીંથી બહાર નીકળી જઈ શકીશું. પછી જેવી આપની મરજી !"

"હું મોટા આનંદથી આવીશ; અને તારે માટે મેં પહેલાં સંશય દર્શાવ્યો, તે માટે મને ક્ષમા કરજે." વિજયસિંહ બોલ્યો.

"તો પછી સત્વર તૈયાર થાઓ ! અત્યારે વાતચીતમાં વખત ગાળવાનો નથી." તે આગળ બોલી: "તમારા સોબતીઓને પણ હજી મારે મુક્ત કરવાના છે."

પછી તે ભભૂતમલની ઓરડીમાં ગઈ. તેને પણ એવું જ કહીને પછી તે શૂરસેનને મુક્ત કરવાને ગઇ. તેની ઓરડીમાં ગયા પછી તે બોલી: "મહારાજ ! હું આપને આપના સોબતીઓની સાથે મુક્ત કરવાને આવ્યો છું."

એ શબ્દો સાંભળતાં જ શૂરસેન બોલ્યો: "વીર પુરૂષ ! તું મારી પિછાણવાળો હોય એમ મને તારા સ્વર ઉપરથી જણાય છે, પરન્તુ અત્યારે મને તારી ઓળખાણ પડતી નથી."

"આપે મને પ્રત્યક્ષ જોયો નથી, પરન્તુ મારી બ્હેન અલકકુમારીને આપે ઘણી વાર જોઈ છે. આપની સુશીલતા સંબંધે તેણે મને ઘણી વાતો કહી છે." અલક બોલી.

"શું, તું અલકનો ભાઇ થાય?" શૂરસેન આશ્ચર્યથી બોલ્યોઃ "અલકને એક ભાઇ છે, એવું તો કોઈવાર પણ મારા સાંભળવામાં આવ્યું નથી."

"મારૂં નામ ગણેશસીંગ છે અને હું તેનો ભાઇ થઉં છું. મેં આપને–ત્રણે સરદારોને મુક્ત કરવાના સોગંદ લીધા છે. આ કામમાં મોત થાય તોપણ મને તેની પરવા નથી." અલક જુસ્સાથી બોલી.

શૂરસેન તેનો હાથ પકડીને બોલ્યોઃ "ગણેશ! તું ખરેખરો શૂરવીર છે! તારી આ હિંમત જોઇને હું સાશ્ચાર્યાનંદ પામું છું."

"આપ મારા પિતા અને બ્હેન ઉપર જે પ્રેમ દર્શાવો છો, તેને શોભે એવા જ આ આપના શબ્દો છે." અલકકુમારી બોલીઃ "ત્યારે હવે ચાલો; અત્યારે આપણા માટે વાતચીત કરવાનો અવકાશ નથી."

એટલા વખતમાં ભભૂતમલ અને વિજયસિંહ પણ તે સ્થળે આવી પહોંચ્યા હતા. તેમને તેણે પોતાનો હવે પછીનો કાર્યક્રમ જણાવ્યો. પછી ઓરડીનાં બારણાં બંધ કરીને તેને તાળાં લગાવી દીધાં અને તે એકલી જ પેહેરેગીરની પાસે આવી.

પહેરેગીરે તેને કહ્યું: "સરદાર સાહેબ! આપને કાંઇ બહુ વાર લાગી નહિ."

"થોડી જ વારમાં કામ પતી ગયું!" અલક બોલીઃ "લે આ કુંચીઓ, બરાબર સંભાળીને રાખજે." પેહેરેગીરે પોતાનો ભાલો દિવાલને ટેકાવીને મેલ્યો અને તે કુંચીઓ પોતાના કમરપટ્ટામાં ભરાવવા લાગ્યો, એટલામાં અલકકુમારીએ ચિત્તાની પેઠે તરાપ મારીને પેહેરેગીરનું ગળું પકડ્યું અને તેને જમીનપર પાડી દીધો! તે સાથે જ તેની છાતીપર ચડી બેસીને પોતાનું ખંજર તેના મસ્તક સામે ઉગામી તે બોલી: "ખબરદાર, જો બુમ પાડી છે તો! નહિતો હમણાં જ પ્રાણ ગુમાવી બેસીશ!"

પહેરેગીર નીચે પડયો, તે વેળાએ થએલો અવાજ સાંભળતાં જ તે ત્રણે સરદારો એકદમ આગળ ધસી આવ્યા. આ પ્રમાણે દગો થએલો જોતાં જ પહેરેગીરે પુખ્ત વિચાર કરીને કશી ગરબડ નહિ કરવાનો નિશ્ચય કર્યો. પછી અલકકુમારીએ તેને પોતાની સાથે લઇને એક ઓરડીમાં પૂરી દીધો અને તે ચારે જણાં પાછાં વચ્ચેના ચોકમાં આવ્યાં. સઘળાં પગનો અવાજ થવા દીધા વિના આગળ ચાલ્યાં અને પૂર્વે અલકે જ્યાં દીવો મેલી રાખ્યો હતો, ત્યાં–હથિયારોના ઓરડામાં તેઓ આવ્યાં. પછી તે ત્રણે જણાએ પોતપોતાને પસંદ પડતાં હથિયારો અને બખ્તરો ધારણ કરી લીધાં અને ત્યાંથી આગળ વધી

ઘાટનાં પગથિયાં ઓળંગીને ચારે જણાં હોડીની પાસે આવી પહોંચ્યાં. તુરત જ હોડીમાં બેસીને તેમણે તેને હંકારી મેલી, અને એ રીતે અલકકુમારીના સાહસથી તથા ડહાપણથી તે ત્રણે સરદારો કેદમાંથી મુક્ત થયા!

"આપણે મુક્ત થયા તે માટે આપણે આ બખ્તરીયા વીર પુરૂષનો આભાર—" એમ વિજયસિંહ બોલવા જતો હતો, એટલામાં અલક વચમાં બોલી ઉઠી: "નહિ, નહિ, એમાં આભાર માનવાનું કાંઇ જ કારણ નથી. ખરેખરી બ્હીક તો હજી હવે રહેલી છે. પ્રભાત થતાંની સાથે જ વીરોત્તમને આ બનાવની ખબર પડશે અને તે આપણને શોધવાને માણસોને દોડાવશે. આપણે જો નજીકમાં જ ક્યાંય હોઇશું, તો પકડાયા વિના રહીશું નહિ, તેટલા માટે ભવિષ્યનો વિચાર સૌથી પહેલાં કરી વાળવો જોઇએ!"

આ શબ્દ સાંભળતાં જ વિજયસિંહ અને ભભૂતમલે એક બીજાની તરફ સંકેતસૂચક દૃષ્ટિ કરી. તેમને તે નેત્રસંકેત ધ્યાનમાં આવતાં શૂરસેન બોલ્યો: "મને લાગે છે કે તમને કાંઇક યુક્તિ સૂઝી આવી છે; પરન્તુ આપણને આટલામાં ક્યાંયથી ઘોડા મળી શકશે ખરા?"

"અમને બન્નેને અહીં રહેતી એક ઉદાર અને ધાર્મિક સ્ત્રી સાથે ઓળખાણ છે. ત્યાં જો આપણે જઇ પહોંચીએ, તો આપણું રક્ષણ થાય. તે સ્ત્રીનું નામ કદાચ તમારા સાંભળવામાં આવ્યું પણ હશે." ભભૂતમલ બોલ્યો.

"તે કોણ વારૂ?" શૂરસેને પૂછ્યું.

"દેવી સરોજિની." ભભૂતમલ બોલ્યો: "ત્યાં જતાં જ આપણને જોઇએ તેવા સારા ઘોડા મળી શકશે, એટલું જ નહિ પણ રક્ષણને માટે જોઇતા થોડા ઘોડેસ્વારો પણ ત્યાંથી આપણે મેળવી શકીશું."

"એ બાઇની કીર્તિ મારા સાંભળવામાં પણ આવી છે ખરી." શૂરસેન બોલ્યો.

"ચાલો ત્યારે. આપણે હવે 'પુણ્ય-મંદિર' તરફ જ વિદાય થઇએ." વિજયસિંહ બોલ્યો: "વળી આ શૂરવીર પુરૂષને પણ આપણે આપણી સાથે લઇ લો; નહિતો કદાચ આપણા ઉપરનો ક્રોધ એ કાણીયો એના ઉપર કાઢશે."

અલકકુમારીને પણ એ જ જોઇતું હતું. તેને હવે સંગમપુરમાં રહેવાનું કશું કારણ રહ્યું નહોતું. તે શ્વેત સ્ત્રીને મળવાને તે હવે બહુ જ આતુર બની ગઇ હતી. યોગ્ય સ્થળે હોડી પહોંચી ગયા પછી સર્વે જણ નીચે ઉતર્યાં અને તેમણે 'પુણ્ય-મંદિર'નો રસ્તો લીધો.

## પ્રકરણ ૪૬ મું.

### 'પુણ્ય-મંદિર' કે 'પિશાચ-મંદિર'?

હવે આપણે દેવી સરોજિનીની સાથે જતા બળવંતસિંહની ખબર લઇશું. આંખોપર બુરખો ઢાંકેલી સ્થિતિમાં બળવંતસિંહ સરોજિનીની સાથે મુંગો મુંગો ચાલતો હતો. પૂર્વે તે કાલિકાપ્રસાદની સાથે એવી જ રીતે ગયો હતો અને તે વખતે જે પ્રકાર બન્યો હતો, તેવો જ પ્રકાર આ વખતે પણ થયો. રસ્તો વધારે લાંબો બનાવવાને ઘોડાને નકામો આડોઅવળો ચલાવવો એ જ એ પ્રકાર હતો અને તે બળવંતસિંહના ધ્યાનમાં આવી ગયો. તોપણ પહેલી વાર તેને મુસાફરી કરતાં ત્રણ ઘડી લાગી હતી, તેટલો વખત આ વાર લાગ્યો નહિ. માત્ર ઘડી-સવા ઘડીમાં જ તેનો પ્રવાસ પૂરો થઇ ગયો!

પહેલાંની પેઠે જ આ વખતે પણ એક દરવાજો ઉઘડયો અને અંદર જતાંની સાથે જ તે દરવાજો બંધ થઇ ગયો. નીચેની ફરસબંધી ઉપર ઘોડાના ડાબલાનો અવાજ થવા લાગ્યો. થોડેક આગળ ગયા પછી બળવંતસિંહને પહેલાંની પેઠે જ સેવકોએ ઘોડાપરથી નીચે ઉતાર્યો; પછી તેની આંખોપરથી બુરખો કાઢી નાંખવામાં આવ્યો કે તુરત જ તેના ધ્યાનમાં આવ્યું કે પહેલી વાર પોતે રાજકન્યાને જોવાને જે સ્થળે આવ્યો હતો, તે જ આ સ્થળ હતું, અને તે વિષે તેણે કરેલો તર્ક ખરો માલૂમ પડયો.

પરન્તુ સરોજિની બળવંતસિંહને ઓળખતી નહોતી. તે તો એમ જ સમજતી હતી કે આજે બળવંતસિંહ પહેલી જ વાર આ સ્થળે આવ્યો છે. તેની એવી ખાત્રી હતી કે બળવંતસિંહ પોતાને ઓળખતો નથી. બળવંતસિંહ પણ તેની સાથે તેવી જ રીતે વર્તતો હતો. આ મહાલય જોઇને પોતાને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થતું હોવાનું પણ તેણે સરોજિનીને જણાવ્યું.

સરોજિની તેને એક વિશાળ ઓરડામાં લઈ ગઇ અને તેણે તેની સેવામાં બે ચાકરો સોંપ્યા. ચાકરોએ તેને એક બીજા ઓરડામાં લઇ જઈને, તે 'ના' 'ના' કહેતો રહ્યો તોપણ ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરાવ્યા.

બીજી બાજુએ સરોજિની પોતાના ખાસ દિવાનખાનામાં ગઈ. તેની પાસે ચાર દાસીઓ હતી, તેમણે પોતાનાં બહાર ફરવાનાં વસ્ત્રો કાઢી નાંખીને ઘરમાં પહેરવાનાં વસ્ત્રો પરિધાન કર્યાં. એક દાસીએ

ઘરેણાંની પેટી સરોજિનીની પાસે મૂકી અને તે તેમાંના અલંકારો કાઢીને પોતાના શરીર ઉપર ધારણ કરવા લાગી. બીજી એક દાસી તેને અલંકારો પહેરવામાં મદદ કરવા લાગી. બહારથી ધાર્મિક વિધવા દેખાનારી એ સરદારપુત્રી ઘરમાં આવતાં જ વસ્ત્રાલંકારો ધારણ કરીને ટાપટીપ કરી તૈયાર થઈ. તે અંગવર્ણમાં પણ સુંદર જ હોવાથી એ વસ્ત્રાલંકારોને લીધે વધારે રમણીય દેખાવા લાગી.

એટલામાં કોઇએ દ્વાર ખખડાવ્યું અને એક ચાકરે તેને ખબર આપી કે 'મહારાજ કાલિકાપ્રસાદ મળવાને આવ્યા છે.' કાલિકાપ્રસાદ તેજસીંગ અને દાનસીંગને બળિદાન આપવા માટે શ્યામગઢ તરફ ગયો હતો, તે ત્યાંથી આટલો ઉતાવળો પાછો આવ્યો, તે તેને મોટું આશ્ચર્ય પેદા કરનારૂં થઇ પડ્યું. તે તુરત જ તેને મળવાને માટે ઓરડામાંથી એવી જ સ્થિતિમાં બહાર નીકળી. જે ઓરડામાં કાલિકાપ્રસાદ બેઠો હતો, તે ઓરડામાં તે આવી, તો તેને માલૂમ પડયું કે કાલિકાપ્રસાદ બહુ જ ગભરાએલો માલૂમ પડતો હતો. તેને જોઇને સરોજિની બોલી: "કેમ ગુરૂજી! આપ આટલા ઉતાવળા કેવી રીતે પાછા ફર્યા? આપે રાતદહાડો પ્રવાસ કરીને કામ જલ્દી પૂરૂં કર્યું હોય એમ લાગે છે, પરન્તુ આપની મુખમુદ્રા આટલી ભયભીત કેમ જણાય છે વારૂ?"

"બાઇસાહેબ!" કાલિકાપ્રસાદ ક્રોધ દર્શાવતો બોલ્યો: "આ સઘળો આપનો પ્રતાપ અમને આડે આવે છે. આ પેલા બળવંતસિંહના નોકરોને બીજી વાર અહીં દાખલ કર્યા, તેનું જ આ સઘળું પરિણામ આવ્યું!"

સરોજિની બોલી: "પણ તેનું હવે અત્યારે શું છે? તેમને તો કાલિકામાતાને ચડાવી દીધા ને? કે પછી તેઓ તમારા હાથમાંથી નાસી છૂટયા?"

કાલિકાપ્રસાદ બોલ્યો: "એમ તે ક્યાંથી નાસી છૂટવાના હતા? તેઓ તો અત્યારે સ્વધામ પહોંચી ચૂક્યા હશે; તે સંબંધી કશો ભય નથી. પણ તેમનો માલેક પેલો બળવંતસિંહ—"

"તેનો વળી આટલો બધો ભય શામાટે રાખવો?" સરોજિની ભ્રકુટી ચડાવીને બોલી.

"તેનો જ હવે ખરો ભય છે તો! તે જો આપણી પાછળ ન પડયો હોય તો આજ અહીં તે કેવી રીતે દાખલ થયો હોત?" કાલિકાપ્રસાદે પૂછ્યું.

"હેં! એ આપ શું કહો છો?" સરોજિની બોલી: "મને

તેણે જે પત્ર મોકલ્યો હતો, તેનો તો મેં જવાબ જ આપ્યો નહોતો; અને ત્યારપછી તેણે મને કાંઇ પૂછાવ્યું નહોતું કે તે અહીં આવી શકે ! ”

“ તેણે પૂછાવ્યું નહિ હોય, પણ તે કરતાં વધારે કામ કર્યું છે.” કાલિકાપ્રસાદ બોલ્યો: “ બળવંતસિંહ તરીકે ઓળખાતો પુરૂષ અત્યારે ‘ પુણ્ય–મંદિર ’માં છે.”

સરોજિની હવે સમજી ગઈ. તે બોલી: “ એમ ? ત્યારે એ તો એવું જ બન્યું કે શું ? ”

“ હા, એવું જ બન્યું.” કાલિકાપ્રસાદ ચ્હીડાઇને બોલ્યો: “ તે શ્મશાનમાંના દેવાલય પાસેના ઘોડાવાળાએ તેને તુરત જ ઓળખી લીધો હતો. તેણે જ મને અત્યારે કહ્યું કે તે આજે અહીં આવી ચૂક્યો છે, પણ મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે તે ઘોડાવાળાએ આ વાત તમને તે ને તે વખતે જ કેમ કહી નહિ ? ”

“ હું પોતે જ સાથે હતી, એટલે કદાચ તે બોલ્યો નહિ હોય. તે એમ સમજ્યો હશે કે હું તેને ખાસ અપવાદ તરીકે લઈ જઉં છું. આજસુધીમાં અહીં એવી રીતે આપણો નિયમ છોડીને પણ ઘણા માણસોને બબ્બે વાર લાવવામાં આવ્યા છે.” સરોજિની બોલી.

“ દાખલા તરીકે, બળવંતસિંહના જ એ સેવકો.” કાલિકાપ્રસાદ કેરડાકાથી બોલ્યો: “ પણ મારે હજી ઘણી મહત્ત્વની વાતો તને કહેવાની છે.”

“ કહો, હું તે બરાબર ધ્યાન આપીને સાંભળીશ. ” સરોજિની બોલી.

“ પહેલાં એ કહે કે બે–ત્રણ દિવસથી તારી પાસેથી કોઇ માણુસ અદૃશ્ય થયું છે ? ” કાલિકાપ્રસાદે પૂછ્યું.

“ હા; પેલી ચંડિકા ક્યાંય ગઇ છે, તેનો પત્તો નથી. ” સરોજિની બોલી: “ તે દિવસે તેને વેશ બદલાવીને તમને મળવા માટે ધર્મશાળામાં મોકલાવી હતી, ત્યારપછી તે મારા જોવામાં આવી નથી.”

“ તેણે તે દિવસે મને ઘણી મહત્ત્વની બાતમી પૂરી પાડી હતી, અને તેથી જ હું તે દિવસે જલ્દી આવ્યો હતો. તે દિવસે હું વેળાસર જ આવી પહોંચ્યો, અને તેથી જ રાજકન્યા આપણા હાથમાંથી છટકી જતાં રહી ગઇ, એ કાંઈ નાનોસૂનો લાભ કહેવાય નહિ. ” કાલિકાપ્રસાદ બોલ્યો.

“ ત્યારપછી અત્યારસુધી મેં તેને જોઈ નથી.” સરોજિની બોલી.

“ ત્યારપછી પેલા બે હરામખોરોને લઇને શ્યામગઢ તરફ જતાં મેં તેને નદીના પાણીમાં ડુબાઇ ગએલી જોઈ ! ” કાલિકાપ્રસાદ બોલ્યો.

"હેં! એ વળી શું?" સરોજિનીએ આશ્ચર્યથી પૂછ્યું.

"કોઇએ તેનું ખૂન કરીને તેને નદીમાં ફેંકી દીધી હતી." કાલિકાપ્રસાદે કહ્યું.

"શું? ખૂન! મને લાગે છે કે તે કદાચ નદીમાં ડૂબી ગઇ હશે." સરોજિની ભયચકિત થઇને બોલી.

"તેનું ખૂન જ થયું છે. તેને કોઇએ દગાથી ઠાર મારી છે." કાલિકાપ્રસાદ દ્વેષપૂર્વક બોલ્યો.

"પણ આ કામ કોણે કર્યું હશે વારુ?" સરોજિનીએ પૂછ્યું.

"પેલી રમણી—જેને હાલમાં લતિકાદેવી કહે છે, તેનું જ એ કામ છે!" એમ કહીને કાલિકાપ્રસાદે ચંડિકાના કાળજામાંથી કાઢી લીધેલું ખંજર તેને બતાવ્યું.

સરોજિનીએ તે ખંજર હાથમાં લઇને બરાબર તપાસી જોયું અને તે પાછું કાલિકાપ્રસાદના હાથમાં આપીને તે બોલી: "આ તો રમણીનું જ ખંજર! તે આપણી સાથે આ પ્રકારનું વૈર ધરાવતી બની છે શું? એવું હોય તો—" એટલું બોલીને તે અચકાઈ; તેનાથી વધારે બોલાયું નહિ.

"તેણે જો પોતે લીધેલા સોગંદનો ભંગ કરીને સઘળી વાતો વીરોત્તમને કહી દીધી હશે તો પછી હવે શું થશે?" કાલિકાપ્રસાદ બોલ્યો: "એ સંબંધે કાંઇ વિચાર કર્યો છે કે?"

"ઓ પ્રભુ! એ તો મોટી મુશ્કેલીનો પ્રસંગ! તો પછી એકદમ પોતાનું બધું લશ્કર લાવીને તે મારા મકાનને ઘેરો ઘાલવાનો, અને એમ થાય તો આપણાથી નાસી જઇ શકાય પણ નહિ!" તે ગભરાટ દર્શાવતી બોલી: "વાઘના પંજામાં સપડાવું સારૂં, પણ તેના હાથમાં પડવું સારૂં નહિ!"

"એટલું બધું ગભરાવાનું કશું કારણ નથી. ચંડિકાનું ખૂન થયાને આજ પાંચ દિવસ થઈ ગયા. એટલા વખતમાં તો રમણીએ કશું કર્યું નથી, એ ઉપરથી તે સોગંદ ભાંગશે એમ નક્કી કહી શકાય નહિ. ગમે તેમ, પણ કાંઇક ગોટાળો થવાથી તેનું ખૂન થયું હોવું જોઇએ." કાલિકાપ્રસાદ બોલ્યો: "તેનું મુડદું આપણા જોવામાં આવ્યું, તે આપણને ચેતવણી આપવા માટે જોવામાં આવ્યું કે આપણા નાશનો પ્રારંભ સૂચવવા માટે જોવામાં આવ્યું, તેની મને સમજ પડતી નથી!"

"પણ ચંડિકાને તમે જ તમારા કાંઇ કામ માટે મોકલી હતી, એવું મને બરાબર સાંભરે છે." સરોજિની પોતાનો કશો દોષ નથી એવું દર્શાવવાને બોલી.

"હા, મેં જ તેને મોકલી હતી. જે દિવસે મને તે ધર્મશાળામાં મળી હતી, તે જ દિવસે ત્યાં અલકકુમારી નામની એક ખૂબસુરત છોકરી મારા જોવામાં આવી હતી. વિષયમલ તેના ઉપર આશક થયો છે, એટલું જ નહિ, પણ તે કોઇએક ખેડૂતની છોકરી હોવા છતાં વિષયમલ તેની સાથે લગ્ન કરવાને તૈયાર થયો છે! તે મને પહેલાં એક દેવાલયમાં મળી હતી, તે વખતે તેણે મને એ હકીકત કહી હતી. પછી વિષયમલે તેને પકડી લાવીને શ્યામગઢમાં કેદ કરી રાખી હતી. ત્યાં પણ મેં તેને જોઇ હતી. ફરી છ-સાત દિવસ પહેલાં જ્યારે તે ધર્મશાળામાં મારા જોવામાં આવી, ત્યારે હું સમજી ગયો કે તે વિષયમલ પાસેથી નાસીને આવી હોવી જોઇએ. એ ઉપરથી મેં ધાર્યું કે વિષયમલ ઉપર તેનો પ્રેમ નહિ જ હોય."

સરોજિની વચમાં અધીરી થઇને બોલી: "પણ તમારે તેનું શું કામ હતું?"

"સાંભળ. મતલબ વિના હું કોઇની તરફ જોતો જ નથી." કાલિકાપ્રસાદ બોલ્યો: "તે સુંદર છે, એવું જોતાં જ મેં ધાર્યું કે તેને 'પુણ્ય-મંદિર' માં દાખલ કરવી જોઇએ. વળી જે ભિખારડી ઉપર વિષયમલની નજર બેઠી હતી, તેને આપણે આવી રીતે ગુંચવી નાંખી, એવું જાણવાથી ભભૂતમલ પણ આપણા ઉપર ખુશ થશે એવી મેં આશા રાખી હતી. એ પ્રમાણે બેવડા હેતુથી મેં અલકકુમારીને આશ્વાસન આપ્યું હતું અને કહ્યું હતું કે મારી ઓળખાણવાળી એક ઉદાર સ્ત્રીની પાસે લઈ જઇને હું તને રાખીશ. પરન્તુ એટલામાં ચંડિકા ત્યાં આવી પહોંચવાથી અમારી વાતચીત બંધ પડી. હું ચંડિકાની સાથે જરા એક બાજુએ જઇને વાતચીત કરવા લાગ્યો. અમારી પાછળ દિવાલ આવેલી નહોતી, પરન્તુ ફક્ત લાકડાની ચીપો જડી લીધેલી હતી, એટલે અમારી વાતચીત બીજી બાજુએ સંભળાવાનો સંભવ હતો. મેં ધર્મશાળાના રખેવાળને પૂછ્યું કે "બીજી બાજુએ કોણ છે?" તેણે જવાબ આપ્યો કે "પહેલાં ત્યાં એક છોકરી સૂતી હતી, પણ હવે તે ત્યાં નથી." એ જાણીને મને બહુ જ ખરાબ લાગ્યું. અમારી કેટલીક ગુપ્ત વાતો ઘણી મહત્ત્વની હતી, તે તેણે સાંભળી લીધી હશે કે કેમ, એ સંબંધે મને ચિંતા થવા લાગી! તે છોકરી ત્યાંથી એકદમ ચાલી ગઇ એટલા ઉપરથી મારી ખાત્રી થઇ છે કે તે છોકરીએ અમારી વાતો સાંભળી હોવી જોઇએ. પછી મેં નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય, પણ તેને કેદ કરીને એક વાર તો આ મહાલયમાં પહોંચાડી દેવી. કોઇ પણ યુક્તિથી કિલ્લામાં પ્રવેશ

કરીને કેદ થએલા સરદારોને છોડાવવાની મેં જે ગોઠવણ કરી હતી, તે બાજુએ મેલીને મેં તે અલકકુમારીને શોધવાને ચંડિકાને મોકલી, અને તેની પાછળ બીજાં થોડાંક માણસોને પણ રવાના કરવાના હેતુથી હું અહીં આવ્યો. પરન્તુ એટલામાં તો રાજકન્યા નાસી જતી માલૂમ પડી અને તેને નસાડી લઇ જનારને શિક્ષા કરવાના કામમાં મારે રોકાવું પડ્યું."

"ત્યારપછી આપને તે અલકકુમારી સંબંધે કશી ખબર નથી મળી શું?" સરોજિનીએ પૂછ્યું.

"કેવી રીતે મળે? તુરત જ હું તે હરામખોરોને લઇને શ્યામગઢ તરફ ચાલ્યો, પરન્તુ નદીમાં વહેતું આવતું ચંડિકાનું મુડદું જોતાં જ હું અર્ધેથી પાછો વળ્યો. એક રીતે એ પણ સારૂં થયું, કારણકે હું દેવાલય પાસે આવ્યો, એટલે ઘોડાવાળાએ તારી સાથે આવેલા સરદારનું વર્ણન મને કહ્યું અને તે ઉપરથી તે સરદાર બીજો કોઇ નહિ, પણ બળવંતસિંહ પોતે જ છે એવી મારી ખાત્રી થઈ!" કાલિકાપ્રસાદ બોલ્યો.

"મધરાત થવાને હજી અધઘડીની વાર છે." સરોજિની અધીરાઈ દર્શાવતી બોલી: "તે સરદાર હજી નીચેના વસ્ત્રાગારમાં બેઠો છે; તો કહો, હવે તેનું શું કરવું છે?"

"તારો ને તેનો મેળાપ કેવી રીતે થયો?" કાલિકાપ્રસાદે પૂછ્યું.

"હું શહેરમાંથી બહાર નીકળતી હતી, એટલામાં તે રસ્તામાં મારા જોવામાં આવ્યો." સરોજિની જરા પણ લજ્જિત ન થતાં સ્પષ્ટ રીતે બોલી: "તેનો ચહેરો મારી નજરમાં બેસી ગયો, એટલે મેં ખાસ જાણી કરીને હાથમાંનું રૂપાનું વાસણ તેની પાસે પહોંચતાં જ પાડી નાંખ્યું. એટલે તેને નજીક લાવવાની તક મેં મેળવી લીધી. ત્યારપછી શું બન્યું તે તો આપના જાણવામાં જ છે!"

"તેણે તને તારૂં નામ આપીને બોલાવી હતી?" કાલિકાપ્રસાદે પૂછ્યું.

"ના. તે મને બિલકુલ ઓળખતો નહોતો. મેં તેને પૂછ્યું કે તમે કોણ છો, તે ઉપરથી તેણે પોતે એક રાજપૂત સરદાર હોવાનું કહ્યું, પણ પોતાનું નામ આપ્યું નહિ." સરોજિની બોલી.

"એ ઉપરથી જણાય છે કે તે તને નક્કી ઓળખે છે. તે ખાસ જાણી જોઇને તારા માર્ગમાં આવીને તને મળ્યો હોવો જોઇએ, એમ હું તેની ચાણાક્ષતા ઉપરથી કહું છું." કાલિકાપ્રસાદ બોલ્યો: "આજના જેટલી ગુંચવણમાં હું મારી જીંદગીમાં કોઇ પણ વાર પડ્યો નહોતો."

સરોજિની બેપરવાઇથી બોલી: " તેમાં એટલી બધી ગુંચવણમાં પડવા જેવું શું છે વળી ? અત્યારે તે આપણા તાબામાં જ છે ને ? આપણે તેને કડકમાં કડક શિક્ષા કર્યા વિના રહીશું નહિ. આપણા હાથમાં આવેલા ગુન્હેગારને કેવી શિક્ષા કરવી તે તો આપણે સારી પેઠે જાણીએ છીએ; કાલિકા માતા તેનું બળિદાન લેવાને તૈયાર જ છે. પછી આટલા બધા ગભરાઓ છો શાને ? તેના નામમાં કાંઇ જાદુ છે કે શું ? તેને જો આપણે શિક્ષા કરીશું, તો કોઇ તેના બદલામાં વૈર વાળે એવો ભય છે ? જો કાંઇ પણ દગો કરવાના ઉદ્દેશથી આજ તે અહીં આવ્યો હોય, તો તે નક્કી કોઇ હરામખોર જ હોવો જોઇએ. ગુજરાતમાં તેના સંબંધી ખબર મેળવવાને માટે જે માણસને મોકલવામાં આવ્યો હતો, તેણે બરાબર ખબર કાઢીને જે વિગત મેળવી હતી, તે ઉપરથી ભભૂતમલે ભર દરબારમાં તેની ફજેતી પણ કરેલી હતી, એ તમને સાંભરતું જ હશે. "

" પણ દેવી ! " કાલિકાપ્રસાદ બોલ્યો: " એટલું તું ભૂલી જાય છે કે એ બળવંતસિંહ નામની વ્યક્તિ પાસે વીરધવળ મહારાજની સહી-સિક્કા સાથેનો પરવાનો હતો. સભાની અંદર એ સહી-સિક્કો જોવામાં આવ્યો નહિ તેનું કારણ એ હતું કે ભભૂતમલે દગો કરીને તે ઉપર કાંઇક પદાર્થ ચોપડી તેટલા અક્ષરો છેકી નાંખ્યા હતા, હવે સમજી ? "

" ત્યારે તો એ પરવાનો ખરો હોવો જોઇએ ! " સરોજિનીએ પૂછ્યું: " પણ આપણા માણસને તેના સંબંધે પાટણમાં કેમ કાંઈ ખબર મળી શકી નહિ હોય ? "

કાલિકાપ્રસાદ બોલ્યો: " જે વખતે સભા ભરવામાં આવી, તે વખતે અમારી કલ્પના એવી હતી કે એ પરવાનો બનાવટી હોવો જોઇએ, અને તેથી જ બરાબર વેળાસર તેમાંનો સહી-સિક્કો કાઢી નાંખવાની વ્યવસ્થા કરીને તેની ગેરઆબરૂ કરી તેને સભામાંથી હાંકી કાઢવાનું અમે કાવતરૂં રચી રાખ્યું હતું. પરન્તુ એ વખતે જ વીરોત્તમ આવી પહોંચ્યો એટલે એ ગોઠવણમાં મોટો વાંધો આવી પડ્યો."

" પણ તે વખતે તમને તેના ઉપર એટલો બધો ક્રોધ કરવાનાં શાં કારણો મળ્યાં હતાં, તે મારાથી સમજાતું નથી." સરોજિની બોલી.

" તેના ઉપર ક્રોધ કરવાનાં અમને ઘણાં કારણો મળ્યાં હતાં." કાલિકાપ્રસાદ બોલ્યો: " વિષયમલે તેની સાથે જે પત્ર મોકલ્યો હતો તે કપટથી ભરેલો હતો, તેની તને ખબર છે ? તે કાગળ ઉપરથી અમને અનેક પ્રકારનો સંશય આવ્યો, તેટલા માટે સાવધ રહેવા સારૂ—"

સરોજિની બોલી: "ત્યારે એકંદરે એ કોઇ હરામખોર તો ન હોવો જોઈએ."

"એ કોઇ હરામખોર નથી, એટલુ જ નહિ, પણ તે ખરેખરો સરદાર છે. તેમ જ તેણે પોતાનું નામ ન આપ્યું તેમાં પણ ભેદ રહેલો છે. તેનો પરવાનો ખરો છે, તેમાંનાં સહી-સીક્કા ખરાં છે, અને સઘળું ખરૂં છે; શ્યામગઢ તરફ જતાં તેના નોકરોએ મારા કાનમાં જે ગુપ્ત વાત કહી છે તે ઉપરથી તો તેના સંબંધે મારી પુરતી ખાત્રી થઈ છે." કાલિકાપ્રસાદે જણાવ્યું.

"એવી ગુપ્ત વાત તેમણે શું કહી ?" સરોજિનીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"તે સઘળું આમ ખુલ્લે ખુલ્લું કહી દેવાય તેમ નથી." કાલિકાપ્રસાદે કહ્યું.

"મારી પાસે એવો ઢાંકપિછોડો ચાલશે નહિ. એ સરદાર કોણ છે અને તેનું બળિદાન દેવામાં તમે આનાકાની કેમ કરો છો, તેનું કારણ મારે જાણવું જ જોઇએ." સરોજિનીએ ક્રોધ દર્શાવતાં કહ્યું.

કાલિકાપ્રસાદે ઠેઠ તેના કાનસુધી પોતાનું મ્હોં લઈ જઇને તેને કાંઇક કહ્યું, તે સાંભળતાં જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેને એ વાત ખરી નહિ જણાઇ હોય, એમ સમજીને કાલિકાપ્રસાદ બોલ્યો: "હું કદી મશ્કરી કરતો નથી, એ તો તું જાણે છે જ."

"જો એ ખરૂં હોય, તો હવે હું સમજી કે તમે શા કારણથી આટલી ગુંચવણમાં પડી ગયા છો." તે બોલી.

"પણ રૂપાનો ઘંટ વાગવાને હવે બહુ જ થોડી વાર છે." કાલિકાપ્રસાદ બોલ્યો.

"હું અત્યારે તદ્દન ગભરાઇ ગઈ છું. મને અત્યારે કોઇ પણ સુખોપભોગ સારો લાગશે નહિ. તે જે આટલો બધો યત્ન કરીને આ મહાલયમાં આવ્યો હશે, તે કાંઇ અમસ્યો નહિ આવ્યો હોય. તેણે પોતાના રક્ષણની યોગ્ય વ્યવસ્થા પણ કરી જ હશે. તેનાં ગુપ્ત માણસો ચારે તરફ ફરતાં હશે. ઓ ઇશ્વર! કોણ જાણે હવે આપણી શી સ્થિતિ થશે!" સરોજિની કેવળ રડવા જેવી થઇ જઇને બોલી.

કાલિકાપ્રસાદ ગુસ્સે થઇને બોલ્યો: "એમાં આટલી ગભરાય છે શાને? કદાચ તે ચંદ્રપ્રભાને અહીંથી છોડાવી જવાને આવ્યો હશે, કિંવા તેના સેવકો અહીં આવ્યા હતા તે તેના જાણવામાં આવ્યું હશે, અને તેથી તેમની ખબર કાઢવાને આવ્યો હશે. પણ તે વિષે કાંઇ ચિંતા કરવાનું કારણ નથી. તોપણ તેની સાથે કેવી રીતે વર્તવું તેનો

જ મને મોટો વિચાર થઈ પડચો છે. તેને શત્રુ સમજવો કે મિત્ર ?"

"વારૂ, પણ હવે કરવું શું? સરોજિનીએ પૂછ્યું.

"તેનો તારાં સ્ત્રીચરિત્રો ઉપર આધાર છે !" કાલિકાપ્રસાદ બોલ્યો: "આ બાબતમાં હું કોઇ બીજા ઉપર ભરોસો રાખવા ઇચ્છતો નથી. તું પોતે જ તેને મળ અને તેને ભુલાવામાં નાંખીને તેની પાસેથી સઘળો ભેદ કાઢી લે."

થોડો વિચાર કરીને તે બોલી: "તો પછી જરા મારૂં કહેવું સાંભળો. હું મારી પેલી બાજુની બેઠકમાં તેની મુલાકાત લઇશ. મધ-રાત થયા પછી બરાબર એક ઘડીસુધી મારી રાહ જોવી; ત્યાંસુધીમાં જો હું પાછી ન ફરૂં, તો કાંઇ પણ દગો છે એમ સમજીને તમારે મારી મદદે આવવું."

"ઠીક છે." એમ બોલીને કાલિકાપ્રસાદ બહાર નીકળ્યો, અને ત્યાં ઉભેલા એક ચાકરને કહ્યું: "ઉમેદ! આજે જે નવો પરોણો અહીં આવ્યો છે, તેને આપણા પૂજાવિધિના દિવાનખાનામાં નહિ લઇ જતાં પેલી બાજુની દેવીની બેઠકમાં લઈ જજે. જોજે, ભૂલતો નહિ હોં !"

"જેવી આજ્ઞા." એમ કહી ઉમેદ નમન કરીને ત્યાંથી ચાલ્યો ગયો અને સરોજિની પોતાની નક્કી કરેલી બેઠકમાં જઇને બેઠી.

## પ્રકરણ ૪૭ મું.

### દેવી સરોજિની અને બળવંતસિંહ.

જે બેઠકના ઓરડામાં સરોજિની અને બળવંતસિંહનો મેળાપ થવાનો હતો, તે ઓરડો બહુ મોટો ન હતો; તોપણ અનેક ઉત્તમોત્તમ વસ્તુઓવડે તેને શોભાવવામાં આવ્યો હતો. ઉત્તમ બિલોરી હાંડીઓ તેમાં ટાંગેલી હતી અને સુગંધી તેલના દીવા બળી રહ્યા હતા. સ્થળે સ્થળે તાજાં પુષ્પોના ગુચ્છક મૂકવામાં આવેલા હતા. જે વખતે સરોજિની એ બેઠકમાં આવીને એક આસનપર બેઠી હતી, તે વખતે બળવંતસિંહ બીજા એક ઓરડામાં શું કરી રહ્યો હતો, તે હવે આપણે જોઇએ.

પોશાક ધારણ કરી રહ્યા પછી, સરોજિનીની પાસે શું બોલવું, કેવી રીતે વર્તવું, તેનો વિચાર કરતો બળવંતસિંહ તેના બોલાવવાની જ રાહ જોતો ઉત્સુકતાથી બેઠો હતો. એટલામાં ઉમેદ ત્યાં આવીને બોલ્યો: "મહારાજ! અમારાં બાઇસાહેબે આપને મળવાને બોલાવ્યા છે."

"ઠીક છે. હું તૈયાર થઇને જ બેઠો છું; પરન્તુ પહેલાં મારે તારી સાથે કેટલીક વાતચીત કરવાની છે." બળવંતસિંહ માયાળુ-પણે બોલ્યો.

ઉમેદ આશ્ચર્યથી બોલી ઉઠયો: "શું મહારાજ? મારી સાથે?"

બળવંતસિંહ સસ્મિત વદને અને પ્રેમાળપણે બોલ્યો: "હા, તારી સાથે. તું મને બહુ જ સારો માણસ દેખાય છે. હું માણસને જોતાં વાંત જ તેની પરીક્ષા કરી લઉં છું. તું બહુ જ પ્રમાણિક માણુસ છે—અને હું ખાંત્રીથી કહું છું કે—હું મારી કલ્પનામાં જરા પણ ભૂલ કરતો નથી. પણ અરે, આ શું? તું રડે છે—"

"હા મહારાજ!" ઉમેદ ગળગળો થઇને બોલ્યો: "તમારા આ પ્રેમભર્યા શબ્દોથી મારૂં હૃદય ભરાઇ આવ્યું—" ઉમેદથી આગળ બોલી શકાયું નહિ.

"તારા માટે હું શું કરૂં?" બળવંતસિંહ વિશ્વાસયુક્ત વાણીથી બોલ્યો: "જરા શાન્ત થા અને ખુલ્લા મનથી મને જે કહેવું હોય તે કહે."

"મને આપની સાથે લઇ જશો?" ઉમેદ બન્ને હાથ જોડીને બોલ્યો: "મને આ 'પુણ્ય-મંદિર'માં—અરે નહિ—'પિશાચ-મંદિર'માંથી કૃપા કરીને છોડાવો!"

"વારૂ, એટલું જ ને?" બળવંતસિંહ મમતાથી તેની પીઠ થાબડીને બોલ્યો: "હું તને જરૂર મારી સાથે લઇ જઇશ, પછી છે કાંઇ? પણ હું જે કાંઇ પૂછું તેના મને બરાબર જવાબ દે."

"ખુશીથી પૂછો. હું જે કાંઈ જાણુતો હોઇશ, તે આપને કહીશ." ઉમેદ આંખો લૂછતો બોલ્યો.

"હું જતી વખતે તને મારી સાથે લઇ જઇશ. તું બરાબર તૈયાર થઇને રહેજે." બળવંતસિંહ બારીક દૃષ્ટિથી તેના અંતઃકરણ-માંનો ભેદ જાણવાને માટે તેની તરફ જોતો પુનઃ બોલ્યો.

"મહારાજ! આપ મને જે કાંઇ પૂછવાના હો, તે હવે જલ્દીથી પૂછો." ઉમેદ આતુરતાથી બોલ્યો: "મને આપની સાથે વાતચીત કરવાનો હુકમ નથી. આપની સાથે વાતચીત કરતાં જો હું કોઇના જો-વામાં આવી જઇશ, તો મારી ઘડીઓ ભરાઇ ચૂકી સમજવી!"

"મારે તો માત્ર એક જ વાત પૂછવાની છે. ફક્ત એટલું જ પૂછું છું કે, ચાર-પાંચ દિવસ પહેલાં તારી જ વયના, દેખાવડા, કોઇ બે જુવાનો અહીં આવ્યા હતા?" બળવંતસિંહે પૂછ્યું.

"હા, આવ્યા હતા. તેઓ કપડાં બદલવાને આ જ વસ્ત્રાગારમાં

આવ્યા હતા. જુઓ આ રહ્યાં તેમનાં જૂનાં કપડાં !" ઉમેદે તેજસીંગ તથા દાનસીંગે કાઢી નાંખેલાં કપડાં તરફ આંગળી કરીને કહ્યું.

" હા, બરાબર, એ જ તેમનાં કપડાં છે. " બળવંતસિંહે તે કપડાં જોતાં વાંત જ કહ્યું: " પણ હવે મને એટલું કહે કે—"

ઉમેદ વચમાં બોલ્યો: "તેઓની પછી શી સ્થિતિ થઇ, તે આપ મને પૂછશો, પરન્તુ તે કહેવાને હું અશક્ત છું, કારણકે તેઓ એકાએક અદૃશ્ય થઇ ગયા, એટલું જ માત્ર હું જાણું છું. પરન્તુ તેઓ ક્યાં ગયા અને કેવી રીતે ગયા તે વિષે મને જરા પણ ખબર નથી. પણ મહારાજ, હવે ઉતાવળ કરો. વખત બહુ જ થોડો રહ્યો છે. ચાલો હવે જલ્દી ઉઠો." એમ કહેતાં ઉમેદ થરથર કંપવા લાગ્યો.

" કાલિકાપ્રસાદને તું ઓળખે છે ? તે અત્યારે અહીં છે ? " બળવંતસિંહે પૂછ્યું.

" હા, તે અહીં છે. તે અહીં આવ્યાને માત્ર એકાદ ઘડી થઇ હશે. તે આવ્યો છે ત્યારથી બાઇસાહેબ અને તેની વચ્ચે કાંઇ ગુપ્ત વાતચીત ચાલી રહી છે, અને તે પૂરી થતાં જ બાઇસાહેબે આપને બોલાવી લાવવાનું કહ્યું. " ઉમેદ બોલ્યો.

" એમ ! ત્યારે તો એ હરામખોર અત્યારે અહીં જ છે, એમ કે ? તો પછી મારે હવે કેવળ જૂદી જ રીતે વર્તવું પડશે. વારૂ, ઠીક; છોકરા ! મેં તને એકવાર મારો પોતાનો કહ્યો છે. હવે હું તને અળગો કરીશ નહિ. હું હવે થોડી જ વારમાં પાછો ફરીશ. ઘણું કરીને મારે લડાઇ કરીને જ અહીંથી બહાર નીકળવું પડશે, સમજ્યો ? "

" ઠીક છે. મારૂં હવે અહીં કશું કામ નથી, એટલે હું પેલી બાજુના દિવાનખાનામાં બેસી રહીશ. તમારી મુલાકાત પૂરી થાય, એટલે તમે ત્યાં આવજો; પછી હું તમને ત્યાંથી જરા પણ અડચણ આવવા દીધા વિના બહાર લઈ જઇશ." ઉમેદ બોલ્યો.

" ઘણું જ સારૂં. તારા આ ઉમદા ચહેરા ઉપરથી જ તારા પર મારો પૂરેપૂરો વિશ્વાસ બેઠો છે. પછી જો તું જ મને ફસાવીશ, તો આ જગત્માંના કોઇ પણ મનુષ્ય ઉપર હું ફરી વિશ્વાસ રાખીશ નહિ. " બળવંતસિંહ તેના મન ઉપર પોતાના સ્વભાવનું ઉમદાપણું ઠસાવતો બોલ્યો.

" મને લુચ્ચાઇ ઉપર બહુ જ કંટાળો છે." ઉમેદ અભિમાનપૂર્વક બોલ્યો. " પણ મહારાજ, હવે વધારે મોડું ન કરો. જલ્દી ચાલો, મારા પર એટલી દયા કરો. "

" ચાલ ત્યારે. " બળવંતસિંહ બોલ્યો: " આગળ ચાલીને મને રસ્તો બતાવ. "

પછી ઉમેદ તેને લઇને સરોજિનીની બેઠકમાં ગયો. તેને અંદર મૂકીને ઉમેદ બહાર નીકળી દ્વાર બંધ કરતો હતો, તે જ ક્ષણે ઉભયનો નેત્રસંકેત થયો અને બળવંતસિંહને તેના ઉપર વધારે વિશ્વાસ બેઠો.

અહો! આ વખતના દેવી સરોજિનીના ઠાઠ—માઠનું શું વર્ણન કરીએ? તે પ્રૌઢા સુંદરીમાં અત્યારે કેવળ નવું તારૂણ્ય આવ્યું હોય, પરણી આવીને પહેલી જ રાત્રિએ સ્વામીના શય્યાગૃહમાં પ્રવેશ કરતાં જ્ઞાતયૌવના મુગ્ધાના વદન ઉપર જે લજ્જાવિર્ભાવ પ્રસરી રહે, તેના જેવી જ મુગ્ધતા, લજ્જા અને સુકોમળતાની જાણે કે સાક્ષાત્ મૂર્તિ હોય, અને નંદનવનમાં નિવાસ કરતી અપ્સરા ઉપર જ્યારે ઈંદ્રદેવની અતુલ કૃપા ઉતરે ત્યારે તેનું હૃદય આનંદથી જેવું આંદોલિત થઇ રહ્યું હોય તેવો સંપૂર્ણ આનંદ અત્યારે તેના હૃદયમાં સમાતો ન હોય, તેવી રીતે—સર્વાંગસુંદર, અલંકારવિભૂષિત, પ્રેમપ્રમુદિત નવયૌવના મુગ્ધા બાળા બનીને અત્યારે તે એક સુવર્ણાસનપર વિરાજમાન થઈ રહી હતી. બળવંતસિંહ તે ઓરડામાં પ્રવેશ કરતાં જ તે આસન ઉપરથી વિનયપૂર્વક ઉભી થઇ ગઇ, પછી તેણે જરા આડું વદન કરીને મસ્તકપરથી ખસી ગએલી સાડી સમી કરી લજ્જાતુરતાનું દર્શન કરાવ્યું અને પછી કિંચિત્ આડી નજર કરીને મંદ સ્મિત સાથે બોલી: "સરદાર સાહેબ! હું અત્યારસુધી અત્યંત આતુરતાથી આપની રાહ જોઈ રહી હતી, અને તમે તો નિર્દય બનીને મોડા પધાર્યા!"

"હું શું કરૂં? સુંદર વસ્ત્રો પસંદ કરીને તે ધારણ કરતાં મને બહુ વિલંબ થયો." બળવંતસિંહે પણ વખત જોઇને જ જવાબ આપ્યો.

"સરદાર સાહેબ! આપ બહુ જ ઉદાર હૃદયના છો, તેથી જ મેં આજે આપની મુલાકાતની ઇચ્છા કરી છે. પણ વારૂ, આપ કાંઇક ચિંતાતુર કેમ જણાઓ છો? કાંઇ ચિંતા હોય, તો મને જણાવો. મારાથી બની શકતો પ્રયત્ન કરીને હું તે દૂર કરવાનો યત્ન કરીશ."

"બાઇસાહેબ! આપની અને મારી બહુ થોડી ઓળખાણ હોવા છતાં—" પોતાને આશ્ચર્ય લાગ્યું હોય તેવું વદન કરીને બળવંતસિંહ બોલ્યો.

"એમ કહીને તો આપ મારૂં અપમાન કરવા જેવું કરો છો! જો એવું હતું, તો પછી આપ અહીં શામાટે આવ્યા? મને મારી આશામાં ફસાવવાનો જ આપનો વિચાર છે કે શું?" પોતાનાં કટાક્ષોનો બળવંતસિંહ ઉપર વર્ષાદ વર્ષાવતી સરોજિની બોલી.

"હું અહીં આવ્યો છું તેમાં તેવું કાંઈ બીજું જ કારણ હોય તો?" બળવંતસિંહ બોલ્યો.

"તો તે કારણ મને કહો. મારાથી જે કાંઇ કાર્ય બની શકે તેવું હશે તે કરવામાં હું કદાપિ આનાકાની કરીશ નહિ. આપ મને હજી

બરાબર ઓળખી શક્યા હો તેમ લાગતું નથી. જો ઓળખી શક્યા હોત તો આપ એવું બોલ્યા જ ન હોત. તમે મારા પર વિશ્વાસ રાખો. મારા પર વિશ્વાસ રાખવાથી તમને જરા પણ અસંતોષ મળશે નહિ. કહો વારૂ, આપ શા કામ માટે અહીં પધાર્યા છો ?" સરોજિનીએ પૂછ્યું.

તેની તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહીને બળવંતસિંહ બોલ્યો : "અહો! શબ્દોમાં કેવી મિઠાશ છે? પણ પેટમાં કેવડું મોટું કપટ છે? विषकुम्भं पयोमुखम् ॥"

સરોજિની આશ્ચર્યચકિત થઇને બોલી: "સરદાર સાહેબ! બળ્યું, એવું તે શું બોલતા હશો વળી? એમ કહીને તમે મારા હૃદયને વિદીર્ણ કરતાં જરાએ દયા લાવતા નથી! તમારા એવા શબ્દો મારા કાળજામાં તીરની પેઠે ચોંટી જાય છે! કોમળ હૃદયની સ્ત્રીઓને વચન બાણથી સતાવનારા પુરૂષો કઠોર હૃદયના જ કહેવાય!" એમ કહીને સરોજિનીએ કટાક્ષની સાથે મંદ સ્મિત કર્યું.

"બાઇસાહેબ! તમે મૂળથી જ આવાં ઠગવિદ્યાવિશારદ છો કે કોઇ હરામખોરોએ તમને ફસાવ્યાં છે?" બળવંતસિંહે પૂછ્યું.

"નહિ, નહિ, હું તદ્દન ભોળી છું!" સરોજિની આંખો લૂછતી બોલી: "હું કપટપાશમાં બંધાઇ ગએલી છું!"

"જો તમે ખરેખર ભોળાં જ હો, તો હું પૂછું છું તેના સીધે સીધા જવાબ દો જોઇએ." બળવંતસિંહ અવાજને કિંચિત્ કઠોર બનાવીને બોલ્યો.

"ભલે, આપને જે કાંઈ પૂછવું હોય તે ખુશીથી પૂછો." સરોજિની આતુરતાથી બોલી.

"સરોજિની બાઇ! વધારે વાતચીતમાં વખત ગાળવાની કશી જરૂર નથી. હું પોતે સરદાર બળવંતસિંહ છું. મારા બે નોકરોનું શું થયું તે મને ઝટ કહી દો!" બળવંતસિંહ બોલ્યો.

તે બારણા તરફ નજર કરીને બોલી: "શું? તમારા બે નોકરો?"

"હા, મારા બે નોકરો જ." ભેટમાંથી કટાર ખેંચી કાઢીને બળવંતસિંહ બોલ્યો: "તેઓ તારા આ મહાલયમાં જ આવ્યા હતા, એવી મને ખબર મળી છે. બોલ જલ્દી, નહિતો પ્રાણ ગુમાવવો પડશે!"

સરોજિની ભયચકિત થઇને જમીનપર પડી ગઈ અને ગભરાતી બે હાથ જોડીને બોલી: "મહારાજ! દયા કરો! મારા પર દયા કરો!"

"દયા!" બળવંતસિંહ ગુસ્સે થઇને બોલ્યો: "ખૂની રંડા ઉપર દયા?"



"બોલ જલ્દી, નહિતો પ્રાણ ગુમાવવો પડશે!"

લક્ષ્મી આર્ટ, મુંબઇ.

પૃષ્ઠ ૨૫૬.

દ્વાર તરફ નજર કરતી સરોજિની બોલી: "હા, મહારાજ! આ દીન સ્ત્રી ઉપર દયા કરો!"

એ જ ક્ષણે આ મુલાકાતના પ્રસંગની એક ઘડી પૂરી થઇ ગઇ.

બળવંતસિંહ બોલ્યો: "ચાંડાળણી! રાક્ષસી! તેં તેમનું ખૂન કર્યું હોવું જોઇએ, પછી હું તારાપર દયા કેવી રીતે કરૂં?"

તેણે ઉગામેલા ખંજર તરફ જોઈ રહીને સરોજિની ગભરાટથી બૂમ મારી ઉઠી: "અરે, દોડો, દોડો, મને જલ્દી બચાવો!"

બળવંતસિંહ ત્રાડ મારીને બોલ્યો: "સઘળી વાત કબૂલ કરી દે, નહિ તો—"

તેના એ શબ્દો પૂરા થયા નહિ, એટલામાં તે ઓરડામાં બખ્તર અને બુરખાથી ઢંકાએલા ત્રણ સિપાઇઓ આવી પહોંચ્યા. સરોજિની આનંદઘોષ કરીને સત્વર ઉઠીને ઉભી થઈ. એટલી વારમાં તે સિપાઇઓએ બળવંતસિંહ ઉપર એકદમ હલ્લો કરીને તેને પકડ્યો. હવે તે શાક્તમંડળના હાથમાં બરાબર રીતે સપડાઇ ગયો!

આ સઘળો બનાવ બનવામાં એક ક્ષણ જેટલો સમય પણ ભાગ્યે જ લાગ્યો હશે. તે સિપાઇઓ બળવંતસિંહને પૂરેપૂરો કબજામાં લેતા હતા, એટલામાં તો એક બખ્તરમાં સજ્જ થએલો વીર પુરૂષ એ સ્થળે આવી પહોંચ્યો!

---

## પ્રકરણ ૪૮ મું.

---

### કાલિકાપ્રસાદ અને અલકકુમારી.

હવે આપણે અલકકુમારી અને તુરંગમાંથી મુક્ત થએલા ત્રણ સરદારોની ખબર લંઇએ. તેઓ અલકકુમારીની સાથે હોડીમાંથી ઉતરી પડીને 'પુણ્ય–મંદિર' તરફ જવાને નીકળ્યા હતા.

મધરાત વીતી ગયાને એકાદ ઘટિકા જેટલો સમય થયો હશે, તે વખતે તેઓ સઘળા પુણ્ય–મંદિરના દરવાજા પાસે આવીને દાખલ થયા. દરવાજાની સાંકળ ખખડાવતાં જ ચોકીદારે બારી ઉઘાડી અને બહાર જોયું, તો ભભૂતમલ અને વિજયસિંહ એ બે જણા તેની દૃષ્ટિએ પડ્યા. તેમને આવે સમયે એકલા જોઇને તે ચોકીદારને બહુ આનંદ થએલો જણાયો, કારણકે વીરોત્તમે તેમને કેદમાં નાંખ્યા હતા તે તે જાણતો હતો.

વિજયસિંહ બોલ્યો: "કેમ અસ્યા! દેવી સરોજિની મહાલયમાં છે કે નહિ?"

"હા મહારાજ! આપને સુખરૂપ પાછા ફરેલા જોઇને તેમને બહુ જ આનંદ થશે." એમ બોલતાં બોલતાં તેણે શૂરસેન અને અલકકુમારી તરફ જોયું, કારણકે એ બે જણને તે ઓળખતો નહોતો. તોપણ એ પેહેરેગીરની શંકાની દરકાર કર્યા વિના વિજયસિંહ એ બે જણને પણ સાથે લઇને અંદર પેઠો. ચોક વટાવીને અંદર જતાં ત્રણ–ચાર નોકરો બેઠેલા તેના જોવામાં આવ્યા. તેમના તરફ દૃષ્ટિ પડતાં જ વિજયસિંહે કહ્યું: "અમારે માટે ઉત્તમ ઘોડા તૈયાર કરીને લાવો."

ભભૂતમલ બોલ્યો: "અને અમારી સાથે આવવા માટે આઠ ઘોડેસ્વારોને તૈયાર થવાની વરદી આપી દો."

એટલામાં એક નોકર બોલ્યો: "આજે ગુરૂમહારાજ પણ અહીં જ છે."

"વાહ વાહ! આજે તો આપણા નસીબનો યોગ જ કાંઈ વિલક્ષણ જોવામાં આવે છે. ચાલો ત્યારે સૌથી પહેલાં આપણે તેમને જ મળીએ." ભભૂતમલ બોલ્યો: "ચાલ, છોકરા! અમે જઇને મોટા દિવાનખાનામાં બેસીએ છીએ, ત્યાંસુધીમાં તું ઉપર જઇને ગુરૂ મહારાજને અને બાઇસાહેબને ખબર આપ અને ત્યાં તેમને લઇને આવ. જા, જલ્દી કર."

"બાઇસાહેબ અને ગુરૂમહારાજ અત્યારે ખાનગી દિવાનખાનામાં એકાન્તમાં કાંઇ વાતચીત કરતાં બેઠાં છે અને—" એક નોકર બોલ્યો.

બીજો નોકર વચમાં બોલી ઉઠ્યો: "ના, ના, એમ નથી. ગુરૂમહારાજ પેલી બાજુના એક ઓરડામાં બેઠા છે અને બાઇસાહેબ એક નવા આવેલા ગૃહસ્થની સાથે ખાનગી દિવાનખાનામાં કાંઈ વાતચીત કરતાં બેઠાં છે."

"તો પછી કાલિકાપ્રસાદ મહારાજ પાસે જ અમને લઇ જા. સરોજિની દેવી જો કાંઇ મહત્ત્વના કામમાં ગુંથાયાં હોય, તો અત્યારે તેમને ખોટી કરવાની આપણને કાંઈ જરૂર નથી." વિજયસિંહ બોલ્યો.

એક નોકર તેમને કાલિકાપ્રસાદ પાસે લઈ ચાલ્યો અને બીજો પોતાના કામપર ચાલ્યો ગયો. પરન્તુ બળવંતસિંહને આપેલા વચન પ્રમાણે ઉમેદ તો ત્યાં ને ત્યાં જ રહ્યો.

કાલિકાપ્રસાદનું નામ સાંભળીને અલકકુમારી આશ્ચર્યચકિત થઇ ગઇ. લતિકાદેવીએ તેને આપેલા ઉપદેશ ઉપરથી તેના સમજવામાં આવ્યું કે આ સ્થળે પોતે રહેવું એ મોટા જોખમનું કામ છે, કારણકે જે ધાર્મિક સ્ત્રી પાસે કાલિકાપ્રસાદ તેને લઇ જઇને રાખવાનો હતો, તે સ્ત્રી સરોજિની જ હોવી જોઇએ એવો તેને ભાસ થતો

હતો અને તે મહાલયમાં આવતાં જ તેને આજે કાંઈ પણ નવીન પ્રકાર બનશે એવા ભણકારા વાગવા માંડ્યા હતા. તોપણ શૂરસેન બહુ ઉદાર હૃદયનો અને સત્યનિષ્ઠ છે એવી તેની ખાત્રી હતી, તેથી તેને આશા હતી કે કદાચ કાંઇ જોખમનો પ્રસંગ આવી પડશે તો તે પોતાને ઉપયોગી થઈ પડશે. વળી આ મહાલય સાથે કે કાલિકાપ્રસાદની સાથે શૂરસેનનો કશો પૂર્વપરિચય નહોતો, એવું પણ તેમની વાતચીત ઉપરથી અલકકુમારી સમજી શકી હતી, તેથી તેના ઉપર વિશ્વાસ રાખીને થોડી વાર અહીં રહેવું એવો તેણે નિશ્ચય કર્યો.

અત્યારસુધી તેણે પોતાના ચ્હેરા ઉપરથી માથાપરના ટોપ સાથેનો બુરખો જરા બાજુએ કર્યો હતો, પણ હવે તે તેણે પાછો બરાબર મ્હોંપર ગોઠવી દઇને મ્હોંને ઢાંકી દીધું. ચ્હેરો ખુલ્લો રાખવાથી કદાચ પોતાને કાલિકાપ્રસાદ ઓળખી કાઢે એવો ભય તેના ચિત્તમાં વસી ગયો હતો; પરન્તુ એટલામાં તેનો વિચાર બદલાયો, તેને એવી શંકા આવી કે જો કદાચ સજ્જનસીંગનું નામ લઇને પોતાને તેના છોકરા તરીકે એ સરદારો કાલિકાપ્રસાદની સમક્ષ બોલાવશે, તો તે ચાણાક્ષ કાલિકાપ્રસાદ પોતાને તુરત ઓળખી લેશે, એવું ધારીને તેણે પોતાનો ચહેરો પાછો ખુલ્લો કરી નાંખ્યો. ગમે તેમ થાય, પણ પોતાનો ચહેરો ખુલ્લો જ રાખવો એવો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. તેનો એ વિચાર નક્કી થયો એટલી વારમાં તેઓ સંધળાં કાલિકાપ્રસાદ જ્યાં બેઠા હતો તે ઓરડાનાં બારણાં પાસે આવી પહોંચ્યાં.

તે ત્રણે સરદારોએ ઓરડામાં પગ મેલતાં જ કાલિકાપ્રસાદની નજર તેમના પર પડી. તે ત્રણેને ત્યાં એકાએક આવેલા જોતાં જ તે ચમક્યો અને બોલ્યો: "આજ રાત્રે તો કાંઇ એક પછી એક વિલક્ષણ બનાવો જ બની રહ્યા છે!"

વિજયસિંહ અલકકુમારી તરફ હાથ કરીને બોલ્યો: "અમને આ જુવાન પુરુષે કેદમાંથી છોડાવ્યા."

કાલિકાપ્રસાદ તેની નજીકમાં જઇને બોલ્યો: "મારી આંખો ભુલાવામાં તો નહિ પડતી હોય! પણ એમ થાય કેવી રીતે?"

આશ્ચર્યચકિત થયા જેવું વદન કરીને અલકકુમારી બોલી: "મહારાજ! આપની મુખમુદ્રાપરથી આપ મને ઓળખતા હો તેમ જણાય છે, પરન્તુ પૂર્વે મારો અને આપનો મેળાપ ક્યાં થયો હશે, તે મને સાંભરતું નથી."

તેની તેદન નજીક જઇને કાલિકાપ્રસાદ ધીમેથી બોલ્યો: "જો

વારે તારી ખરી ઓળખાણ કોઇને ન આપવી હોય તો ન આપીશ, અને હું તારૂં ખરૂં નામ ફૂટવા દઇશ નહિ.” પછી તે સરદારો ભણી નજર કરીને બોલ્યો: “આપને મુક્ત કરવાનું સાહસિક કામ આ જ જુવાને કર્યું એમ કહો છો? ધન્ય છે તેની હિંમતને!”

“એ સજ્જનસીંગના છોકરાનો જેટલો આભાર માનીએ એટલો થોડો છે.” શૂરસેન બોલ્યો: “હું તેની બ્હેનને ઘણાં વર્ષોથી ઓળખું છું. તેના સદ્‌ગુણોને શોભે એવું જ તેના ભાઇનું શૌર્ય છે.”

“ત્યારે તારી એક બ્હેન પણ છે એમ કે?” એમ કહીને કાલિકાપ્રસાદે એવી જ કાંઇ ચમત્કારિક નજરથી તેની તરફ જોયું કે અલકકુમારીની ખાત્રી થઇ ગઇ કે પોતાને કાલિકાપ્રસાદે સંપૂર્ણ રીતે ઓળખી લીધી છે.

“તમે સઘળા મારા સંબંધે જ બોલ્યા કરશો કે બીજો કાંઇ વિષય કાઢશો?” ચાલુ વિષયને બદલાવવાની ઇચ્છાથી તે બોલી: “હજી આપણે કેટલાં કામો કરવાનાં છે, તેની તમને કલ્પના આવે છે કે નહિ? વીરોત્તમ મારી પાછળ લાગવાનો છે. આપણે અહીંથી જેટલા વધારે દૂર નાસી જઈ શકીએ તેટલા દૂર જતાં રહેવું જોઇએ. અત્યારે જ આપણને શોધવાને માટે લોકો છૂટી ચૂક્યા હશે, કારણકે દરપહોરે પહેરેગીર બદલાય છે, એટલે પહેલો જ પેહેરેગીર વીરોત્તમને આ બાતમી પહોંચાડશે.”

“આપણે હમણાં જ અહીંથી બહાર નીકળી રવાના થઇશું.” વિજયસિંહ બોલ્યો: “પણ તે પહેલાં મારે એક વાર સરોજિનીને મળવું જોઈએ.”

કાલિકાપ્રસાદ બોલ્યો: “અત્યારે તેનો મેળાપ થઈ શકે તેમ નથી, કારણકે તે કેટલાક મહત્ત્વના કામમાં ગુંથાએલી છે. શૂરસેન આપણા જ પક્ષના છે, અને આ જુવાન પુરૂષે તમને મુક્ત કર્યા છે એટલે તેમને પણ આપણા જ પક્ષના સમજીને હું સ્પષ્ટ રીતે કહી દઉં છું કે દેવી સરોજિની અત્યારે બળવંતસિંહ સાથે કેટલીક મહત્ત્વની વાતચીત કરી રહી છે.”

“શું શું?” વાઘની પેઠે ચમકીને ભભૂતમલ બોલી ઉઠયો: “તે લુચ્ચાનું સરોજિની પાસે વળી શું કામ હોય!”

“મારે પણ એ વાત સ્પષ્ટ રીતે જાણવી જોઇએ.” વિજયસિંહ પણ ગંભીર બનતો બોલ્યો.

શૂરસેન કશું પણ બોલ્યો નહિ. જાણે કે પોતાને આ વાતચીત સાથે કશો જ સંબંધ નથી એમ દર્શાવતી અલકકુમારી એક ઉત્તમ ચિત્ર તરફ એકીટશે જોઇ રહી હતી.

કાલિકાપ્રસાદ બોલ્યો: "અત્યારે હું કશો ખુલાસો કરી શકું તેમ નથી, પરન્તુ એટલું માત્ર હું ખાત્રીથી કહું છું કે અત્યારે સરોજિની અને બળવંતસિંહ વચ્ચે જે કાંઈ વાતચીત ચાલી રહી છે તે આપણા જ લાભની છે. તેમ જ એ બળવંતસિંહ લુચ્ચો નથી, એવી મારી ખાત્રી થઈ છે."

"તો પછી, શું તે ગુર્જ્જરેશ્વરને સમજાવીને તેને વીરોત્તમની સામે યુદ્ધમાં દોરશે, એમ તમે કહી શકો છો?"

"હા, હા, તેમ પણ તે કરશે. અત્યારે જે કાંઇ નવી વાતો મારા જાણવામાં આવી છે, તે ઉપરથી હું કહું છું કે આપણને ફરીથી એકાદ મોટી સભા ભરવી પડશે; અને તે સભા શ્યામગઢમાં જ બોલાવવી, એવો મારો મત છે. હું જે સભા વિષે બોલું છું, તે સભા ભરવાને હજી કેટલાક દિવસની વાર લાગશે, પરન્તુ તે સઘળું આજની તેમની મુલાકાત ઉપર જ અવલંબી રહ્યું છે!" કાલિકાપ્રસાદ બોલ્યો.

એટલામાં એક ચાકર કેટલાક ભોજનના પદાર્થો લઇને ત્યાં આવ્યો. તે જ વખતે સરોજિની અને બળવંતસિંહની મુલાકાતની શરૂઆતને એક ઘડી પૂરી થઈ ગઇ, એટલે કાલિકાપ્રસાદે તે ચાકરનો હાથ પકડીને તેને ધીમેથી કાનમાં કહ્યું: "નીચે ત્રણ સિપાઇઓ હથિયારબંધ ઉભા છે, તેમને સરોજિનીના ખાનગી દિવાનખાનામાં જવાનું કહીને મારા હુકમથી ત્યાં રહેલા એક માણસને કેદ કર; જા, ઉતાવળ કર!" એમ કહીને તે પાછો ત્રણે સરદારો પાસે આવ્યો. તે જ ક્ષણે અલકકુમારી તે ઓરડામાંથી આસ્તેથી બહાર નીકળી ગઈ. તેને ત્યાંથી જતી રહેલી જોઇને કાલિકાપ્રસાદે એ ત્રણે જણને કહ્યું: "તમારો પેલો ચોથો સ્નેહી અહીંથી ક્યાં જતો રહ્યો?" કાલિકાપ્રસાદને થોડો સંશય આવ્યો કે બળવંતસિંહને કેદ કરવાની જે વાત તેણે ચાકરને કહી હતી તે કદાચ અલકકુમારીએ સાંભળી હશે. આ સંશય આવતાં જ તે બારણા તરફ દોડ્યો, તો તેનો સંશય ખરો પડ્યો! બારણાં બહારથી બંધ કરવામાં આવેલાં હતાં!

બળવંતસિંહને કેદ કરવાનો કાલિકાપ્રસાદે કરેલો હુકમ સાંભળતાં જ વિચાર કરવામાં વખત નહિ ગાળતાં અલકકુમારી એકદમ ઓરડામાંથી બહાર નીકળી અને તેણે બારણાંને બહારથી સાંકળ વાસી દીધી! પછી ભારે સાવધાનતાથી તે પેલા ચાકરના માર્ગમાં જઇને ઉભી રહી. એટલામાં પેલા ત્રણ હથિયારબંધ સિપાઇઓ ઉપર જતા તેની દૃષ્ટિએ પડ્યા. તેમની પાછળ પાછળ તે ઉપર ગઇ અને એક દ્વાર ઉઘાડીને તેઓ અંદર પેઠા તે તેણે બરાબર જોયું. સિપા-

ઇઓ અંદર જઇને બળવંતસિંહને બરાબર રીતે પકડી લે, તે પહેલાં તો તે પોતાનો ચહેરો બુરખા હેઠળ છુપાવીને અને હાથમાં ઉગામેલી ખુલ્લી તલવાર રાખીને અંદર ગઇ, જે વાત આગલા પ્રકરણમાં કહેવાઇ ગઈ છે.



## પ્રકરણ ૪૯ મું.



### ઝપાઝપી.

જ્યારે અલકકુમારીએ અંદર પ્રવેશ કર્યો; ત્યારે બળવંતસિંહ તે સિપાઇઓના હાથમાં આવી ગયો હતો. સરોજિની અત્યંત આનંદિત થઇને ત્યાં જ ઉભી હતી; પણ એકાએક કોઈ બખ્તરવાળો વીર પુરૂષ તલવાર ઉગામીને પોતાના ઉપર ધસી આવે છે, એવું જોઇને તે સિપાઇઓ જરા ગભરાયા અને બળવંતસિંહ ઉપરના તેમના હાથ જરા ઢીલા પડયા. આ લાગ જોઇને બળવંતસિંહ એકદમ જોર કરીને તેમના હાથમાંથી છટકી ગયો અને એકદમ તલવાર ઉંચકીને અલકકુમારી પાસે આવીને ઉભો રહ્યો, કારણકે એ બખ્તરવાળી વ્યક્તિ પોતાના રક્ષણને માટે આવી હોવી જોઇએ, એવું તે તે જ ક્ષણે સમજી ગયો હતો. જે નોકર તે હથિયારબંધ સિપાઇઓને લઈને આવ્યો હતો, તેણે એ પ્રકાર જોયો કે તુરત જ તે મદદ કરવા માટે અંદર પેઠો. એ પ્રમાણે એક બાજુએ બે અને બીજી બાજુએ ચાર યોદ્ધાઓ ઉભા રહ્યા.

બળવંતસિંહ ગર્જના કરીને બોલ્યોઃ "હરામખોરો! ચાલો પાછા હઠો અને અમને જવા દો, નહિતો તમારે પ્રાણ ગુમાવ્યા વિના ચાલશે નહિ."

સરોજિની પોતાનાં માણસોને ધૈર્ય આપતી બોલીઃ "ડરશો નહિ, ગભરાશો નહિ, હમણાં જ હું તમને મદદ મોકલી આપું છું."

"કાંઈ ફીકર નહિ, અમે કાંઇ એવી ડરામણીથી બ્હી જવાના નથી." અલકકુમારી સિંહનાદ કરતી બોલીઃ "ખબરદાર! જો એક પણ ડગલું ભરીશ તો જાન ગુમાવીશ!"

તુરત જ ઝપાઝપી શરૂ થઈ. તે વીરકન્યાએ એક જ ઝટકા સાથે પોતાના પ્રતિસ્પર્ધીને જખમી કરીને જમીન ઉપર પછાડી દીધો, એટલામાં બળવંતસિંહની તલવાર બીજાની છાતીમાં પેઠી અને તે પણ ભોંયે પછડાયો. અલકકુમારીની સામે થએલો બીજો માણસ પણ

જખમી થઈને નીચે પડ્યો, એટલામાં ચોથાને બળવંતસિંહે ઠાર કરી નાંખ્યો.

એ પ્રમાણે પોતાના પક્ષનો પરાજય થએલો જોતાં જ સરોજિની મોટેથી બૂમો પાડવા લાગી અને ભયથી ત્રસ્ત થતી બેશુદ્ધ થઈ નીચે પડી. બળવંતસિંહે જખમી થએલા સિપાઇઓના હાથપગ બાંધી વાળ્યા અને તે સરોજિનીને સાવધ કરવા લાગ્યો, કારણકે જોરજુલમથી પણ તેના મુખમાંથી પોતાના સેવકો વિષેની ખબર કઢાવી લેવી એવો તેનો વિચાર હતો. તે આંખો મટમટાવતી હતી અને હાથ પગ હલાવતી–ચલાવતી હતી, એ ઉપરથી તે જીવતી તો જણાતી હતી, પરન્તુ તે ઉતાવળે શુદ્ધિમાં આવી શકી નહિ. પછી જખમી થએલા એક સિપાઇની પાસે જઇને તેની પાસેથી તે વિષેની માહિતી મેળવવા તે તજવીજ કરવા લાગ્યો. એટલામાં બીજા છ હથિયારબંધ સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા ! પૂર્વે થએલી ઝપાઝપીથી થએલા હથિયારોના ખણખણાટથી અને સરોજિનીએ બૂમાબૂમ કરી મેલી હોવાથી નીચે ઉભેલા બીજા સિપાઇઓનું ધ્યાન આકર્ષાયું હતું અને તેઓ તુરત ત્યાં દોડતા આવ્યા હતા.

"મારા અજાણ્યા મિત્ર !" બળવંતસિંહ બોલ્યો: "આપણને બીજો થોડોએક પરિશ્રમ હજી કરવો પડશે. ચાલો, આપણે એક વાર અહીંથી નાસી છૂટીએ. નીચે ગયા પછી જરા જગ્યા તો ખુલ્લી મળશે !" આ વખતે ઉમેદ સાથે થએલી વાતચીત તેને સાંભરતી હતી.

એ નવા આવેલા સિપાઇઓ પહેલાંના સિપાઈઓની કેવી સ્થિતિ થઈ હતી તે તુરત જ સમજી ગયા. તેમાંનો મુખ્ય સિપાઈ બોલ્યો: "ચાલો, સઘળા એકી સાથે હલ્લો કરો, તે વિના શત્રુ આપણા હાથમાં આવી શકશે નહિ."

આ વખતે તે બે જણને છ સિપાઇઓની સાથે લડવાનું હતું, પરન્તુ તેમને તેમની જરાએ બીતિ નહોતી. પહેલાંના વિજયથી અલકકુમારીની વીરશ્રી વૃદ્ધિંગત થઈ હતી. તેને બળવંતસિંહે કહ્યું: "ચાલો આપણે બારણાં તરફ જઈએ !"

ચારે બાજુથી તેમના પર તલવારો પડવા લાગી. અલકકુમારીને શરીરે બખ્તર હોવાથી તેના શરીરને બિલકુલ ઇજા થઈ નહિ. બળવંતસિંહની તલવાર ચક્રની પેઠે ફરી રહી હતી. તેણે શત્રુની એક પણ તલવારનો સ્પર્શ પોતાને શરીરે થવા દીધો નહિ. અલકકુમારીનું હસ્તકૌશલ્ય જોઈને બળવંતસિંહની ખાત્રી થઈ કે પોતા

તરફથી લડનારો એ એક ખરો લડવૈયો છે, પણ તે એક સ્ત્રી હતી તે તેના લક્ષમાં આવ્યું નહિ—આવી શકે તેમ હતું જ નહિ.

પહેલાં તો અલકકુમારી ભારે બળ વાપરીને બારણુંમાં બહાર નીકળી એ જોઈને બળવંતસિંહ પણ પોતાની તલવાર ફેરવતો એકેક ડગલું આગળ વધીને લાગ જોઇને બારણુંની બહાર નીકળી ગયો અને તેણે ભારે ચપળતાથી તથા જોરથી બારણું બંધ કરી દીધાં. એ રીતે સઘળા સિપાઇઓ અંદર પુરાઇ રહ્યા. પછી તે બન્ને જણાં દાદરવડે નીચે ઉતરવા લાગ્યાં. રસ્તામાં પેલા ત્રણે સરદારો અને કાલિકાપ્રસાદ એક ઓરડાના બારણા સાથે અંદરથી અફાળઝીક કરતા હતા એ અલકકુમારીના ધ્યાનમાં આવ્યું, પરન્તુ તે તરફ લક્ષ ન આપતાં તે બન્ને જણ એકદમ દરવાજા તરફ ગયાં. પણ ત્યાં જુએ છે તો આઠ હથિયારબંધ સિપાઇઓ તૈયાર ઉભા હતા! તેઓ દૃષ્ટિએ પડતાં જ બળવંતસિંહને લાગ્યું કે હવે લોહીની છોળો ઉડાવ્યા વિના ચાલવાનું નથી. પરન્તુ એ સિપાઇઓ, ભભૂતમલે કહ્યા પ્રમાણે કેદમાંથી છૂટેલા ત્રણે સરદારોની સાથે જવાને તૈયાર થઇ રહ્યા હતા, એવું અલકકુમારી તુરત સમજી ગઈ. તોપણ એ બન્નેના હાથમાં નાગી તલવારો અને શરીરપર લોહીના ડાઘ પડેલા જોતાં જ તે સિપાઇઓના નાયકને શંકા આવી અને તેણે જુસ્સાભેર પૂછ્યું: "તમે કોણ છો અને તમારા શરીરપર લોહીના ડાઘ ક્યાંથી પડ્યા?"

"તમારે જો લડવું હોય તો સામે થાઓ!" બળવંતસિંહ બુમ મારીને બોલ્યો: "તે વિના અમે બીજો કાંઈ જવાબ આપવાના નથી."

નાયકે પોતાના સિપાઇઓને હાક મારીને કહ્યું: "હાં, જલ્દી કરો! દરવાજો બંધ કરો. તેમને બહાર જવા દેવાના નથી!"

એ હુકમ પ્રમાણે પાંચ સિપાઇઓ દરવાજા તરફ ગયા અને ત્રણ સિપાઇઓ બીજા માર્ગ તરફ ગયા. આ તરફથી કાલિકાપ્રસાદ પણ ઓરડાનું દ્વાર ઉઘાડીને બહાર નીકળી ત્યાં આવી પહોંચ્યો. તેણે સિપાઇઓને કહ્યું: "જોજો, તેમને ફક્ત કેદ કરજો! ઠાર મારશો નહિ."

એટલામાં ઉમેદ પણ ત્યાં આવીને દાખલ થયો, અને એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં તેણે ત્યાં આવેલું એક બીજું દ્વાર ઉઘાડી બળવંતસિંહને કહ્યું: "ચાલો, અંદર પેસો! મારી પાછળ પાછળ જલ્દી ચાલ્યા આવો!"

એ દ્વાર ભોંયરાની અંદર જવા માટેનું હતું તે બળવંતસિંહ ઓળખી ગયો. એ ભોંયરૂં કેટલું ભયંકર હતું તેનો તેણે અનુભવ

લીધો જ હતો, પરન્તુ ઉમેદની ભલમનસાઇનો તેને વિશ્વાસ હોવાથી અલકકુમારીની સાથે તે તેમાં પેઠો. પાછળથી ઉમેદે પેસીને તુરત દ્વાર અંદરથી બંધ કરી વાળ્યું. તે બોલ્યો: “ચાલો, આપણે હવે અહીંથી જલ્દી રસ્તે મડીએ. આ ભોંયરૂં એક કેટલેક દૂર આવેલા મકાનસુધી સળંગ જાય છે, ત્યાં જો આપણે જલ્દી પહોંચી જઇશું તો અવશ્ય આપણે સહીસલામત છટકી જઇશું. જો મોડું થશે તો આપણો શત્રુ આપણી પહેલાં ત્યાં જઇ પહોંચીને આપણને અટકાવશે. પણ હવે આપણને બહુ બ્હીવાનું કારણ નથી. જો આપણો શત્રુ ઘોડા ઉપર બેસીને પણ ત્યાં જશે તોપણ તેને લાંબે રસ્તે થઇને જવું પડશે અને પગ રસ્તે જશે, તો આપણે જ તેની પહેલાં પહોંચી જઇશું.”

બળવંતસિંહ આશ્ચર્યથી બોલ્યો: “પણ અત્યારે તે દૂર આવેલા મકાનમાં જે કોઇ હશે, તે આપણને અટકાવશે નહિ?”

“ના, તે ભય રાખવાની જરૂર નથી, કારણકે અત્યારે ત્યાં કોઇ પણ માણસ હશે જ નહિ.” ઉમેદ બોલ્યો.

પછી ભોંયરામાંના બન્ને દરવાજા ઓળંગીને અને પગથીઆં ચડીને તે ત્રણે જણ બીજી બાજુના મકાનમાં જઇ પહોંચ્યાં. ઉમેદ બોલ્યો: “હવે આપણે ભયમાંથી મુક્ત થયા છીએ. અત્યારે કદાચ આપણા શત્રુઓ આપણને શોધવાને બહાર નીકળી પડ્યા હશે, તોપણ તેઓ અહીં આવી પહોંચે તે પહેલાં આપણે અહીંથી ઘોડાપર સ્વાર થઇને પોબારા ગણી જઇશું.”

બળવંતસિંહ બોલ્યો: “ચાલો ત્યારે, એમ જ કરીએ.” તે નિરાશ થતો મનમાં બોલ્યો: “હવે મને મારા સેવકોની ખબર ક્યાંથી મળી શકવાની હતી?”

ઉમેદ આગળ ચાલ્યો અને તેણે ત્યાંના અશ્વપાલોને ત્રણ ઘોડા તૈયાર કરવાનું કહ્યું. પણ ઘોડા ઉપર સામાન નાંખતાં જરા વાર લાગી. ઘોડા તૈયાર થતાં તે ત્રણે જણાં તે ઉપર બેસવા જતાં હતાં, એટલામાં પાસેની ઝાડીમાંથી છ માણસો તેમના પર તૂટી પડ્યા!

આ સંકટનો ખ્યાલ આવતાં જ અલકકુમારી અને બળવંતસિંહની તલવારો મ્યાનમાંથી બહાર નીકળી; પરન્તુ પોતાની તલવાર ઉંચી કરતાં ઉમેદનો પગ જરા લચકાયો અને તે નીચે પડ્યો. એ જોઇને કાલિકાપ્રસાદે પોતાનું ખંજર ઉગામ્યું અને તે તેને ઠાર મારવાને આગળ ધસી આવ્યો. એ જ ક્ષણે બળવંતસિંહે સાવધાન બનીને

તલવારના એક જ ફટકા સાથે કાલિકાપ્રસાદના ખંજરને નીચે પાડી દીધું. આ ઝપાઝપીમાં કાલિકાપ્રસાદને હાથે મોટો જખમ લાગ્યો. જખમી થતાં જ કાલિકાપ્રસાદ દુઃખથી ચીસ નાંખતો જમીનપર પડયો અને એ જોઇને તેના માણસો એ ત્રણેને છોડીને તેની સારવાર કરવાને તેના તરફ વળ્યા. કાલિકાપ્રસાદે પણ તેમને લડવાનો હુકમ આપ્યો નહિ. આટલા વખતમાં ઉમેદ પણ સારી રીતે તૈયાર થઇ ગયો હતો. પોતાપર હલ્લો કરનારા સિપાઇઓને કાલિકાપ્રસાદની આસપાસ એકઠા થએલા જોતાં જ એ ત્રણે જણાંએ ઘોડાપર સ્વાંર થઇને પવનવેગે ઘોડા દોડાવી મેલ્યા.

## પ્રકરણ ૫૦ મું.

### ત્રિપુટી.

ગત પ્રકરણમાં વર્ણવેલી મારામારી અને કાપાકાપી એટલી ઉતાવળે થઇ હતી કે, પોતાને મદદ કરનાર કોણ છે એ જોઇને તેનો આભાર માનવાનો અવકાશ પણ બળવંતસિંહને હજુ મળી શકયો નહોતો. પરન્તુ જ્યારે તેઓ ત્યાંથી કેટલેક દૂર ચાલ્યાં ગયાં, અને તેમને લાગ્યું કે હવે પોતાને શત્રુ તરફનો કશો ભય રહ્યો નથી, ત્યારે બળવંતસિંહ બોલ્યો: " અહો, વીરશ્રેષ્ઠ મિત્ર! આપણે હવે અહીં જરા વિશ્રાન્તિ લઇએ. આપ કોણ છો તે જાણવાની મને બહુ જ ઉત્કંઠા થઈ રહી છે."

અલકકુમારી કાંઇ ઉત્તર આપે તે પહેલાં ઉમેદ બોલ્યો: "આપ બન્ને જણ શૂર પુરૂષો છો એ નિઃસંશય છે. તોપણ આપણે અહીં રહીશું તો શત્રુના હાથમાં પડવાનો ભય રહે છે, માટે કોઈક વધારે નિર્ભય સ્થળે જઇને પછી જે કાંઈ વાતચીત કરવી હોય તે કરવી, એ મને વધારે ઠીક લાગે છે."

"ચાલો ત્યારે, બનતી ઉતાવળે આપણે શહેર તરફ જ જઇએ." બળવંતસિંહ બોલ્યો.

અલકકુમારી બોલી: "પણ હું શહેરની અંદર તો આવી શકીશ નહિ. મેં આ ખબર કિલ્લામાંથી આણ્યું છે. વળી વીરોત્તમના મનની વિરૂદ્ધનું એકાદ કામ મેં કર્યું છે, એટલે હું જો તેના હાથમાં આવીશ તો તે મને જીવતો છોડશે નહિ."

"તો આપણે અહીં જ જરા થોભીને ક્યાં જવું તેનો વિચાર કરીએ તો ઠીક." બળવંતસિંહ બોલ્યો.

આ વિચાર તે બન્ને જણના મનમાં આવ્યો. રાજમાર્ગ છોડીને એક બાજુએ આવેલી ઝાડી તરફ તેઓ ચાલ્યાં. તે ઝાડીની બીજી બાજુએ આવેલી ખુલ્લી જગ્યામાં જઈને તેમણે પોતાના ઘોડાને થોભાવ્યા. પછી બળવંતસિંહ અલકકુમારીને ઉદ્દેશીને બોલ્યો: "હે શૂરવીર નર! તેં મને બરાબર ખરે વખતે જે મદદ કરી છે, તે માટે હું તારો અત્યંત આભારી છું. મારૂં નામ સરદાર બળવંતસિંહ છે. જ્યાંસુધી મારા જીવમાં જીવ છે, ત્યાંસુધી હું તને મારો જીવજાન દોસ્ત સમજીશ. ગુજરાતના દરબારમાં મારૂં સારૂં વજન છે. જો તારે તે રાજ્યમાં કાંઈ કામ હોય તો મને કહે, એટલે હું તારૂં તે કામ કરી આપીશ. મેં મ્હોંમાંથી કાઢેલું વચન વીરધવળ મહારાજ કદી પણ હેઠું પડવા દેશે નહિ, એવો મને વિશ્વાસ છે. હું કોણ છું, એ તો મેં તને કહ્યું, પણ હવે તું કોણ છે તે મને કહે જોઈએ વારૂ!"

અલકકુમારી બળવંતસિંહનું આ ભાષણ સાંભળી જ રહી! અત્યારસુધી તેના અંગમાં વીરપુરૂષના જેવું જે શૌર્ય હતું તે દૂર થઇને સ્ત્રીજાતિની સ્વાભાવિક લજ્જાએ પોતાનો ભાવ ભજવવા માંડયો! થોડી વાર સ્વસ્થ રહીને તે બોલી: "સરદાર સાહેબ! આપ મારો ઉપકાર માનો છો એનું કારણ તો સ્પષ્ટ જ છે, પરંતુ મેં જે કાંઇ થોડું કામ કર્યું છે, તે એટલો ઉપકાર માનવા જેવું નથી. હું કેવળ મારા મનની—"

"અરે વીર પુરૂષ!" તેની પીઠ થાબડીને બળવંતસિંહ બોલ્યો: "તારૂં સઘળું પરાક્રમ મેં જોયું છે. એ તારા શૌર્યથી હું અત્યંત ખુશ થયો છું. તું જુવાન પુરૂષ છે અને તારો સ્વર પણ ઘણો મધુર છે. તારૂં ભાષણ એક શૂરા સરદારને-અમીરને શોભે તેવું છે. તારાપર મને અત્યંત સ્નેહ—અનુરાગ ઉત્પન્ન થયો છે. વારૂ, પરન્તુ પહેલાં-મને એટલું કહે કે હું ત્યાં સંકટમાં આવી પડયો હતો એ વાતની તને કેવી રીતે ખબર પડી?"

"મારી સઘળી હકીકત બહુ મોટી છે." અલકકુમારી બોલી: "જો આમનો અને મારો ફરીથી કોઈ વાર મેળાપ થશે, તો બનેલી સઘળી હકીકત હું આપને કહીશ. અત્યારે તો માત્ર એટલું જ જણાવું છું કે કાંઇક મહત્ત્વના કારણથી મને 'પુષ્પ-મંદિર' માં જવાની જરૂર પડી હતી. ત્યાં આવતાં જ મને ખબર મળી કે આપના ઉપર કાંઇક સંકટ આવવાનું છે. મારૂં ભાગ્ય અતિબળવાન હશે કે હું આપને બરાબર વેળાસર જ મદદ કરવાની તક મેળવી શક્યો."

"તું આવી પહોંચ્યો, તેથી જ આજે હું ટકી શક્યો છું, નહિ તો મારૂં શું થયું હોત તે હું કહી શકતો નથી." બળવંતસિંહ બોલ્યો.

ઉમેદ વચમાં બોલ્યો: "આ વીર પોતાના શોર્યની કેટલીક વાતો ખુલ્લી રીતે કહી શકશે નહિ. જો આપની પરવાનગી હોય, તો તે વાતો હું આપને કહી સંભળાવું."

"ખુશીથી કહે." બળવંતસિંહ બોલ્યો: "તેં પણ મારા પર કાંઈ થોડો ઉપકાર કર્યો નથી."

"તે વાત જો આપ સાંભળશો તો આપને બહુ જ આશ્ચર્ય લાગશે. આ બખ્તરવાળા ગૃહસ્થ મોટા શૂરવીર છે ખરા, તોપણ અત્યારે તેમનો જીવ મોટા જોખમમાં પડેલો છે, કારણકે વીરોત્તમની મરજી વિરૂદ્ધ તેમણે ત્રણ રાજકીય કેદી સરદારોને મુક્ત કર્યા છે." ઉમેદે જણાવ્યું.

"હેં! એ શું કહે છે?" બળવંતસિંહ આશ્ચર્યચકિત થઇને બોલ્યો: "વિજયસિંહ, શૂરસેન અને ભભૂતમલ શું આજે છૂટા થયા છે?"

"તેઓ છૂટા છે, એટલું જ નહિ, પણ તેમને આ જ તરૂણ વીરે છોડાવ્યા છે. તે ત્રણ સરદારો મુક્ત થયાની હકીકત પુણ્યમંદિર-માંના લોકોના જાણવામાં આવતાં જ સર્વને અત્યંત આનંદ થયો." ઉમેદ બોલ્યો.

"આ કહે છે તે શું ખરૂં છે?" અલકકુમારી તરફ જોતો બળવંતસિંહ બોલ્યો: "તરૂણ વીર! તું કોણ છે તે હવે મને જલ્દી કહે! તારા મ્હોંપર હવે આ બુરખો શામાટે જોઇએ?"

અલકકુમારી બોલી: "મહેરબાની કરીને અત્યારે એ વિષે મને કાંઈ પૂછશો નહિ."

તે સાંભળીને બળવંતસિંહ બોલ્યો: "શામાટે? મને તેનું કારણ તો કહે. તોપણ જો તારી ઇચ્છા ન હોય તો તે માટે હું આગ્રહ કરી શકતો નથી. કોઈ પણ પ્રકારે હું તને નારાજ કરવા ઇચ્છતો નથી. પણ તેથી મારા મનને કેટલું દુઃખ થશે, એ તું જાણે છે વારૂ?"

"હજી માત્ર ત્રણ દિવસ સુધી મને આપ મારા સંબંધે કશું પૂછશો નહિ." અલકકુમારી બોલી.

"શું? ત્રણ દિવસ સુધી?" બળવંતસિંહ આશ્ચર્યથી બોલ્યો: "આજ સૂર્યોદય થયા પહેલાં તો મારે અહીંથી પ્રસ્થાન કરવાનું છે;

કારણકે એક સ્ત્રીને સાથે લઇને આજે જ ગુજરાત તરફ જવાનું મેં તેને વચન આપ્યું છે."

આ શબ્દો સાંભળીને અલકના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન થઇ. તે બૂમ મારીને બોલી: "શું? એક સ્ત્રી?" પણ તુરત જ પોતાની ઈર્ષ્યા બહાર ન કળાવા દેવાને શાંતિ ધારણ કરીને બોલી: "સરદાર સાહેબ! મને એટલું આશ્ચર્ય ઉત્પન્ન થયું, તે માટે મને ક્ષમા કરો."

"એટલે? તું શું કહેવા માંગે છે?" બળવંતસિંહે ઉત્સાહથી પ્રશ્ન કર્યો.

"એટલે મારો વિચાર એવો હતો કે તમે પહેલાં જ્યારે પ્રવાસ કરવાની વાત કહી, ત્યારે મારા મનમાં એમ હતું કે હું પણ આપની સાથે આવું. આપ ગુજરાત તરફ જાઓ છો અને મારો પણ તે જ માર્ગ છે. મારૂં ગામ અહીંથી ત્રણ દિવસથી મુસાફરી જેટલું દૂર આવેલું છે." અલકકુમારી બોલી.

"શું? ત્રણ દિવસની મુસાફરી જેટલું દૂર છે? ત્યારે તો તું શ્યામગઢની આસપાસ જ ક્યાંક રહેતો હોઇશ." બળવંતસિંહે તર્ક કર્યો.

"હા." તેણે ટુંકામાં જ ઉત્તર આપી દીધો.

"તો તું ખુશીથી અમારી સાથે ચાલ, તારે તારો વિચાર ફેરવવાનું કાંઇ જ કારણ નથી." બળવંતસિંહ બોલ્યો.

કેટલીક વાર સ્તબ્ધ રહીને તે બોલી: "મહારાજ! આપ તો મોટા લોક કહેવાઓ. વળી આપની સાથે બાઇસાહેબ આવવાનાં, તે પણ કોઇ ઉંચા ખાનદાનનાં હશે. તો હું એક ગરીબ મનુષ્ય આપની સાથે કેવી રીતે આવું? તદ્દન ગરીબ કુળમાં મારો જન્મ થયો છે."

બળવંતસિંહ પ્રેમપૂર્વક બોલ્યો: "મિત્ર! તારૂં કુળ કદાચ ગરીબ હશે, તોપણ તારા શૌર્યથી તેં તારૂં નામ આ રાજપૂતસ્થાનમાં અજરામર કરી દીધું છે. તેં તારા શૌર્યથી મને મદદ કરી છે. જો તારી સઘળી હકીકત કહેવાની તારી મરજી ન હોય, તો ભલે કહીશ નહિ, તે માટે મારો આગ્રહ નથી, પરન્તુ હું જીવતો રહીશ, ત્યાંસુધી તને વિસરીશ નહિ. જોકે તારૂં કુળ ઉંચું નહિ હોય, તોપણ તારૂં શૌર્ય તો ઉંચા પ્રકારનું છે. તને હું મારી આખી જીંદગીમાં વિસરીશ નહિ એવું હું તને ફરીથી પણ કહું છું. હું તને મારો ઇષ્ટ મિત્ર સમજું છું. મારી સાથે ચાલ, તારે ગામ જવાને બદલે જો તું મારી સાથે ગુજરાતમાં આવીશ તોપણ કશી હરકત નથી. વીરધવલ મહારાજ પાસેથી હું તને મોટી જાગીર અપાવીશ."

"અહાહા! મહારાજ! આપ તો અત્યંત ઉદાર જણાઓ છો!" અલકકુમારી ગદ્દગદ્દ કંઠે બોલી: "હું ગરીબ ઉપર આપ આટલો બધો પ્રેમ દર્શાવો છો?"

"મિત્ર! તેં મારા પર જે ઉપકાર કર્યો છે, તેમાંના અલ્પનો પણ બદલો હું વાળી શકું તેટલા માટે હું તને આ કહું છું; તો પછી તું શામાટે તે નાકબૂલ કરે છે? તારા માટે મારા મનમાં જે પ્રેમ ઉત્પન્ન થયો છે તે હું કેવી રીતે બોલી બતાવું? જોકે હજી મેં તારૂં મુખ પણ જોયું નથી, તોપણ તારા સંબંધે મારા મનમાં અત્યંત મિત્રભાવ ઉત્પન્ન થયો છે. તેમજ તારી રીતભાત પણ મને બહુ પસંદ પડી છે."

કંપિત સ્વરે તે બોલી: "પણ મહારાજ! આપે મારી રીતભાત જોઇ ક્યારે?"

"તે ગમે તેમ હો!" બળવંતસિંહ ગંભીરપણે બોલ્યો: "આજ રાત્રિના પ્રસંગ ઉપરથી તો મને એવું લાગવા માંડયું છે કે જાણે આપણે બાળમિત્રો જ હોઇએની! તેમ જ તારી સાથે આજે જોડાએલો મિત્રભાવ કદી તૂટશે એવું પણ મને લાગતું નથી. જોકે હું એક જુવાન છું, તોપણ આજસુધીમાં જગતનો મને પુષ્કળ અનુભવ મળ્યો છે. મારા આજસુધીના અનુભવથી મને એટલી ખબર છે કે શૌર્ય બે પ્રકારનું હોય છે. એક આત્મરક્ષણ કિંવા પગાર લેવા માટે જોવામાં આવતું, અને બીજું નિરપેક્ષ બુદ્ધિથી બીજાને સહાય કરતાં જોવામાં આવતું. તારૂં શૌર્ય એમાંના બીજા પ્રકારનું છે. બદલાની કોઈ પણ પ્રકારની ઇચ્છા નહિ કરતાં તેં વીરોત્તમના ત્રણ કેદીઓને મુક્ત કર્યા અને મારી મદદે આવ્યો, એ તારૂં શૌર્ય જોઇને મને બહુ આનંદ થયો છે અને તેથી જ મારૂં મન તારી તરફ આકર્ષાયું છે. આજથી તું મને તારા આપ્તજન સરખો જ સમજજે અને હું પણ તને તેવો જ માનીશ."

અલકકુમારી ધીમેથી બોલી: "પણ મેં આપની જે કાંઇ થોડી સેવા કરી છે, તે કાંઇ એટલા મોટા ઇનામને લાયકની નથી."

"તરૂણ વીર! જોકે તને તારી મદદની કીંમત જણાતી નથી, તોપણ મારા મનથી તો હું એવું જ માનું છું કે તેં મને અમૂલ્ય મદદ કરી છે. વારૂ, પણ મને કહે કે તું મારી સાથે પાટણ આવશે કે નહિ? જો આવીશ તો ખુદ મહારાજાને તારે માટે ભલામણ કરીને તેમને હાથે હું તને ઇનામ અપાવીશ. બોલ, હવે તારી શી મરજી છે?"

"જો આપની મરજી હોય, તો હું ફક્ત શ્યામગઢ સુધી આપની સાથે આવીશ. જો મેં કિલ્લામાંના કેદીઓને નસાડી મેલ્યા એવો કોઇને સંશય આવશે તો—"

બળવંતસિંહ વચમાં બોલ્યો: "જો આ બખ્તર તેં કિલ્લામાંથી આણ્યું છે એમ તું કહે છે, તો હવે તે શરીર ઉપર કેમ રહેવા દે છે? એ કાઢી નાંખ, એટલે તને કોઇ જ જાતનો ભય રહેશે નહિ."

"આ બખ્તર કાઢી નાંખ્યા વિના પણ મને વીરોત્તમનો તો ભય જ નથી." અલકકુમારી નિશ્ચયપૂર્વક બોલી.

"મિત્ર! તારૂં શૌર્ય હું સારી પેડે જાણું છું." બળવંતસિંહ ગંભીર સ્વરે બોલ્યો: "અંતે તે શૌર્યથી આખા રાજપૂતસ્થાનમાં તારી કીર્તિ થશે. પણ રહે, મારા મનમાં વળી એક બીજો જ વિચાર આવ્યો છે."

"શું મારે માટે આપ આપની પહેલાંની ગોઠવણ બદલવા ઇચ્છો છો? મારા આવવાથી જો આપને કાંઇ અડચણ પડે તેમ હોય, તો હું મારી મેળે એકલો જ પ્રવાસ કરીશ." અલકકુમારીએ કહ્યું.

"નહિ, નહિ, એમ સમજવામાં તું ભૂલ કરે છે." બળવંતસિંહ બોલ્યો: "મારી સાથે તું શ્યામગઢ સુધી ખુશીથી ચાલ, હું જે કાંઇ કહેવાનો હતો તે આ બખ્તર સંબંધે જ હતું."

"શું વારૂ?"

"આ બખ્તર પોતાની પાસે રાખવું, એવી જ તારી મરજી જણાય છે."

અલકકુમારીને પોતાની સ્ત્રીજાતિ છુપાવવા સારૂં બખ્તરની તો ખાસ જરૂર હતી; તેથી તે બોલી: "મહારાજ! પહેલેથી આપ મારા સંબંધે જ વિચાર કર્યા કરો છો!"

"પરન્તુ મારી કલ્પના કાંઇ ખોટી નથી." બળવંતસિંહ બોલ્યો: "પણ એક બીજી યુક્તિ એવી છે કે—"

"કઇ યુક્તિ વારૂ?" અલકકુમારી આશ્ચર્યથી બોલી.

"તું આ બખ્તર કાઢીને મને આપ. મારા અને મારી સાથે આવનારી સ્ત્રીના સામાનમાં એ બખ્તર આપણે સાથે લઇ જઇશું. તને એમ લાગશે કે મારી સાથે આવનારી સ્ત્રી કદાચ તે ઓળખી જશે."

"પણ એ તમારી સાથે આવનારી સ્ત્રી કોણ છે વારૂ? વીરોત્તમની છાવણીમાંની જ કોઇ સ્ત્રી હશે એમ મને લાગે છે."

જે શરત મુજબ બળવંતસિંહ લતિકાદેવીને પોતાની સાથે લઈ જવાનો હતો, તે શરતનું સ્મરણ થવાથી તે કાંઇક અચકાતો

બોલ્યોઃ "પણ વીરોત્તમની છાવણીમાંની જ કોઇ સ્ત્રી મારી સાથે આવવાની હોય, તોપણ શું થઇ ગયું? મારી સાથે આવનારી સ્ત્રી વીરોત્તમની છાવણીમાંની જ છે અને તે પોતાની સાથે બે સખીઓ લઇને આવતી કાલે સ્હવારે જ સંગમપુરના દક્ષિણ દિશાના દરવાજા પાસે આવીને મને મળનાર છે. હવે માત્ર થોડો જ વખત બાકી રહ્યો છે. સૂર્યોદય થવાને એક પ્રહર જેટલી વાર હવે માત્ર હશે."

અલકકુમારીનો સંશય ખરો હતો, તોપણ પોતાની પક્કી ખાત્રી કરી લેવાને માટે તેણે પૂછ્યુંઃ "પણ તે સ્ત્રી કઈ વારૂ? તેનું નામ શું?"

"તે એક વિલક્ષણ સ્ત્રી છે. તેનું નામ લતિકાદેવી છે." બળવંતસિંહે ઉત્તર આપ્યો.

થોડી વાર અટકીને તે ધીમેથી બોલીઃ "તે સ્ત્રીને હું ઓળખું છું. તે અતિ ઉદાર અને ઉંચા કુળની છે. પણ મને હવે એટલી જ શંકા રહે છે કે જો કદાચ તે મને ઓળખશે અને રાજકેદીઓને છોડાવવામાં મારો હાથ છે એવો તેને સંશય આવશે તો મારા પર તેવું તહોમત—"

"તે બાબતની તારે કશી ચિન્તા રાખવી નહિ. છતાં કદાચ તને ઓળખાઇ જવાની બીક લાગતી હોય તો તને હું બખ્તર કાઢી નાંખવાને બિલકુલ આગ્રહ કરતો નથી. અત્યારસુધી મેં તને જે કાંઈ કહ્યું છે તે તારા લાભ માટે જ કહ્યું છે. તારા શરીરના શૌર્ય પ્રમાણે જ તારૂં મન પણ મોટું છે એ જોઇને મને બહુ આનંદ થાય છે. તને ફરીથી એક વાર હું કહું છું કે તું તારે ગામ ન જતાં મારી સાથે જ ગુજરાતમાં આવીશ, તો મહારાજા તરફથી હું તારૂં એટલું સન્માન કરાવીશ કે આજસુધી કોઇનું પણ એટલું સન્માન થયું ન હોય."

"મહારાજ!" અલકકુમારી ધીમેથી બોલીઃ "આપની લાગણી મારા ઉપર એટલી બધી છે એ જોઇને મને અત્યાનંદ થાય છે. પણ હું પુનઃ આપને એટલું જણાવું છું કે જ્યારે શ્યામગઢ આપણી નજરે પડશે, ત્યારે હું આપની રજા લેતી વખતે હું કોણ છું તે આપને કહીશ."

"ઠીક છે." પોતાના ઘોડાની લગામ હાથમાં લેતાં બળવંતસિંહ બોલ્યોઃ "ચાલો ત્યારે, હવે આપણે શહેર તરફ જઇએ."

"પણ આ બખ્તર શરીર ઉપર છે, એટલે હું વીરોત્તમની છાવણી પાસે આવી શકીશ નહિ." અલકકુમારી બોલીઃ "સ્હવાર

થતાં જ હું આપને દક્ષિણ દિશાના દરવાજા પાસે આવીને મળીશ."

અલકકુમારીનો હાથ પોતાના હાથમાં લઇને બળવંતસિંહ બોલ્યો: "તારા સહવાસથી મને બહુ જ આનંદ થશે. પણ તારે શહેરમાં કાંઇ કામ નથી શું ? તારા કોઇ મિત્રને કાંઇ કહેવા કરવાનું નથી શું ? હું ચારેક ઘડી શહેરમાં રહીશ, ત્યાંસુધીમાં થઇ શકે તેવું તારૂં કાંઇ કાંમ જો હોય તો કહે, એટલે હું તે કરી નાંખીશ. પણ આ તારો ઘોડો—"

"શહેરમાં મારે કશું કામ નથી." અલકકુમારી બોલી: "આ ઘોડો મને ઉપયોગનો નથી અને શહેરમાં પણ મારો ઘોડો નથી, તેથી–"

બળવંતસિંહ વચમાં બોલ્યો: "તે માટે તું કાંઇ જ ચિંતા કરીશ નહિ. હું તારા માટે એવો ઉત્તમ ઘોડો લેતો આવીશ કે તું તેના તરફ બે ઘડી જોઇ રહીશ."

એ પ્રમાણે વાતચીત થયા પછી ઉમેદની સાથે બળવંતસિંહ શહેરમાં જવાને નીકળ્યો અને અલકકુમારી પાસેની જ એક ઝાડીમાં જઇને રહી.

# પ્રકરણ ૫૧ મું.

## દરવાજા પાસે મેળાપ.

સૂર્યોદય થઈ ગયો. લોકો નિવૃત્તિને ત્યાગીને પ્રવૃત્તિમાં પડવા લાગ્યા. એ સમયે ચાર ઘોડેસ્વાર સંગમપુરના દક્ષિણ દિશાના દરવાજે થઇને નગર બહાર નીકળ્યા. સૌને મોખરે બળવંતસિંહ હતો. તેણે અત્યારે મુસાફરીનો પોશાક ધારણ કર્યો હતો, તોપણ તેનું તેજ જરા પણ ન્યૂન થયું નહોતું. ઉલટો એ પોશાકમાં તે વધારે શોભતો હતો. તેની પાછળ તેજસીંગના ઘોડાપર ઉમેદ બેઠો હતો અને તેણે દાનસીંગના ઘોડાની લગામ પોતાના હાથમાં લીધી હતી. બીજા બે ઘોડા ઉપર બળવંતસિંહના પ્રવાસનો સામાન લઇને બે માણસો બેઠેલા હતા. તે બે માણસો બળવંતસિંહ સંગમપુરમાં આવી પહોંચ્યા પછી બે દિવસે ત્યાં આવી પહોંચ્યા હતા, પરન્તુ આ કથાનક સાથે તેઓનો કશો સંબંધ નહિ હોવાથી તેઓનો ઉલ્લેખ અત્યારસુધી કરવામાં આવ્યો નથી. દરવાજામાંથી બહાર નીકળતાં જ થોડે અંતરે બળવંતસિંહે પોતાનો ઘોડો ઉભો રાખ્યો, એટલે તે ત્રણ જણાઓએ પણ પોતાના ઘોડા થોભાવ્યા. થોડી વાર પછી નાના પણ ઉમદા ટટ્ટુઓ પર સ્વાર થએલી ત્રણ સ્ત્રીઓ ત્યાં આવી પહોંચી. એ ત્રણે સ્ત્રીઓએ

પોતપોતાનાં મ્હોં ઉપર બુરખા પહેરેલા હતા. સૌને મોખરે લતિકા-દેવી ચાલતી હતી. તેમની પાછળ રેવા અને રાધા હતી. તે ત્રણેને બળવંતસિંહે તુરત જ ઓળખી લીધી.

તે ત્રણે દૃષ્ટિએ પડતાં જ બળવંતસિંહે પોતાનો ઘોડો તેમની તરફ ફેરવીને તેમનું સ્વાગત કર્યું. તોપણ આ પ્રસંગે બળવંતસિંહનું વદન ઉદાસ છે એવું લતિકાદેવીના ધ્યાનમાં આવ્યા વિના રહ્યું નહિ.

જોકે બળવંતસિંહે લતિકાદેવીને પાટણ લઈ જવાનું કબૂલ કર્યું હતું, તોપણ તે વાત તેને ગમતી નહોતી. લતિકાદેવીનું ચિત્ત બળવંતસિંહમાં ચોંટયું હતું, પરન્તુ બળવંતસિંહનું ચિત્ત લતિકા-દેવીમાં લાગ્યું નહોતું. આ સ્થિતિ લતિકાદેવીના ધ્યાનમાં પણ આવી ગઈ હતી, તોપણ પોતે એ સમજી ગઈ છે એવું તેણે બિલકુલ દર્શાવ્યું નહિ. તે માત્ર વખત ઉપર જ આધાર રાખીને રહી હતી. કદાચ પાટણમાં પહોંચ્યા પછી પણ તેનું મન જીતી લઈ શકાય એવી તેને આશા હતી. પણ બળવંતસિંહનો નિશ્ચયી સ્વભાવ તે બિચારી જાણતી નહોતી!

લતિકાદેવીને પોતાના સૌંદર્ય ઉપર અતિશય વિશ્વાસ હતો અને ખરેખર તે અત્યંત સુંદર પણ હતી. તેનો માત્ર એક કટાક્ષ જ હર-કોઈ તરૂણને મોહપાશમાં ગુંથી લેવાને બસ હતો. વળી અત્યારે તે એક નાજુક ઘોડાપર સ્વાર થઈ હોવાથી બહુ જ શોભાયમાન દેખાતી હતી.

તોપણ બળવંતસિંહે તો તેને પૂરેપૂરી ઓળખી લીધી હતી. વૃદ્ધ ચંડિકાનું તેણે ખૂન કર્યું હતું તે સમયની વિકરાળ મુખમુદ્રાને તે હજી વિસરી ગયો નહોતો. એ કારણથી જ બળવંતસિંહને તે ગમતી નહોતી. તોપણ લતિકાદેવીને તો પોતાનો વિજય જ દેખાતો હતો અને તે મનમાં વિચારતી હતી કેઃ "કાંઇ ફીકર નહિ, છેવટે તો હું તેને મારી તરફ વાળીશ-અવશ્ય વાળીશ!"

## પ્રકરણ ૫૧ મું.

### એક ભયંકર વિષય વિષે વાતચીત.

જે વખતે બળવંતસિંહ અને લતિકાદેવીએ પોતાના પ્રવાસનો આરંભ કર્યો, તે વખતે તે બન્નેના વિચારો આગલા પ્રકરણમાં જણા-વ્યા પ્રમાણે હતા. તે જ પ્રમાણે લતિકાદેવીને જોઈને મોહનને પણ ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. જ્યારે લતિકાદેવીએ પોતાના ચ્હેરા

પરથી બુરખો દૂર કર્યો, ત્યારે તો તે આશ્ચર્યથી ચમકીને બૂમ પાડી ઉઠ્યો હતો, પરન્તુ તેના આશ્ચર્યનો એ પ્રકાર કોઇના ધ્યાનમાં આવ્યો નહિ. જ્યારે તેમના પ્રવાસનો પ્રારંભ થયો, ત્યારે બળવંતસિંહ અને લતિકાદેવી તદ્દન આગળ ચાલતાં હતાં. તેમની પાછળ રેવા અને રાધા હતી, તેમની પાછળ ઉમેદ અને બળવંતસિંહના બે ચાકરો, એ પ્રમાણે સ્વારી ચાલતી હતી. લતિકાદેવીએ હજીસુધી ઉમેદ તરફ જોયું નહોતું. માત્ર રેવા અને રાધાએ તેજસીંગ અને દાનસીંગને શોધી કાઢવાને ચોમેર દૃષ્ટિ કરી, પરન્તુ તેઓ જોવામાં આવ્યા નહિ, એટલે નિરાશ થઈને તેમણે એક બીજા સામે જોયાં કર્યું. ખરેખર, એ નિરાશાએ તેમનાં મનને ખિન્ન કર્યાં હતાં.

કેટલીક વારસુધી બળવંતસિંહે પોતાના ઘોડાને જરા ઉતાવળે ચલાવ્યો, એવા હેતુથી કે પોતાના બખ્તરવાળા મિત્રની રાહ જોવાને તે વખત મેળવી શકે, પરન્તુ ઘણો વખત વ્યતીત થયા છતાં તે જોવામાં આવ્યો નહિ, એટલે તેણે લતિકાદેવી સાથે વાતચીત કરવાનું શરૂ કર્યું. બળવંતસિંહની સાથે સાથે જ પ્રવાસ કરવાની લતિકાદેવીની મરજી હતી, પરન્તુ તેણે તે નહિ દર્શાવતાં કહ્યું: "આપનો મિત્ર આપણી સાથે પ્રવાસે આવનાર છે એ જાણીને મને બહુ આનંદ થાય છે. આપના એ મિત્રનું નામ શું વારૂ ?"

"લતિકા ! તારા એ પ્રશ્નનો ઉત્તર હું આપી શકું તેમ નથી." બળવંતસિંહે કહ્યું.

"એમાં કાંઇ રહસ્ય હોય તો તે જાણવાનો મારો આગ્રહ નથી." લતિકાએ કહ્યું.

"નહિ, તેમ નથી. તારા પ્રશ્નનો ઉત્તર હું પોતે પણ જાણતો નથી. તેનો અને મારો મેળાપ કોઈ વિલક્ષણ રીતે જ થઇ ગયો છે, તેથી હજી હું તેનું નામ-ઠામ કશું જાણતો નથી. ગઇ રાતે હું બિલકુલ ઉંઘ્યો નથી. મારા જેવા ધીંગા માણસને એવા જાગરણની કાંઇએ પરવા નથી. ગુજરાતમાં ઘણીએ લડાઇઓમાં—"

"આપે જય સંપાદન કરીને કીર્તિ મેળવી છે." બળવંતસિંહનું વાક્ય લતિકાએ વચમાં બોલીને પૂરૂં કરી નાખ્યું.

"પણ એ વાત તને કોણે કહી ?" તેની તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇને બળવંતસિંહે પૂછ્યું. તે જ ક્ષણે તેને સંશય આવ્યો કે લતિકાદેવીને પોતા સબંધે કાંઈક વધારે ખબર મળી હોવી જોઇએ.

"વીરોત્તમ મહારાજે આપના શૌર્ય અને ચાતુર્ય સબંધે અને ઘણી વાતો કહી છે." લતિકાએ ઉત્તર આપ્યો.

"વીરોત્તમ મહારાજે એ સિવાય બીજું કશું તો તને નથી કહ્યું ને ?" કિંચિત્ હસીને તેણે પ્રશ્ન કર્યો.

"તેમણે ઘણી વાર મારી પાસે આપની પ્રશંસા જ કર્યા કરી છે."

બળવંતસિંહ મનમાં બોલ્યોઃ "ફીકર નહિ, મારા સંબંધે વીરોત્તમે હજીસુધી કાંઇ વાત બહાર પાડી નથી." પછી તેણે લતિકાને કહ્યું: "હવે તને હું કાલ રાત્રિની વાત કહું છું. ગઈ રાત્રે બહુ વિલક્ષણ બનાવો બન્યા છે. મને પકડીને ઠાર કરવાનો મારા શત્રુએ એ ઘાટ ઘડ્યો હતો. કાલે એક વાર તો એવો અણીનો પ્રસંગ આવી ગયો હતો કે હું કેવળ મોતના પંજામાં જ સપડાઇ ગયો હતો, અને વિનામૂએ મૂઆ જેવો થઈ ગયો હતો."

બળવંતસિંહની હકીકત લતિકાદેવી ઉત્સુકતાથી સાંભળતી હતી. તેણે અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું: "પછી ?"

"પછી જે વીર પુરૂષે મને એ સંકટમાંથી મુક્ત કર્યો, તેની જ હું અત્યારે રાહ જોઉં છું." બળવંતસિંહ બોલ્યોઃ "તે વીર પુરૂષ પોતાનું નામ આપવાને કે ચ્હેરો બતાવવાને ખુશ નથી."

"શું ચ્હેરો બતાવવાને પણ તે ખુશ નથી ?" લતિકાદેવીએ વિશેષ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"હા, તેણે શરીરે બખ્તર પહેર્યું છે અને માથે ટોપ તથા બુરખો ધારણ કર્યો છે, તેથી તેનો ચ્હેરો દેખાતો નથી." બળવંતસિંહ બોલ્યોઃ "તોપણ તેની દેહયષ્ટીને તે બખ્તર બહુ જ સુંદર દેખાય છે."

"એ આપના મિત્રને મળવાને હું બહુ જ ઉત્કંઠિત થઇ ગઇ છું. પણ રાત્રે આપના ઉપર ક્યાં અને કેવો પ્રસંગ ગુજર્યો હતો તે તો આપે મને કહ્યું નહિ !" તે બોલી.

"તે વાત બહુ જ લાંબી છે. રાત્રિની હકીકત જો તું સાંભળીશ, તો તું ભયથી કંપવા લાગીશ !" તે બોલ્યોઃ "પેલો ગૂઢ મકાર અને પેલું નામ—"

"વારૂ, કહો તો ખરા !" લતિકાએ અધીરાઇથી કહ્યું.

પોતાનો ઘોડો પાસે લઈ જઇને બળવંતસિંહે હળવેથી તેના કાનમાં કહ્યું: "કાલિકાની મૂર્તિ !"

લતિકાદેવી ભયથી ત્રસ્ત થઈ જતી બોલીઃ "ઓ પ્રભુ ! પણ સરદાર સાહેબ ! આપના ઉપર તે સંબંધે વળી શું સંકટ આવી પડ્યું હતું ?"

'કાલિકા'નું નામ સાંભળવાથી લતિકાને કેટલો ભય લાગશે તેની બળવંતસિંહને તો કલ્પના હતી જ, કારણકે કાલિકાના ભક્તોના હાથમાંથી પૂર્વે જ્યારે બળવંતસિંહે તેને છોડાવી હતી, ત્યારે 'કાલિકાને બળિદાન' એ શબ્દો કોઇએ ઉચ્ચારેલા તે તેણે પણ સાંભળ્યા હતા. બળવંતસિંહ બોલ્યો: "કાલ રાત્રે હું જે સ્થળે ગયો હતો, તે સ્થળ બહુધા શાક્તોનું મુખ્ય સ્થાન હોવું જોઇએ."

"પણ તે સ્થળ ક્યાં આવ્યું?" લતિકાએ આતુરતાથી પ્રશ્ન કર્યો.

"પણે રહ્યું, જો!" એમ કહીને ત્યાંથી નજીકમાં જ દેખાતા 'પુણ્ય-મંદિર' તરફ તેણે પોતાનો હાથ લંબાવ્યો.

"એટલે? તમે ત્યાં ખરેખર ગયા હતા જ શું?" લતિકાએ પૂછ્યું.

"હું ધારૂં છું કે એ સંબંધે તું કાંઇક વધારે માહિતી ધરાવે છે; અને તેથી જ મેં આ વાત તારી પાસે કાઢી છે." બળવંતસિંહ બોલ્યો.

"શું કહો છો? એ સંબંધે મને વધારે માહિતી છે શું?" લતિકાએ ઓશિયાળું મ્હોં કરીને તેના તરફ જોતાં કહ્યું.

"આ વાત સાંભળીને જો તને ખોટું લાગતું હોય, તો આપણે વાતચીતનો વિષય બદલી નાંખીએ." બળવંતસિંહ બોલ્યો.

"ના, ના, તેવું કાંઈ જ નથી." કિંચિત્ સ્વસ્થ થતાં શાન્ત થઇને તે ધીમેથી બોલી: "પણ શાક્તોનું તે મુખ્ય સ્થળ છે એવું આપે શા ઉપરથી જાણ્યું?"

"વીરોત્તમની છાવણી પાસેના દેવાલયમાં તને કાલિકાની બ્હીક બતાવવામાં આવી હતી. વળી કાલિકાપ્રસાદ અને ચંડિકા વચ્ચે ધર્મશાળામાં થએલી વાતચીત અલકકુમારીએ મને કહી હતી-અને ઘણું કરીને તેણે તને પણ એ વાત કહી હશે—" બળવંતસિંહ બોલ્યો.

"બરાબર, તેણે મને પણ એ હકીકત જણાવી હતી ખરી." લતિકા દુઃખ પામતી બોલી: "આપની કલ્પના બરાબર છે. કાલિકાને કેવી રીતે બળિદાન આપવામાં આવે છે, એ હું જાણું છું; પણ મેં એ સઘળું ગુપ્ત રાખવા માટે ભયંકર સોગંદ લીધા છે! ઓ ઇશ્વર! મેં જે ભયંકર સોગંદ લીધા છે, તેથી હું તે કહી શકતી નથી!" એમ કહીને તેણે બન્ને હાથ જોડીને ઉંચે આકાશ તરફ દૃષ્ટિ કરી.

આ તેની અધીરાઈ અને ભીતિ ઉપરથી તેને કાંઈ પણ મહત્ત્વની ગુપ્ત વાતની ખબર હોવી જોઇએ, એવી બળવંતસિંહની ખાત્રી થઈ. પણ અત્યારે તેના મુખમાંથી એ વાત ખુલ્લી થવાની તેને આશા

નહોતી ! તેના પોતાના સંબંધે પણ ઘણી ગુપ્ત વાતો હતી, એ બળ-વંતસિંહ જાણતો હતો. વળી બીજે કોઇ પ્રસંગે એ વાત ખુલ્લી થશે, એમ સમજીને બળવંતસિંહ ચૂપ રહ્યો. લતિકાદેવી પણ શાન્ત થઈ. એટલામાં પાસેની ઝાડીમાંથી આખે શરીરે બખ્તર ધારણ કરેલી સ્થિતિમાં અલકકુમારી તેમની પાસે આવીને ઉભી રહી.



## પ્રકરણ ૫૩ મું.

### પ્રવાસનો પહેલો દિવસ.

અત્યારે અલકકુમારીના શરીરપરનું બખ્તર સૂર્યના પ્રકાશમાં ચળકાટ મારી રહ્યું હતું. તે બખ્તરને કદાચ લતિકાદેવી ઓળખી કાઢશે, એવી બળવંતસિંહના હૃદયમાં ભીતિ હતી, તોપણ તે મોટેથી તેનો સત્કાર કરતો બોલ્યોઃ "આવ મારા શૂરવીર મિત્ર!" પછી લતિકાદેવીને તેની ઓળખાણ પાડતાં તેણે કહ્યું: "આ વીર પુરૂષે કાલ રાત્રે મને ઘણી મદદ કરી હતી અને તે જ આજે આપણી સાથે આવનાર છે."

લતિકા આનંદ દર્શાવતી બોલી: "તે આપણી સાથે આવનાર છે, 'એ સાંભળીને મને બહુ જ આનંદ થાય છે. પણ એમનો ઘોડો ક્યાં છે?"

એટલામાં બળવંતસિંહના ચાકરો પાછળ રહી ગયા હતા તેઓ નજીક આવી પહોંચ્યા. અત્યારસુધી લતિકાદેવીએ તેમની તરફ જોયું પણ નહોતું, પરન્તુ અત્યારે તેમની તરફ નજર કરતાં જ ઉમેદનો ચહેરો તેના જોવામાં આવ્યો. તેને જોતાં જ તે ચમકી ગઈ. તેણે ફરીથી એક વાર તેના તરફ જોયું, અને તેની ખાત્રી થઇ કે તે ખરે-ખર ઉમેદ જ હતો. ઉમેદે પણ તેના તરફ જોયું અને બન્ને જણે પરસ્પર નેત્રસંકેતથી પૂર્વ પરિચય દર્શાવી વાળ્યો.

તે વખતે તે બન્ને જણ તરફ કોઇનું ધ્યાન ખેંચાયું નહોતું, કારણકે બળવંતસિંહ અલકકુમારીને ઘોડા ઉપર બેસવામાં મદદ કરતો હતો.

પછી સઘળાં આગળ ચાલવા લાગ્યાં. લતિકાદેવીના વદન ઉપર ભયનાં ચિન્હો સ્પષ્ટ રીતે તરી આવેલાં દેખાતાં હતાં. તે વદનપર ગંભી-રતા ધારણ કરવાનો પ્રયત્ન કરતી હતી, એ બળવંતસિંહ કળી ગયો. પરન્તુ તેને એમ લાગ્યું કે થોડી વાર પહેલાં કાલિકાની મૂર્તિની જે

વાત નીકળી હતી તે ઉપરથી તે ભયભીત થઇ ગઇ હશે. પરન્તુ લતિકાદેવીના મનની સ્થિતિ તો અત્યારે કેવળ જૂદા જ પ્રકારની હતી! તે કાંઇ નવો જ ઘાટ પોતાના મન સાથે ઘડયા કરતી હતી. કેટલોક વખત વીતી ગયા પછી તે બોલી: "હમણાં જ આપે જે અલકકુમારીનું નામ લીધું તે સંગમપુર છોડયા પહેલાં આપને મળી હતી કે નહિ? તે કાલે જ મારી પાસેથી ચાલી ગઇ છે, એ વાતની તો આપને કદાચ ખબર હશે જ."

બળવંતસિંહ બોલ્યો: "તે મને મળી નથી, તેથી મને બહુ ખેદ થાય છે. આજે જ સવારે ઘરધણીએ મને કહ્યું કે તે કાલ રાત્રે મને મળવાને માટે આવી હતી, પણ મારી મુલાકાત થઇ નહિ, તેથી તે પાછી ચાલી ગઇ. ગરીબ બિચારી! તેને એકલીને આ શહેરમાં વળી શું કામ હશે, કોણ જાણે? તેનો કાંઇ આશ્રયદાતા પણ અહીં હોત તો વધારે ઠીક હતું."

લતિકાદેવી બોલી: "મને પણ એમ જ થાય છે. કાલે તે મારી રજા લઇને ગઇ, ત્યારે હું તેને થોડા પૈસા આપતી હતી, પણ તે તેણે લીધા નહિ. પોતાની પાસે જોઇએ તેટલા પૈસા છે એમ કહીને તે ત્યાંથી ચાલી ગઇ હતી."

"અહા! લતિકા! ખરેખર તું બહુ જ ઉદાર હૃદયની છે." બળવંતસિંહ બોલ્યો: "તેં તે અલકકુમારીની જે બરદાસ્ત કરી છે તે માટે હું તારો અત્યંત આભારી છું. હું જ્યારે જમદેવની સાથેના યુદ્ધ પછી બેશુદ્ધ બનીને જંગલમાં પડ્યો હતો, ત્યારે તેણે મને જે મદદ કરી હતી, તે હું કદાપિ વિસરી શકીશ નહિ."

"પણ મહારાજ!" લતિકા અલકકુમારી તરફ જોઇને બોલી: "આપ જે વાત કહો છો, તે આ દુનિયામાં કોઇ પણ જાણતું નથી!"

બળવંતસિંહે ભાનમાં આવીને હળવેથી લતિકાદેવીને કહ્યું: "હા, હું તે વિસરી ગયો ખરો. તારી બ્હેન સંબંધે જે કાંઇ ગુપ્ત વાતો હું જાણું છું, તેમાંની એક પણ વાત બહાર પાડવાની નથી. પણ ત્યારપછી તેં તેના સંબંધે કાંઇ હકીકત સાંભળી છે કે?"

નીચે નજર કરીને ધીમેથી લતિકાદેવી બોલી: "સરદાર સાહેબ! મને તેના તરફથી કશી ખબર મળી નથી!" એમ બોલીને તેણે આડી નજરે બળવંતસિંહ તરફ જોયું, પણ તેની તે તરફ નજર નહોતી.

થોડી વાર મુંગા મુંગા આગળ પ્રવાસ કર્યા પછી તેણે પુનઃ બળવંતસિંહને કહ્યું: "જમનીને આપ શું વિસરી શકતા નથી?"

તે પ્રશ્નનો પ્રત્યુત્તર નહિ આપતાં તે બોલ્યો: "બિચારી જ્યાં હોય ત્યાં સુખરૂપ રહેજો !"

પુનઃ સૌ કોઇ આગળ પ્રવાસ કરવા લાગ્યાં. બળવંતસિંહ અને લતિકાદેવી વચ્ચે થએલી વાતચીત અલકકુમારીએ લક્ષપૂર્વક સાંભળી હતી. બળવંતસિંહે પોતાની પ્રશંસા કરેલી સાંભળીને તેને બહુ જ આનંદ થયો. માત્ર એટલાથી જ પોતે તૃપ્ત થઈ, પોતાની ઇચ્છા પૂર્ણ થઇ, એવું તેને લાગ્યું !

જે ઉદાત્ત ગુણો પ્રત્યેક મનુષ્યના શરીરમાં હોવા જોઇએ, તે ગુણો-એટલે મહત્તા, ભલમનસાઇ, શૌર્ય, ઔદાર્ય, ચાતુર્ય વગેરે સર્વ ગુણો બળવંતસિંહમાં વસેલા છે, એ વાત સજ્જડપણે અલકકુમારીના મનમાં ઠસી ગઇ હતી. સંગમપુરના કિલ્લામાં રહેવાને તે ગઇ ત્યારથી તો તેના મનમાં બળવંતસિંહની રમ્ય મૂર્તિ જ વસી રહી હતી. તેની સાથે જો પોતાનું લગ્ન થાય, તો કેવું સારૂં થાય, એવું જ વારંવાર તેના મનમાં થયાં કરતું હતું. પણ પોતે એક સાધારણ ખેડૂતની છોકરી હતી અને બળવંતસિંહ ગમે તેવો તોએ એક મોટો સરદાર હતો, એ સ્થિતિ ધ્યાનમાં આવતાં જ પોતાની આશા વ્યર્થ છે એવું તેના મનમાં આવ્યું અને તેનું મન ઉદાસ થઇ ગયું.

તે વારંવાર પોતાના બુરખાનાં દૃષ્ટિછિદ્રોમાંથી બળવંતસિંહ તરફ અને લતિકાદેવી તરફ વારાફરતી જોયાં કરતી હતી, કારણકે જ્યારથી બળવંતસિંહે તેને કહ્યું હતું કે પોતાની સાથે એક સ્ત્રી પ્રવાસ કરનાર છે, ત્યારથી તેના મનમાં તે સ્ત્રી સંબંધે ઈર્ષ્યા ઉત્પન્ન થઇ હતી. એ પ્રમાણે તે બન્ને તરફ જોતાં જોતાં તે સમજી ગઈ હતી કે લતિકાદેવી બળવંતસિંહ ઉપર પ્રેમ દર્શાવતી હતી, પરન્તુ બળવંતસિંહની બાહ્ય મુખમુદ્રા ઉપરથી તેના મનની પરીક્ષા કરવાનું કામ બહુ જ કઠણ હતું, કારણકે કોઇ કોઈ વાર કેવળ મમતાથી તે લતિકાદેવી તરફ જોતો હતો. પરન્તુ અલકકુમારીની ઇર્ષ્યાયુક્ત દૃષ્ટિને એમ જ દેખાતું હતું કે બળવંતસિંહ પણ લતિકાદેવી ઉપર પ્રેમ ધરાવતો હતો !

એ પ્રમાણે અલકકુમારીની વિચારમાળા ફરતી હતી અને આગળ પ્રવાસ થયે જતો હતો. 'પુણ્ય-મંદિર' ઘણું પાછળ પડી ગયું હતું અને તેના ઉંચા મિનારા પણ હવે દેખાતા બંધ થઇ ગયા હતા. આખું મંડળ અત્યારે નદીકિનારે આવી પહોંચ્યું હતું.

અત્યારસુધી એ સર્વ મંડળ મૌનપણે ચાલ્યું જતું હતું; પણ કેટલીક વાર પછી બળવંતસિંહ બોલ્યો: "આવતી વખતે હું વીરોત્તમને મળ્યો નહિ, તેથી તેમને માઠું તો નહિ લાગ્યું હોય ?"

લતિકાદેવી બોલી: "મહારાજ! આપના સંબંધે વીરોત્તમ મહારાજના મનમાં એટલી બધી આદરબુદ્ધિ વસેલી છે કે આપનું કોઇ પણ કાર્ય વિચારપૂર્વક જ થએલું હશે એવી તે ખાત્રી ધરાવે છે. વળી ગઈ રાત્રે એક અત્યંત મહત્ત્વનો બનાવ બન્યો છે, અને તે આપને કાને આવ્યો જ હશે. તે કારણથી તે બહુ જ ગુંચવણમાં પડી ગયા છે."

"એટલે પેલા ત્રણ કેદીઓ નાસી ગયા એ સંબંધે જ ને?" બળવંતસિંહે પૂછ્યું: "એ ખબર સાંભળતાં જ વીરોત્તમ મહારાજ અત્યંત ક્રુદ્ધ થઇ ગયા હશે, નહિ વારૂ?"

"હા. તેમના ક્રોધનો તે વખતે પાર જ નહોતો!" લતિકા બોલી: "આ પ્રાંતમાં પોતા સામે શત્રુતા ધરાવનારા એકેએક સરદારની બરાબર ખબર લેવી એવા તેમણે સોગંદ લીધા છે!"

"વીરોત્તમ મહારાજ એ કામનો આરંભ ક્યારથી કરવાના છે?" અલકકુમારીએ પૂછ્યું.

"દશેક દિવસમાં સઘળી તૈયારી કરી નાંખીને તે પોતાના શત્રુઓ ઉપર ચ્હડાઈ કરશે. પણ વીર પુરૂષ! વીરોત્તમના એ સોગંદ સાંભળીને તને એટલી બધી ઉત્સુકતા કેમ થઇ આવી વારૂ?" લતિકાએ અલકકુમારીને પૂછ્યું: "તારા કોઇ માલેકને કાંઈ નુકસાન થવાનો સંભવ છે કે શું?"

"મારો કોઇ માલેક જ નથી!" અલકકુમારી બોલી: "પણ એ લડાઇથી આપણા દેશને મોટું નુકસાન થશે એમ મને લાગે છે!"

"એમ કે? મેં ધાર્યું કે તું કોઇ સરદારની નોકરીમાં હશે!" લતિકાદેવી બોલી.

"ના, ના! હું કોઇનો પણ નોકર છું જ નહિ. હું આ દેશમાંનો માત્ર એક ખેડૂત છું. લડાઇથી ખેતી અને ખેડૂતને બહુ નુકસાન થાય છે; તેમ જ જે સરદારની જમીનમાં અમારાં ખેતરો આવેલાં છે, તેનો નાશ થયો એટલે અમારો જ નાશ થઇ ચૂકેલો સમજવાનો." અલકકુમારી ખુલાસો કરતાં બોલી.

એ જ બખ્તરવાળા વીરે રાજકેદીઓને બંધનમુક્ત કર્યાં હતા, એ બળવંતસિંહ જાણતો હતો, પણ એ વાત લતિકાદેવીથી ગુપ્ત જ રાખવાની હતી, તેથી તે બોલ્યો: "લતિકા! આ મારો મિત્ર વીરોત્તમના જ પક્ષનો છે; અને મારે હવે આ દેશમાંનાં રાજકારસ્થાનો સાથે કશા લેવા દેવા નથી, એ પણ તું જાણે છે જ."

લતિકાદેવી બોલી: "હા, તે હું જાણું છું. જમનીના પ્રેમથી બદ્ધ થઇને તમે તેને માટે લડવા ગયા હતા."

"જમનીના પ્રેમની વાત હવે પુનઃ કાઢીશ નહિ." બળવંતસિંહ વાતચીતનો વિષય બદલવાને બોલ્યો: "હવે રસ્તો ઘણો સારો આવ્યો છે, માટે ઘોડાને જરા ઉતાવળે ચલાવો."

એમ કહીને બળવંતસિંહે પોતાના ઘોડાને એડી મારી, અને લતિકા તથા અલકે પણ તે જ પ્રમાણે કરી ઘોડાને ઉતાવળા ચલાવ્યા. ચાકરો અને ઉમેદે પણ પાછળ ઘોડા દોડાવીને ઉતાવળે ચાલવા માંડ્યું. એ જ વખતે વક્ર દષ્ટિથી અવલોકન કરતી તે ગૂઢચરિત્રશાલિની લતિકાદેવી મનમાં ને મનમાં જ બોલી: "પણ છેવટે તો તે મારો છે-હા! મારો જ છે!"

**ભાગ ૧ લો સમાપ્ત.**

## ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| વસઇનો ઘેરો | (ઐતિહાસિક નવલકથા) | રૂ. | ૧। |
| પાટણની પડતીનો પ્રારંભ | ,, ... | રૂ. | ૧। |
| સોમનાથનું શિવલિંગ | ,, ... | રૂ. | ૧। |
| સિંધ ઉપર સ્વારી | ,, ... | રૂ. | ૧। |
| ધારાનગરીનો મુંજ | ,, ... | રૂ. | ૧। |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ,, ... | રૂ. | ૧। |
| કાશ્મીર અને કેસરી | ,, ... | રૂ. | ૧ |
| પ્રમોદા યાને દિલેર દિલારામ | ,, ... | રૂ. | ૦॥। |
| વિમળા | (સામાજિક નવલકથા) ... | રૂ. | ૧ |
| પિશાચ-મંદિર ભાગ ૧ | ,, ... | રૂ. | ૨ |
| સુધરેલી સંગીતા... | ,, ... | રૂ. | ૧। |
| લતા અને લલિતા ભા. ૧-૨-૩-૪ | (દરેકનો) | રૂ. | ૦॥। |
| વિદ્યાસાગર ભાગ ૧ તથા ૨ | ,, ... | રૂ. | ૦॥। |
| બાદશાહ બારેબાદર | ,, ... | રૂ. | ૦)॥ |
| ચાંપરાજ હાડો અને સોનરાણી | (નાટક.) | રૂ. | ૦॥। |
| બંગજાગૃતિ | ( નાટક ) ... ... | રૂ. | ૦।- |
| કાન્તા | ( નાટક ) ... ... ... | રૂ. | ૦)॥ |
| કામરૂ દેશની કામિની | (ડિટેકટીવ વાર્તા) | રૂ. | ૧ |
| ભક્તામર-મંત્ર-માહાત્મ્ય | (જૈન સ્તોત્ર) | રૂ. | ૧ |
| નવ-દંપતીને શિખામણ | (આરોગ્યનો ગ્રંથ) | રૂ. | ૧। |
| કર્તવ્ય-કૌમુદી | (નીતિબોધક) ... | રૂ. | ૦॥ |
| ભૂતળ વિદ્યા | (શાળોપયોગી) ... | રૂ. | ૦)॥ |
| સુબોધક કથાપંચક | (નીતિબોધક) ... | રૂ. | ૦।- |

મળવાનું સ્થળ:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

[ જાગુષ્ટે પુસ્તકાલયનાં નવાં પુસ્તકો. ]

## પિશાચ-મંદિર.

'રેનોલ્ડ્ઝ'ના 'બ્રૉંઝ સ્ટેચ્યુ'ને આધારે લખાએલી ભેદ પૂર્ણ અને મનોરંજક નવલકથા. એનું એક પ્રકરણ વાંચ્યા પછી બીજું, ત્રીજું, ચોથું-સઘળાં પ્રકરણો વાંચવાની જિજ્ઞાશાઓ તમે થોભાવી શકશો નહિ; એટલી રસિકતા તેમાં ભરી દેવામાં આવી છે. સુંદર ફોટોગ્રાફીક ચિત્રો સાથે. લગભગ ૬૦૦ પૃષ્ઠ. બે ભાગની કી. રૂ. ૪.

## આજકાલનું હિંદુસ્તાન

અથવા

### પ્રાણહારક મૃગજળ.

આ સાંસારિક રસભરી નવલકથા જાણીતા લેખક **નારાયણદાસ વિસનજી ઠક્કુરે** લખી છે, એટલે તેમાંનાં રસભરિત વર્ણનો અને મનોમુગ્ધકર વાર્તાપ્રસંગોને માટે લાંબી જાહેર ખબર લખવાની જરૂર નથી. સુંદર ફોટોગ્રાફીક ચિત્રો સાથે. પૃષ્ઠ ૩૫૦. કીં. રૂ. ૧॥.

## કાશ્મીર અને કેસરી.

આ એક ઐતિહાસિક નવલકથા છે. પંજાબ કેસરી મહારાજા રણજીતસિંહે કાશ્મીર પર હલ્લો કરી અફઘાનો પાસેથી તે જીતી લીધું હતું તે સમયની વીર, કરૂણ અને શૃંગાર રસથી ભરપૂર આ નવલકથા **ચુનીલાલ વર્ધમાન શાહે** લખી છે. પૃષ્ઠ ૨૫૦. કીં. રૂ. ૧.

## ઇંડિયન પીનલકોડ

અથવા

### હિંદુસ્તાનનો ફોજદારી કાયદો.

છેલ્લામાં છેલ્લા સુધારા વધારા સાથેનો અને ટીકા તથા ખુલાસાઓથી ભરપુર આ કાયદાનો ગ્રંથ દરેક ગુજરાતી વકીલના ઘરમાં હોવો જોઇએ. આજસુધીમાં આવો ગ્રંથ કોઇએ બહાર પાડ્યો નથી તેથી થતી માંગણીને અનુસરીને કાયદાના અનુભવી ઇડર સ્ટેટના માજી જ્યુડીશ્યલ સેક્રેટરી અને સેશન્સ જડજ **મી. ચતુર્ભુજ માણુકેશ્વર ભટ્ટ** પાસે તે તૈયાર કરાવીને ઉંચા ટકાઉ કાગળોમાં છપાવી અમે બહાર પાડ્યો છે. પૃષ્ઠ ૬૫૦. કીમત રૂ. ૭.

મળવાનું સ્થળ:—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.